सत्यं परं धीमहि

# ॥ પુરાતત્ત્વ ॥

પુસ્તક ૪

[ સં. ૧૯૮૨ ]




સંપાદક અને પ્રકાશક
રસિકલાલ છોટાલાલ પરીખ
ગુજરાત પુરાતત્ત્વ મંદિર
અમદાવાદ

# લેખાનુક્રમ

( લેખકવાર અક્ક પ્રમાણે )



## સ્વાધ્યાય

# નોંધ

આ બે અંકોથી 'પુરાતત્ત્વ' નું ચોથું વર્ષ પૂરું થાય છે. જે લેખકોએ અને ગ્રાહકોએ 'પુરાતત્ત્વ' ને ચાલુ રાખવામાં મદદ કરી છે તેમનો અમે આભાર માનીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તેઓ પૂર્વવત્ મદદ આપશે.

'પુરાતત્ત્વ' ના પાંચમા વર્ષનો પહેલો અંક માઘ માસના અંત સુધીમાં બહાર પાડવા ધારેલો છે. જેઓની ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઇચ્છા ન હોય તેઓ અમને તે પ્રમાણે લખી જણાવવાની કૃપા કરશે.

સંપાદક



सत्य पर धामाह

# 卐 પુરાતત્ત્વ 卐

[તક ૪ થું ] પોષ–ચૈત્ર [ અંક ૧–૨ જો

## પાટણના બે જૂના દસ્તાવેજો.

[ આચાર્ય શ્રી જિનવિજયજી ]

પાટણથી પં. પ્રભુદાસજીએ કેટલાક જૂના દસ્તાવેજો અમને જોવા માટે મોકલ્યા છે; ાંના બે ઉપયોગી અને જાણવા જેવા હોવાથી આ નીચે આપવામાં આવે છે. આ ાવેજો કપડા ઉપર લખેલા છે. નં. ૧ વાળા દસ્તાવેજની પહોળાઇ ૮¾ ઇંચ અને ાઇ ૨ ફીટ ૮ ઇંચ જેટલી છે. આ દસ્તાવેજનો ઉપરનો થોડોક ભાગ ફાટી ગયો ૨ જા નંબરવાળા દસ્તાવેજની પહોળાઇ ૯¾ ઇંચની અને લંબાઇ ૩ ફીટ ૧¾ ા જેટલી છે. આ દસ્તાવેજનો નીચેનો કેટલોક ભાગ જતો રહ્યો છે.

પહેલા દસ્તાવેજમાં મતું કરનાર અને સાક્ષીદારની સહિઓ લેખની નીચે આપ-ાં આવેલી છે અને બીજામાં લેખની ઉપર અને નીચે બંને જગ્યાએ આપવામાં વેલી છે.

પહેલા દસ્તાવેજની સાલ સંવત્ ૧૫૪૭ ની અને બીજાની સંવત્ ૧૫૬૨ છે. આ વખતે રાત ઉપર સુલતાન મહમૂદ બાદશાહી કરતો હતો. આ મહમૂદ તે ઇતિહાસ પ્રસિદ્ધ મહમૂદ ડો હોવો જોઇએ, કારણ કે તેણે સંવત્ ૧૫૧૫ થી તે ૧૫૭૦ સુધી બાદશાહી ભોગવી ા. સંવત્ ૧૫૪૦ ના અરસામાં તેણે ચાંપાનેરનો કિલ્લો સર કર્યો અને તે પછી તેને પોતાની નવી રાજધાની બનાવી આખર સુધી ત્યાં જ રહ્યો હતો. તેથી આ બંને ાવેજોમાં ગૂજરાતની રાજધાની તરીકે ચંપકદુર્ગ એટલે ચાંપાનેરનો ઉલ્લેખ કરવામાં યો છે. દસ્તાવેજોમાં બાદશાહ મહમૂદને લગાડવામાં આવેલાં વિશેષણો ઉપરથી તેના ક્રમ અને ન્યાયબુદ્ધિ આદિ ગુણોનું સ્પષ્ટ સૂચન થાય છે કે જે વિષે મુસલમાની ારિખોમાં વિગતથી લખેલું મળી આવે છે.

આ બંને દસ્તાવેજો પાટણમાં થએલા છે. ૧ લા દસ્તાવેજ વખતે પાટણમાં ન્યાય તાનો ઉપરી મફ્દુમકાદી નામે મુસલમાન અમલદાર હતો અને દીવાની ખાતાનો ઉપરી

મહં. હાંસા કરીને કોઇ હિંદુ અમલદાર હતો. જકાતખાતાનો અધિકાર પણ તેને જ સોંપેલો હતો. લશ્કરી અમલદાર તરીકે મલિક અલાવદીન કામ કરતો હતો.

બીજા દસ્તાવેજના વખતમાં દીવાની અમલદાર ખાન મજ્રીજ કરીને મુસલમાન હતો. જકાતખાતાનો ઉપરી મહં. આદા અને નાકેદાર ઠાકુર ભાણા નામે હિંદુ હતો. ન્યાય ખાતાની અમલદારી મહમ્મદ કબીરવતી યાકૂબ નામે કોઇ મુસલમાનું ચલાવતો હતો. લશ્કરી અમલદાર તરીકે શિરખીલ્લ ઈસિપતીયાર ( મુસલમાન ) કામ કરતો હતો.

આ બંને દસ્તાવેજો સંસ્કૃત ભાષામાં લખેલા છે, તે ખાસ ધ્યાન ખેંચે તેવી બાબત છે. પાટણમાંથી હિંદુ સત્તા નષ્ટ થયાં બાદ લગભગ બે સૈકાઓ પછી આ દસ્તાવેજો લખાયા છે. બસો વર્ષ જેટલા લાંબા સમય સુધી, હિંદુ સંસ્કૃતિ સાથે સર્વથા વિરોધ અને વિદ્વેષની લાગણી રાખનારા મુસલમાની અમલનો પ્રારંભિક દોર ગાઢ રહેવા છતાં પણ કાજીઓની કચેરીમાં સંસ્કૃત ભાષાનો વ્યવહાર થતો હતો ! આ દસ્તાવેજોની સંસ્કૃત બહુ જ સરલ છે. એને બોલચાલની સંસ્કૃત કહી શકીએ. પ્રાકૃત અને દેશ્ય શબ્દોને સંસ્કૃતના વિભક્તિ-પ્રત્યયો લગાડી તથા કેટલાક દેશી શબ્દ-પિંડોને સંસ્કૃતના ચાક ઉપર ચઢાવી હલકા હાથે સહેજસાજ કાંઇક સાંસ્કૃતિક આકાર આપી, વ્યાકરણ શાસ્ત્રથી અપરિચિત મનુષ્યોના કર્ણને પણ સંસ્કૃત ભાષાના પ્રવાહના ધ્વનિથી પરિચિત કરવા માટે આ પ્રકારની ભાષાનો વ્યવહાર કરાતો હતો. શિષ્ટ વાઙ્મયમાં વ્યવહૃત સંસ્કૃતના પ્રવાહની માફક લૌકિક વ્યવહાર માટે ઉપયોગમાં લેવાતી આ જાતની સંસ્કૃતનો પ્રવાહ પણ ઘણા દૂરના કાલપ્રદેશમાંથી ચાલ્યો આવતો હતો. કેટલાયે બૌદ્ધ અને જૈન લેખકોએ સર્વ સાધારણને ધર્મ અને નીતિનો બોધ આપવા માટે આ જાતની સંસ્કૃતનો ગ્રંથ લેખનમાં પણ ઉપયોગ કર્યો છે. હિંદુ રાજાઓના રાજ્યકારભાર માટે મોટે ભાગે આ જ જાતની સંસ્કૃત વપરાતી હતી, અને તેના અંતિમ અવશેષ તરીકે આપણે આ દસ્તાવેજોનો ઉલ્લેખ કરી શકીએ.

૧ લા દસ્તાવેજમાં, પાટણ નિવાસી ઓસવાળ જ્ઞાતિના સાહ ઝાંઝણના પૌત્ર સાહ હેમાના પુત્ર સાહ વીજા અને તેના પુત્ર સાહ જગા યોગ્ય; સાહ હેમાના જ બીજા પુત્રો સાહ દસર, રૂપા, સોના, પૂના નામના ભાઇઓએ પોતાની માતા પલ્હાઈ અને ભગિની મરગાઇ રજાઇ આદિ સાથે એકમત થઇને, ભાગીદારીની વ્હેંચણી માટેનું કરી આપેલું લખાણ છે. એમ જણાય છે કે સાહ હેમાને પ્રથમ સ્ત્રીથી વીજા નામે પુત્ર થયો હતો અને બીજી સ્ત્રી પલ્હાઇથી સાહ દસર વિગેરે પુત્ર-પુત્રિઓ થયા હતા. કોઇ ખાસ કારણને લઇને પલ્હાઇના સંતાનોને પોતાના પિતાની બધી મિલ્કત ઉપરથી પોતાનો હક્ક છોડી દેવાની ફરજ પડી હતી. તેથી સાહ વીજા અને તેના પુત્ર જગના હકમાં આ ખત તેમને લખી આપવું પડ્યું હતું. મિલકતમાં ગણાતી વસ્તુઓની વિગત જાણવા જેવી છે. તાંબા, પિત્તલ, સોના, રૂપા આદિ ધાતુઓ તથા તેમની બનાવેલી વસ્તુઓ; જસત કથિર અને કાંસાના બનાવેલા વાટકા વાટકી આદિ ભાજનો; મજાદર પટોલિકા આદિ વસ્ત્રો; પંટી, ઊખલ, મુસલ આદિ ઘરગતુ વસ્તુઓ; મરચા, મંજીઠ આદિ ૩૬૦ કરિઆણાની ચીજો; કુંડી, લોટા આદિ તાંબાના વાસણો; ખાટ, પાટ, ચોકી, આસન અને ગાડલાં

આદિ લાકડાની વસ્તુઓ; કોદાળી, પળી, દીવો ઇત્યાદિ લોઢાની ચીજો; કણના કોઠાર અને ભાત આદિ સાત પ્રકારના ધાનથી લઇ મીઠા સુધીની અનાજમાં ગણાતી વસ્તુઓ; ગાય, ભેંસથી લઇ ગધેડા પર્યંતના બધા ચોપગા પ્રાણીઓ; અને પીંપલા હવેલીમાં સાહ હેમાએ ખરીદેલું ઘર: આ બધી વસ્તુઓ જે પિતા અને પિતામહની મિલ્કત તરીકે ગણાય છે તે બધી ઉપરથી સાહ રુપા અને સોના નામના બંને ભાઇઓએ [ પોતાના મોટા ભાઇ ] ઇસરની સાથે બેસીને, [ઓરમાન ભાઇ] વીજાના હકમાં લખી આપી છે. એમાં એ ભાઇઓના કશો લાગભાગ નથી. હવે પછી, સાહ ઇસર આદિ ભાઇઓ પોતાના ઉદ્યોગથી જે કાંઇ લાખો રૂપિઆની પણ મિલ્કત મેળવે તે તેમની પોતાની છે. તે સાથે સાહ વીજાનો કશો સંબંધ નહિ. જે કોઇ આ અક્ષર-લેખનો લોપ કરશે તેનું પાપ તેના માથે છે. આ લખાણ માટે કોઇ પણ બ્હેન–ભાણેજ કે દુહિતા–દૌહિત્ર આદિ પણ કશું ન કરી શકે તેમ જ બીજા કોઇ માણસો દ્વારા પણ એ બાબતમાં કશો આડો વ્યવહાર ન કરી શકે તે માટે બધાએ આ દસ્તાવેજ ઉપર પોતાનાં હસ્તાક્ષરો આપ્યાં છે. આ લખાણમાં જે કાંઇ અધિકું ઓછું લખાયું હોય તો તે પણ બધાને પ્રમાણ છે.

આ પ્રમાણેનું લખાણ કરી નીચે ડાબી બાજુએ દસ્તાવેજ લખી આપનારાનાં અને જમણી બાજુએ સાક્ષીદારોનાં હસ્તાક્ષરો કરવામાં આવ્યાં છે.

**૨ જા દસ્તાવેજમાં,** એક ઘર વેચાણ સંબંધી લખાણ છે. એ ઘર, લુરા હવેલીમાં સાહવાડા મોહલ્લામાં આવેલું છે. એ પૂર્વાભિમુખ અને ત્રણ ઓરડા યુક્ત છે. તેમાં વચલા ઓરડાની આગળ પરસાળ છે અને તે પછી આંગણું છે. દક્ષિણ બાજુએ ખડકીઓ આવેલી છે અને એ જ તરફ વાડો પણ રહેલો છે. આ ઘરના ગ્રાહક ( વેચાતું લેનાર ) અને દાયક ( વેચાતુ આપનાર ) નાં નામો આ પ્રમાણે છે.

ગ્રાહક—આ જ શહેર [ પાટણ ] ના રહેવાસી શ્રી શ્રીમાલી જ્ઞાતિના દો૦ જોગાના પુત્ર દો૦ નપા, દો૦ વસ્તા, દો૦ નપાના પુત્ર રાયમલ્લ, શ્રી મલ્લ, દો૦ વસ્તાના પુત્ર દો૦ રંગા, દો૦ રાજપાલ: એ બધાએ એકમત થઇને એ ઘર વેચાતું લીધું.

દાયક—અમદાવાદ નિવાસી શ્રી શ્રીમાલ જ્ઞાતીના સાહ ગણપતિ સુત સાહ વર્ધમાન, તેનો પુત્ર દેવચંદ, શ્રીચંદ; સાહ માણિક તેનો પુત્ર સાહ સાધા, તેનો પુત્ર ખીમા; સાહ માણિક સુત સાહ સોમા, તથા સાહ શ્રીરાજ; સાહ માણિકની ભગિની બાઇ હીરી–તેનો પુત્ર સોની માંડણ–તેનો પુત્ર–સોની દેવા; સાહ ગણપતિની પુત્રી બાઇ મર્ઘાઇ, બાઇ કુંઅરી; સાહ માણિક સુત સાહ વેણા–તેનો પુત્ર–સાહ રામા; સાહ માણિક સુત સાહ પાંચા–તેનો પુત્ર-ભીમા; સાહ માણિકની પુત્રી–બાઇ ધનીબાઇ, વીરૂ: એ બધાએ એકમત થઇને, વાસમાં રહેનારા સમસ્ત લોકોની દેખતાં તથા સમસ્ત સગાઓની રૂબરૂ, પોતાની જરૂરિઆતને લઇને, ઉપર જણાવેલું પોતાના વડવાઓનું ઘર વેચ્યું છે. ઘરની કિંમત ૩૪૪૪ અંકે ચોત્રીસસો ચમ્માળીશ ટકા પુરા છે. આ ટકા તે સોનાની ટંકશાળમાં પડેલા, ત્રણ ચાર પરીક્ષા કર્યા પછી સોનીઓની પેઢીઓમાંથી પસાર થએલા નવીન નાણાના રૂપમાં છે, આ ટકા એક સાથે સામટા લઇને દાયક માણસોએ ગ્રાહકને એ ઘર વેચી દીધું છે.

अन्यायांधकारमा-( ७ ) र्त्तंड न्यायैकनिज मंदिर सेवकजन दारिद्रमोचन महा-राजाधिरा-(८) ज पातसाह सुरताण श्रीमहमूद विजयराज्ये सांप्रतं पातसाहि (९) चरणै श्री चांपानेरदुर्गे भणित्वा तथा तेनैव परमप्रभुणा श्री ( १० ) पत्तने धर्म्माधिकरणे नियुक्त धर्मबुद्धया धर्मन्यायं कुर्वेति मख-(११) दूमकादी श्रीराजा तुथा तेनैव प्रभुणा श्रीपत्तनदीवाने (१२) नियुक्तमहं श्रीहांसासंज्ञे श्रीश्रीकरणादि समस्त मुद्राव्यापा-(१३) रान् परिपंथयति सतीत्येवंकाले प्रवर्तमाने शहर साहण-(१४) केयामत्यां मंडपिकायां च महं श्रीहांसा दुर्गपाल मलिक श्री अ-(१५) लावदीन प्रभृति पंचकुलप्रतिपत्तौ सर्वानुमतेन हस्ताक्षर पत्र-(१५) मभि लिख्यते। यथा। यत् अत्र वास्तव्य ओसवाल ज्ञातीय साह झां-(१६) झण पौत्र साह हेमा सुत साह वीजा तथा पुत्र साह जगा योग्यं (१७) तथा इहैव वास्तव्य ओसवाल ज्ञातीय साह हेमा सुत साह ईसर रू-(१८) पा सोना पूना अनयोर्जननी बाई पल्हाई भगिनी मरगाई रजाई एते (१९) एकमती भूय स्वीय हस्ताक्षराणि प्रय-च्छंति। यत् आत्मीये पितृ(२०)पैतामहीकं कुप्यं अकुप्यं सुवर्ण्णं रौप्यं घटितमघटितं च रौ (२१) प्यं द्रव्यं जलगतं पातालगतं देशदेशांतरगतं पत्रपत्राचारेण (२२) लभ्यं देयं च। त्रपुसीसकादि त्रोटीपर्यंतं भाजन वाटलां वाटली ( २३ ) प्रभृति सर्वं कांस्यमयं जादरपट्टोलिका प्रभृति वस्त्रं पोति प-(२४) यैतं घरट्टोदूपल प्रभृति सर्वं भांडं गृहोपस्करं मरचि मंजि-(२५) ष्ठादि सर्वं पण्यधिक शतत्रयक्रयाण-कादि लवणांतं कूंडी लो-(२६) टा प्रभृति सर्वं ताम्रमयं पट्वा आसन पट्ट चतु-स्कपट्टवाहिनी गा-(२७)डला प्रभृति सर्वं काष्टमयं कुद्दालिकापलिकाप्रदीप मर्यादीकृ (२८)-त्य सर्वं लोहमयं कणकोष्ठागार व्रीह्यादि सप्तधान्यादिकं लवणां-( २९ ) तं गोमहिष्यादि सर्वं चतुष्पदादिकं रासभपर्यंतं सर्वं गृहोपस्क (३०)रं सन्मार्जनी भांड पर्यंतं। तथा च गृहं भूमितलकं पींपलाह्वेली मध्ये ( ३१ ) साह हेमाकेन मूल्येन क्रीतं तस्य गृह विषये गृहवार्तादि विषये (३२) साह कूंपा सोनी उभाभ्यां उपविश्य साह ईसरसमं साह विजाकस्य ( ३३ ) सपुत्रेण कमला 'लागभागो नहि। किमपि संबंधो नहि। इहार्थं तडागडपि ( ३४ ) पानीयं साध्यं नहि। अधुना पश्चात् साह ईसर रूपा सोना पूना एते (३५) स्वकर्म्मणा लक्षादिकमुपा-र्जयंति तत् एतेषां स्वांगीकं। साह विजा-(३६) कस्य संबंधो नहि। यः कोपि एनामक्षरविधिं लोपयित्वा किमपि (३७) वरवचसादिकं करोति तत्पापं तस्यैव। अस्योपरिलिखितविधेः प-(३८) रिपालनाय समस्त कलिकावल कुचवट झगटक

रक्षणाय गो-(३९) वृणदायादीनां निवारणाय भगिनीभागिनेयानां दुहितृदौहि-(४०) त्राणां निवारणाय अन्दपत्रहस्तव्यवहारकादीनां निषेधना-(४१) य स्वहस्तेन दत्तमतानि ॥ हीनाक्षरमधिकाक्षरं प्रमाणमेव ॥

卐

अत्र मतानि
साह हेमासुत ईसरस्य
मतुं
थाइ पानाही सोनो पूनो कृतो
ईसर नारचंद सा क्षार्थ (?)

अत्र साक्षिणः
(બરાબર વંચાતું નથી)

१ पा०. मूलासुत कृपा साख
१ सा० माणिकसुत सिवादत साख
१ साह मेघासुत कमला साख
१ साह खेमासुत कुरा साख
१ हांसा साख...
१ तेजासा हरखासुत
१ साह भूरा सुत रामासाख
१ पं इसरदेसुत देवदत्तसाख
१ भा० धणपतसाख लप प्रमाण
१ भ० देवर उस्तागणी
१ भं० देवराणा रमना
१ संघी समरा साखि
१ जो० गणपति साखि

---

दस्तावेज नं. २

१ गणपत (?) नरपमानदनं ।

१ गणपतसुत नरपमानमतं ।

(અહિં નીચે ફારસી અક્ષરે લખેલું છે.)

१ मानकसुत मापामतूं ।

(આ નીચે બન્ને પંક્તિઓ ફારસી અક્ષરમાં લખેલી છે.)

१ मानरसुत गोमामतुं ।

१ मानीरसुत मीरानमतुं ।

અહિં ઉપરના ભાગમાં ફારસી અક્ષરોમાં
કેટલીક સહીઓ કરેલી છે જે કોર્ટના
અમલદારોની હોય તેમ જણાય છે.

१ हांसा नाथा सापी
१ सांधा अदा अत्रे सापी
१ आ० मांडण देवा सापी
१ सोनी गदासुत काहाना सा०

卐 वाई कोईरम
卐 वाई मरघाई
卐 वाई धंनी
卐 वाई हीरीना साथीआ
卐 वाई मणकाई सुतभीमा
卐 वाई वीरु साथीऊ

नसरदीन आउदकानरन साप
आदम वदरुदीन समसेतरी साप
वोहरा सेप आदममलक साप
वोहरा पीरोजसाहा दाउद साप मलेक
वोहरा सगसुदीन कानरोत साप.

॥ ॐ ॥ स्वस्ति श्रीनृपविक्रमोत्पादित संवच्छराणां शतेषु पंचदशसु द्विपष्ठ्यधिके-(१) षु अत्रांकतोऽपि संवत् १५६२ वर्षे पौष शुदि ६ षष्ठ्यां बुधे अद्येह श्रीमदणहिल्ल (२) पुरपत्तने समस्त राजावली समलंकृत अरिवरूथिनी गजघटा कुंभस्थल वि-(३) दारणैक पंचानन अन्यायांधकारमार्तंड अन्यायवृक्षोन्मूलन मत्तद्विप न्यायै-(४) क निजमंदिर सेवकजन दारिद्रमोचन अलक्षलब्धवरप्रसाद प्रौढप्रताप (५) राज्यलक्ष्मी स्वयंवरमालालंकृत कंठकंदल महाराजाधिराज पातसाह (६) श्रीसुरत्राण महिम्मूदविजयराज्ये इदानीं तस्मिन् प्रभौ श्रीचंपकदुर्गे तेनै-(७) व परमप्रभुणा नियुक्त श्रीपत्तन दीवाने शिहरसाहणके खान श्रीमत्रीजसं-(८) ज्ञे यामत्यां तथा मंडपिकायां महं आदा ठाकुर भाणा संज्ञे धर्माधिकारिणि (९) धर्मबुद्धया धर्माधर्म प्रपश्यति कादी श्रीमहिम्मदकबीर नियुक्त आकूब संज्ञे (१०) दुर्गपाले शिरखिल्ल ईसपनीयारसंज्ञे पंचकुलप्रवृत्तावेवंकाले प्रवर्त-(११) माने बुराहवेल्यां साहवाडासुहलत्तौ पूर्वाभिमुखस्य अपवरकत्रयस्य त-(१२) न्मध्ये अपवरकयुतस्य अग्रे पट्टशालायुतस्य प्रांगणोपेतस्य दक्षिणाभिमुख (१३) पडकयायुतस्य अत्र स्यंदिलोपेतस्य एवं विधस्य गृहस्य ग्राहकदायकयोरनु-(१४) मतेन विक्रयपत्रमभिलिख्यते यथा ॥ ग्राहको नामत इहैव वास्तव्य श्री (१५) श्रीमाली ज्ञातीय दो० जोगा सुतौ दो० नपा दो० वस्ता एतौ दो० नपा सुतौ

दो० राय-(१६) मल्ल दो० श्रीमल्ल दो० वस्तासुतौ दो० रत्ना दो० राजपाल एते सर्वे एकमती भू-(१७) य गृहं मूल्येन गृह्णंति ॥ दायको नाम नामतः अहिमदावाद वास्तव्य श्री श्रीमा-(१८) ल ज्ञातीय साह गणपति सुत साह वर्द्धमान तत्सुत देवचंद श्रीचंद साह माणि-(१९) क तत्सुत साह साधा तत्सुत पीमा साह माणिकसुत साह सोमा तथा साह श्रीरा-(२०) ज साह माणिकभगिनी बाई हीरी तत्सुत सोनी मांडण तत्सुत सोनी देवा साह (२१) गणपति सुता बाई मर्घाई कुंअरि साह माणिकसुत साह वेणा तत्सुत साह (२२) रामा साह माणिकसुत साह पांचा तत्सुत भीमा साह माणिकसुता बाई धनीबाई (२३) वीरू एते सर्वे एकमतीभूय समस्ताधिवासप्रत्यक्षं समस्त सगीन जनानां संन्नि-(२४) ध्यं स्वकीय समुत्पन्नकार्यवशात् गृहं पूर्वलिखितं स्वकीय पितृ पैतामंहि-(२५) कं विक्रीणंति ॥ गृहस्य मूल्ये जातस्वर टंकशालाहत त्रिःपरीक्षित सुवर्णक-(२६) णहट्टयां संचरमाण नव्यनाणकं चतुस्त्रिंशच्छतानि चतुश्चतुरधिकानि अंके (२७) राज्यटंका शत ॥ ३४४४ अंके चुत्रीससि च्यौआलीस पूरा (एते राज्यटंकाः) (२८) साह गणपति सुत साह वर्द्धमान साह माणिकसुत साह साधा साह सोमा सा-(२९) ह श्रीराज साह वेणा सुत साह रामा साह पांचा सुत भीमा बाई हीरी साह मा-(३०) णिक भगिनी एभिः पूर्वलिखितान् राज्यटंकान् एकमुष्ट्या गृहीत्वा विक्रीतं ॥ (३१) दो० जोगासुत दो० नपा दो० वस्ता एभिरेकमुष्ट्या पूर्वलिखितान् राज्यटंकान् (३२) अर्प्पयित्वा गृहीतं ॥ अथ गृहस्याघाटा यथा पूर्वस्यां चतुरंशे वु० वस्तपाल शं-(३३) पराज यशराज गृहं परतो श्रे० यणदास श्रे० सहिजा श्रे० श्रीराज श्रीचंद एषां मार्गः (३५) अनु च स्वभित्तौ शीमा दक्षिणस्यां खडकी खलहलीयका स्वसंचरण मार्गः। (३५) तथा नीव्राणि तत्रैव पतंति तथा पडकीसंयुत स्यालद्वयं वहंति तथा निछारक-(३६) स्तत्रैव ॥ तथा साह नगराज गृहं उभयोः साध्यभित्तौ शीमा पश्चिमायां स्वभित्तौ शी-(३७) मा तत्र नीव्राणि पतंति परतो श्रे०महीपति श्रे०श्रीपति अनयोर्गृहद्वारकः(३८)(तथा विभागे एकस्मिन् वु०वस्तपाल शंपराज भूमिः) उत्तरस्यां साध्यभित्तौ (३९) शीमा परतो वुहुरा वस्तपाल वु० शंपराजगृहं एवं चतुराघाटोपलिखितं स्व (४०) शीमापर्यंतं कस्याप्यनाधीनं कलिकावलि रहितं पूर्वस्थित्या वहमान क्षा-(४१) लमनाल जलनिर्गमनिच्छारकाद्युपेतं दायकैर्विक्रीतं ॥ ग्राहकैर्गृहीतं ॥ (४२) अधुना पश्चात् साह वर्द्धमान साह साधा साह सोमा साह श्रीराज साह वेणा सु-(४३) त रामा पांचासुत

कीका एतेषां बाई हीरीसुत सोनी मांडण सुत देवा साह ( ४४ ) माणिक सुता धनी वीरू सा० गणपति सुता बाई कुंअरि बाई मर्घाई एतेषां अ-( ४५ ) स्मिन् विक्रीतगृहविषये किमपि लागभागो नहि किमपि संबंधो नहि ॥ इदं गृ० (४६) दो० नपा दो० वस्ता एताभ्यां स्वकीयं ज्ञात्वा आचंद्रार्कं यावत् पुत्र पौत्रपरंपरया (४७) भोक्तव्यं भोगापनीयं भाटके अर्प्पणीयं स्वकीयमनसो रुच्या च द्वित्रीभूमि वर्यं काराप्यं यद्रोचते तत्पकर्तव्यं अधुना पश्चात् साहवर्द्धमान साह साधा सो-(४९) मा श्रीराज तथा साह रामा साह कीका संबंधी कश्चिदागत्य झगटकादिकं [ करोति ] तदा (५०) साह वर्द्धमान साह साधा एते सर्वं निर्वहंति ॥ य इमं लिखितविधिं न पालय (५१) ति स श्वायोनिशतं गत्वा चांडालतां व्रजति ॥ अस्य लिखितविधेः परिपाल-( ५२ ) नाय स्वयं स्वहस्तप्रदत्तमतानि ॥-



# હિંદુસ્તાનમાં મુસલમાનોનું આગમન

[ મોલવી અબુ ઝફર નદ્વી ]

અરબ અને હિંદનો વેપારી સબંધ તો ઘણા વરસોથી હતો. પરંતુ ખાસ મુસલમાનોનું આગમન ખુદ હઝરત મોહમદના વખતથી જ શરૂ થયેલું છે. તોહફતુલમુજાહેદીનનું લખાણ જો સત્ય માનવામાં આવે તો હઝરતના જમાનામાં મલબારના રાજાને ઈસ્લામનું આમંત્રણ પહોંચી ચુક્યું હતું, અને મલબારથી એક એલચી મંડળ મદીનામાં પહેલા ખલીફા હઝરત અબુબકરના વખતમાં આવ્યું હતું. તેના પાછા ફરવા ઉપર મલબારના રાજાએ ઈસ્લામ અંગીકાર કર્યો હતો. આ પછી હી. ૧૫ માં બીજા ખલીફા હઝરત ઉમરે ઉસ્માન બીનીલ-આસી સકફીને બેહરેન અને ઓમ્માનનો સુબેદાર બનાવ્યો. આ વખતે સકફીએ થાણા ઉપર હુમલો લઇ જવા માટે એક ફોજ મોકલી જે જીત અને લુંટ સાથે પાછી ફરી. આ લશ્કરનો સરદાર સુબેદાર ઉસ્માનનો ભાઇ હકમ-બીનીલ-આસી હતો. આ હકમે હઝરત ઉમરની મનાઇ છતાં પણ બીજી વખતે ભરૂચ ( એને અરબીમાં 'બારૂસ' કહે છે અને એ તેના લાખ અને નીલના વેપારના કારણે હિંદનું પ્રાચીન અને મશહૂર બંદર હતું) ઉપર હુમલો કર્યો અને પોતાના ભાઇ મુગીરા બીનીલ-આસી ને દિબલ (સિંધનું બંદર હતું) ના બંદર ઉપર હુમલો કરવા માટે મોકલ્યો જ્યાં તેણે જીત મેળવી. આ પછી હઝરત ઉસ્માન ત્રીજો ખલીફા થયો. તેમણે અબદુલ્લા બીન આમીર બીન કોરેઝ જે ઈરાક નો સુબેદાર હતો તેને કોઇને હિંદની હાલત તપાસવા માટે મોકલવાનું લખ્યું. અબદુલ્લાએ હકીમ બીન જબલહ અબ્દીને મોકલ્યો. જ્યારે એ પાછો આવ્યો ત્યારે તેને હઝરત પાસે મોકલી દેવામાં આવ્યો. હકીમે હઝરત ઉસ્માન આગળ હિંદની સ્થિતિનો ખ્યાલ પોતાના સિંધના જ અનુભવ ઉપરથી આપ્યો. આથી હઝરત ઉસ્માને પોતાની ખીલાફતના જમાનામાં આ તરફ લક્ષ આપ્યું નહિ. ચોથા ખલીફા હઝરત અલીએ હી. ૩૯ માં હારેસ-બીન મુરહ્હ-અબ્દીને આ તરફ આવવાની રજા આપી. એણે લડાઇમાં ફતેહ મેળવી પણ છેવટે હી. ૪૨ માં માર્યો ગયો. આ પછી હઝરત મઆવીયાના જમાના હી. ૪૪ માં મોહલબ-બીન-અબી-સુફરાએ લાગલાગટ હુમલાઓમાં સફળતા મેળવી. આ પછીથી લાગલાગટ હાકેમો આવવા લાગ્યા જેમના કબજામાં હિંદ અને સિંધના સરહદી પ્રદેશો હતા. તેઓ વારંવાર હિંદના મૂળ રહેવાસીઓ ઉપર હુમલા કરતા હતા જેમાં તેઓ કદી હારતા અને કદી જીતતા હતા. મારા મત પ્રમાણે એમનું સ્થાન આજે પેશાવરના ચીફ કમીશનરના સરહદી પ્રદેશોમાં જેવું છે, તેવું જ હતું. મોહલબના પછી એક પછી એક જે અમલદાર આવ્યા તેમનાં નામો નીચે પ્રમાણે છે: ૧) અબદુલ્લ-બીન-સવારીલઅબ્દી ૨) રાશીદ-બીન-ઉમરૂલજદીદીલબઅઝદી ૩) સનાન-બીન સલમતુલહઝલી ૪)ઝયાદુલ-મનઝર-બીન-જારૂદ-વલ-અબ્દી ૫) ઓબેદુલ્લા બીન ઝીયાદુલ બાહેલી ૬) સઇદ બીન અસ્લમુલકલાબી ૭) મજીઆ બીન સમરૂલ તમી ૮) મોહમંદ બીન હારૂનુન નમરી ૯)ઓબેદુલ્લા બીન નબહાન. હી. ૬૫ એટલે ઇ. સ. ૭૦૫ માં જ્યારે વલીદબીન અબદુલમુલેક ખીલાફતના તખત ઉપર બેઠો ત્યારે હજ્જાજ બીન યુસુફ ઇરાક નો સુબેદાર હતો જેના હાથ

નીચે બલુચીસ્તાન, મકરાન અને સિંધના સરહદી પ્રદેશો હતા. બધા ખલીફાઓમાં વલીદ જ એવા ખલીફા હતા જેના કબજામાં એશીયા, યુરોપ અને આફ્રીકાનો મોટો ભાગ હતો. શુદ્ધ અરબી લોહીના ખલીફાઓમાં એના જેવો મહાન અને ઘણા પ્રદેશોવાળો ખલીફા પછી કોઇ થયો નહિ. કુદરતી રીતે આવા બાદશાહ સાથે રાજકીય કે નૈતીક દૃષ્ટિથી દરેક બાદશાહ પોતાના ફાયદા માટે એની સાથે સુલેહ રાખવા પ્રયત્ન કરે છે. આ જ સ્થિતિ વલીદની હતી. એશીયા, યુરોપ, આફ્રીકા— દરેક જગ્યાએથી એલચીઓ તેના દરબારમાં આવતા હતા અને પોત પોતાના બાદશાહો તરફથી મિત્રતાનો સંદેશો પહોંચાડતા હતા. લંકાનો રાજા પણ એમાંનો એક હતો જે ખીલાફતના દરબાર સાથે રાજકીય કે નૈતીક રીતે મિત્રતાનો સંબંધ કાયમ કરવા ઇચ્છતો હતો. તેને આકસ્મિક રીતે આમ કરવાની તક મળી ગઇ.

આ વખતે અરબો પોતાના રણોમાંથી નીકળી અને દુનીયાના દરેક ખુણામાં પહોંચી જુદા જુદા કામોમાં પરોવાતાં હતાં. આ અરબોમાં કેટલાક એવા મુસલમાન હતા જે લંકામાં વેપાર માટે આવ્યા હતા અને જેમની સાથે તેમના કુટુંબો હતા. એમના મૃત્યુવશ થઇ જવાના કારણે લંકાના રાજાએ ખાસ વ્યવસ્થાપૂર્વક ખીલાફતના દરબારમાં તેમના કુટુંબોને મોકલાવી દીધાં, અને આ કામ તે રાજાએ હજાજ દ્વારા કર્યું. રાજાની કિસ્તીઓ જે હજાજ માટેની ભેટોથી ભરપૂર હતી તે બસરા તરફ જતી હતી. તે ઇરાકનું મોટું બંદર હતું. ત્યાંનો સુબેદાર હજાજ બીન યુસુફ સકફી હતો. જ્યારે આ કિસ્તીઓ દીબલ (ઠઠ્ઠા) નજીક પહોંચી ત્યારે દિબલના ચાંચીયાઓએ લુંટી લીધી. આ વખતે બનીયર બુઅના કબીલાની સ્ત્રી રહીએ હજાજને દાદ પૂકારી. આ ખબર જ્યારે હજાજને પહોંચી કે તરતજ તેણે એક કાગળ સિંધના રાજા દાહેરને જે સ્ત્રીઓ પકડાઇ હતી તેમને છોડી દેવા માટે અને તેમનો લુંટાયલો માલ પાછો આપી દેવા માટે લખ્યું. રાજાએ જવાબ આપ્યો કે આ લુંટ ચોરોએ કરી છે જે મારા કાબુની બહાર છે. વળી આ સિવાય બીજું કારણ એ હતું કે ઘણા ગુન્હેગાર અરબો હજાજથી ડરીને સિંધમાં નાસી આવ્યા હતા. તેમને સિંધના રાજા દાહેરે પોતાની પાસે રહેવા દઇ રક્ષણ આપ્યું હતું. આ કારણથી સિંધની સરહદના સુબેદાર અબદુલ્લા બીન નબહાનને લખ્યું કે સિંધનો દરિયાઈ રસ્તો મુસલમાનો માટે ભયથી ભરેલો છે. તેથી થોડી ફોજ લઇ જઇ એ રસ્તાને રક્ષિત અને શાંત બનાવો. દુર્ભાગ્યે સિંધના માણસોએ તેનો સખત વિરોધ કર્યો જેથી અબદુલ્લા મરાયો. આ પછી હજાજે બુદેલબજલીને મોકલ્યો. તે ઘોડો ભડકી જવાના કારણે પડી મરી ગયો અને આ હુમલો નિષ્ફળ ગયો. આ બંને હુમલાઓમાં ચાર હજારથી વધારે ફોજ નહોતી તેથી જણાય છે કે શરૂઆતમાં હજાજનો સિંધને જીતવાનો ઇરાદો નહોતો પરંતુ ફક્ત શિક્ષા આપવા માટે ફોજને મોકલી હતી; તે નિષ્ફળ નીવડી. પરંતુ હજાજ એવો માણસ નહોતો કે જે એક વખત નિશ્ચય કરે પછી તેને અપૂર્ણ છોડી દે; કેમકે તે બહાદુર, સાહસિક અને દઢ મનનો હતો. બે વખતની નિષ્ફળતાઓથી તેને જણાયું કે આ એક સામાન્ય સરહદી બનાવ નથી. તે થોડી સજા આપવા માટેની ફોજોથી પૂરો ન થઇ શકે. આ કારણથી

તેણે મોટા બંદોબસ્તથી આ તરફ નજર નાંખી. અને સિંધને જીતી લેવાનો પૂર્ણ નિશ્ચય કર્યો.[1]

હજાજે આ કામ પૂરૂં પાડવા માટે પોતાના બધા સરદારોમાંથી મોહમંદ બીન કાસમ સકફીને પસંદ કર્યો. વયમાં તે સૌ કરતાં નાનો હતો એટલે કે ફક્ત ૧૮ વરસનો હતો. આ હુમલામાં હજાજની દીલચસ્પી એટલી બધી હતી કે તેણે ફોજની જોઇતી વસ્તુઓમાં સુઇ, ધાગો અને રૂમાં કોરી કરેલી સીરકા જેવી વસ્તુઓનો પણ સમાવેશ કરી દીધો. મોહમંદ બીન કાસમ શુક્રવારને દિવસે ૯૩ હીજરીમાં સીરાઝ થતાં થતાં દિબલ (સિંધ) પહોંચ્યો, અને જરૂરની વસ્તુઓ અને લડાયક સામાન વહાણોદ્વારા દિબલ પહોંચાડયો. જ્યારે બંનેનો મીલાપ થઇ ગયો ત્યારે સિંધ ઉપર લાગલાગટ હુમલા શરૂ કર્યા અને ધીમે ધીમે આખો સિંધ જ નહિ પરંતુ માલવાની સરહદ સુધીના પ્રદેશો તેના તાબાના પ્રદેશોમાં આવી ગયા. અને શરૂઆતમાં કિસ્તીઓમાંથી જે સ્ત્રીઓ અને બાળકો પકડવામાં આવ્યાં હતા તે પણ દાહેરના વઝીરદ્વારા પાછા મળી ગયાં. મોહમંદ કાસીમ હી. ૯૬ માં ખલીફા સુલેમાનના હુકમથી બરતરફ થઇ દમિશ્ક પાછો ચાલ્યો ગયો.[2] એના પછી

૧. આ બધા બનાવો અરબી મોતબર બિલાઝરીના ઇતિહાસમાંથી લીધેલા છે.

૨. બિલાઝરીનો ઇતિહાસ, સિંધની જીતનું વર્ણન. સિંધની જીતના બધા બનાવો મેં એ માટે લખ્યા છે કે આ જગ્યાના સુબેદારોએ ઘણી વખતે ગુજરાત ઉપર હુમલા કર્યા હતા અને મેહમુદ ગીઝનીના પહેલાં ગુજરાત અરબોએ જીતી લીધું હતું જો કે ત્યાં રહી શકયા નહોતાં. મોહમંદ બીન કાસમના જીતેલા પ્રદેશોની હદો આ પ્રમાણે છે. દક્ષિણમાં કચ્છનું રણ, ઉત્તરમાં મુલતાન. રાવી અને કશ્મીરની સરહદ, પશ્ચિમમાં કરાંચી, પૂર્વમાં રાજપુતાના. મોહમદ બીન કાસમના મૃત્યુ સબંધી હિંદુસ્તાનના ઇતિહાસોમાં એવી આશ્ચર્ય ઉત્પન્ન કરનાર કથા મળે છે જેના માટે કાંઇપણ વજૂદવાળો પુરાવો નથી. તેમાં સૌથી પ્રથમ–દાહેર રાજાની પુત્રીઓ વિષે. તેમને ખલીફા પાસે મોકલવામાં આવી હતી કે નહિ ? આ સવાલ વિવાદગ્રસ્ત છે. બીજું–જે લોકો ઇસ્લામના ઇતિહાસથી વાકેફ છે તે સારી રીતે જાણતા હશે કે ખલીફા સુલેમાનને હજાજ બીન યુસુફ. આફ્રીકાનો સુબેદાર મુસા, અને તુર્કસ્તાનના સુબેદાર કતીબા એ બીન મુસ્લીમોની સાથે કયા કારણોથી દુશ્મની હતી. હું મુનાસીબ સમજું છું કે આ વખતે ટુંકાણમાં વાંચકોને માટે ખરા બનાવો એકઠા કરૂં. વાસ્તવિક વસ્તુ આ છે કે આપણા જે સામાન્ય ફારસી ઇતિહાસો લખવામાં આવ્યા છે તેના કર્તાઓએ બીજી ભાષાઓના ઇતિહાસોની અતિશય બેદરકારી રાખી છે અને તે કારણથી કેટલાક ખોટા બનાવો લખવામાં આવી ગયા છે. મોહમદ બીન કાસમનો બનાવ પણ આવો જ એક છે. સામાન્ય ફારસી ઇતિહાસો જેવાંકે ચચનામું, ફરીસ્તાનો ઇતિહાસ, મઅસુમીનો ઇતિહાસ, તબકાતે અકબરી, ઝબ્દતુત તવારીખ, સૈયરૂલ મુતાખેરીન વગેરે વગેરેએ કોઈ પણ ઐતિહાસિક સાબીતી વગર આ બનાવને પોતપોતાના ઇતિહાસોમાં જગ્યા આપી છે અને પછી આ ઇતિહાસો ઉપરથી અંગ્રેજી, હિંદી, ગુજરાતી, મરાઠી, સિંધી ભાષાઓમાં જે ઇતિહાસો લખવામાં આવ્યા છે તે તેમના અવાજનો પડઘો છે. સૌથી પહેલાં ફારસી ઇતિહાસકારોએ આ બનાવનું જે વર્ણન કર્યું છે તે આપું છું.

યઝીદ બીન અબી કબશા સકસકી, એન પછી હબીબ બીન મોહલ્લીબ એના પછી ઉમર બીન મુસ્લીમ બાહેલી સુબેદાર થયો. પછી હી ૧૦૭ માં જોનિદ બીન અબ્દુર

"રાજા દાહેરના માર્યા જવાથી અને બ્રાહ્મણાબાદના કિલ્લાની જીત થવાથી લુંટના માલમાં જીતનારના હાથમાં રાજા દાહેરની બે પુત્રીઓ પણ આવી હતી. એમનું સાદર્ય જોઇ મોહમંદ બીન કાસીમે એ મુનાસિબ ધાર્યું કે તેમને ખલીફા પાસે પહોંચાડવામાં આવે. તેથી હજાજના વસીલાથી તે મોકલવામાં આવી. જ્યારે તે ખલીફા પાસે પહોંચી ત્યારે તેમણે કહ્યું કે હવે હમે ખલીફાને લાયક રહ્યાં નથી કેમકે મોહમદ કાસમે પહેલાંથી જ હમારા સૌંદર્યના બગીચાની વસંતને ભોગવી લીધી છે. આથી ખલીફાએ એકદમ ગુસ્સામાં આવી મોહમંદ બીન કાસમ જ્યાં હોય ત્યાંથી તેને બળદના ચામડામાં લાવવાનો હુકમ કર્યો. જ્યારે આ હુકમ મોહમદ બીન કાસમ પાસે પહોંચ્યો ત્યારે તેણે જરાપણ સામા થયા વિના તે હુકમ આગળ માથું ઝુકાવી દીધું અને ત્રીજે દિવસે તે આ જગતમાંથી કુચ કરી ગયો. જ્યારે આ લાશ ખલીફા પાસે પહોંચી ત્યારે ખલીફાએ તે દાહેરની પુત્રીઓને દેખાડી જે જોઈ તે ઘણી ખુશ થઇ. પરંતુ તે સાથે ખલીફાનો કેટલીક શીખામણો પણ કરી કે ખલીફાએ કોઇ કામ કરતાં વિચાર કરી લેવો જોઇએ અને મિત્ર–શત્રુ, સત્ય–અસત્યનો ખ્યાલ કરી લેવો જોઇએ. સાચી વાત આ હતી કે મોહમંદ બીનકાસીમ બેગુન્હા હતો; એણે એમને હાથ પણ લગાડ્યો નહતો. પરંતુ તેઓએ એ કામ ફક્ત વેર લેવા માટે આમ કહ્યું કારણકે એણે હમારા દેશ અને ખાનદાનનો નાશ કર્યો હતો. ખલીફા નારાજ થયો અને તે સ્ત્રીઓને મારી નાખવાનો હુકમ કર્યો. આ જ બનાવને કોઇએ લંબાણથી અને કોઇએ ટુંકમાં આલેખ્યો છે; જો કે એમાં એક શબ્દ પણ સત્ય નથી.

સૌથી પહેલાં આ બનાવ 'ચચનામા'માં લખાયલો છે. મૂળ આ પુસ્તક અરબીમાં હતું. એ ગ્રંથે સુલતાન નાસીરૂદ્દીન કબાચાના વખતમાં ફારસી વસ્ત્રો પહેર્યા. અનુવાદકનું કહેવું છે કે આ પુસ્તક એક પ્રાચીન અરબી ખાનદાનના એક સભ્યથી મળ્યું છે જેના બાપદાદાઓમાંથી કોઇ આ પુસ્તકનો કર્તા હશે. પરંતુ જે વડવાઓના નામનું વૃક્ષ આપવામાં આવ્યું છે એમાં દરેકને ૨૫ વરસનો જમાનો આપ્યા પછી પણ ૨૨૫ વરસ થાય છે. આનો અર્થ એ થાય છે કે આ પુસ્તક મૃત્યુનો બનાવ બન્યા પછી ૨૦૦ વર્ષ પછી લખવામાં આવ્યું. આના મુકાબલામાં બીજી ત્રીજી અને ચોથી સદી હીજરીના એવો મોતેબર ગ્રંથકારોના પુસ્તકો મળે છે જેમનો દરજ્જો ઉંચો છે; અને સરકારી દરબારી સંબંધના કારણે બધી ઐતિહાસિક સામગ્રી તેમની આગળ મોજુદ હતી. વળી આ સાથે ભરોસાદાર અહેવાલોના બયાનો એમની વાતોને ટેકો આપે છે. તેથી એ આપણી ફરજ છે કે આપણે એ મોતેબર અરબી ઇતિહાસોમાંથી પણ સામગ્રી એકઠી કરીએ. વાસ્તવિક બનાવ આ છે. ખલીફા વલીદ બીન અબદુલમલેકે પોતાના અંતકાળ વખતે પોતાની પછી તખ્તનો વારસદાર પોતાનો ભાઈ સુલેમાન બીન અબ્દુલમલેકને બદલે તેના પુત્ર અબ્દુલ અઝીઝ થાય એ માટે મોટા મોટા પ્રયત્નો કર્યા. અને આ માટે એક મોટું કાવત્રું કરવામાં આવ્યું, જેમાં હજાજ બીન યુસફ, કતીબા અને મુસલીમ જેવા મોટા મોટા સુબેદારો પણ ભાગીદાર હતા. મોતેબર અને પ્રખ્યાત અરબી ઇતિહાસ તીબરી ( પુસ્તક ૮, પાનું ૧૨૮૩ )માં વર્ણન છે કે " વલીદ બીન અબ્દુલ મલેકે ઇચ્છ્યું કે પોતાના ભાઇ

રહેમાન મુરી ખલીફા હશામના તરફથી સ્થાયી ગવરનર થયો. જુનિદે જ્યારે પુરેપુરી આંતર વ્યવસ્થા કરી લીધી અને સિંધ ઉપર કબજો મજબુત થઇ ગયો

---

સુલેમાનને બદલે પોતાના પુત્ર અબ્દુલ અઝીઝને ગાદીનો વારસદાર બનાવે. અને આ કાવત્રાંને ફોજી સરદારો અને કવિઓમાં ફેલાવી દીધો. હજાજ બીનયુસુફ અને કતીબા એ સુલેમાનની ગાદીના વારસામાંથી બરતરફીને વલીદના હાથ ઉપર સ્વીકારી. હમને અબુહાસમ ઝીયાદીએ હવાસકલબીથી નકલ કરીને દેખાડયું કે અમે હિંદમાં મોહમદ બીનકાસીમ સાથે હતા કે દાહેરને કતલ કરવામાં આવ્યો અને હમારી પાસે હજાજ તરફથી કાગળ આવ્યો કે સુલેમાનને બરતરફ કરી દો."

આ કાવત્રું પૂર્ણ થયું નહોતું કે ખુદ હજાજ મૃત્યુવશ થઈ ગયો. સાત મહિના પછી ખલીફા વલીદ પણ મરણ પામ્યો અને સુલેમાન ખલીફા થઇ ગયો. બીલાઝરી લખે છે (પાનું ૪૨૮) કે

"કતીબા સુલેમાન બીન અબ્દુલમલેકથી ગભરાયલો હતો કેમકે એણે અબદુલ અઝીઝ બીન વલીદ ગાદીનો વારસ થાય તે માટે પ્રયત્નો કર્યો હતાં"

મારા ઉપરના પૂરાવાથી માલુમ થઇ ગયું હશે કે કતીબા, હજાજ અને તેનો માણસ મોહમદ બીન કાસિમ વગેરે બધા આ કાવત્રામાં જોડાયલાં હતાં. આ જ કારણથી સુલેમાને ગાદી ઉપર બેસતાં જ એમને બરતરફ અને કેદ કરવાનો હુકમ આપ્યો. હજાજ મરી ગયો હતો અને તેની જગ્યાએ સાલેહ બીન અબદુર રેહમાન ઇરાકનો સુબેદાર હતો. આ તે માણસ છે જેના ભાઇ આદમને હજાજ 'ખારઝી' હશે એ શંકામાં મારી નાખ્યો હતો. તેથી સ્વાભાવિક રીતે તેને હજાજના ખાનદાન સાથે દુશ્મની હતી. તેથી સિંધની સુબેદારી યઝીદ બીન અબી કબશાને આપવામાં આવી અને મોહમદ બીન કાસિમને સાંકળોની હાથકડીઓ પહેરાવી ઇરાક લાવવામાં આવ્યો, અને ઘણી નિર્દયતાથી મારી નાખવામાં આવ્યો. તીબરી પાનું ૧૨૮૨ માં છે કે—

"વલીદ બીન અબ્દુલમલેક મરી ગયો અને સુલેમાન બીન અબ્દુલમલેક ખલીફા થયો; તો તેણે સાલેહ બીન અબદુરરેહમાનને ઇરાકની મ્હેસુલનો અધિકારી બનાવ્યો; અને યઝીદબીન કબશા સીકસકીને સિંધનો હાકેમ બનાવ્યો ત્યારે મોહમદ બીન કાસમને બેડીઓમાં જકડીને મોકલવામાં આવ્યો.'

કામિલ ઇબ્ને અસીર પાનું ૪૬૫૦ પુસ્તક ચોથામાં છે કે "ત્યારે સાલેહએ તેને (મોહમદ બીન કાસમને) વાસીતા (શહેરનું નામ) માં કેદ કર્યો; અને આલઅબી અકીલની સાથે તેના ઉપર ઘણો જુલમ કરવામાં આવ્યો. અહિં તેમને કતલ કરવામાં આવ્યા કેમકે હજાજે સાલેહના ભાઇને ખારઝી હોવાના ગુન્હામાં મારી નાંખ્યો હતો."

ઇબ્ને ખલદુન પુસ્તક ચોથું પાનું ૬૬ માં છે કે "સુલેમાન બીનઅબ્દુલ મુલકખલીફા થયો. તો તેણે મોહમદ બીન કાસમને બરતરફ કર્યો અને યઝીદ બીન અબી કબશા સકસકીને

ત્યારે તેણે ગુજરાત તરફ દૃષ્ટિ ફેરવી. તે સિંધમાંથી નીકળી 'સરમદ' આવ્યો અને પછી અહિંથી 'મનદલ' [માંડલ] આવ્યો અને માંડલથી 'ધંજ' પહોંચ્યો અને ધંજથી ગુજરાતનો પ્રખ્યાત બંદર 'બરૂસ' (ભરૂચ) ઉપર હુમલો કર્યો. પછી અહિંથી જુનિદ 'માલવા' તરફ ગયો. તેના એક સાહસિક સરદાર હબીબ બીન મુરરાએ 'ઉજ્જન' ઉપર હુમલો કર્યો

સિંધનો સુબેદાર બનાવ્યો. યઝીદે તેને (મોહમંદ બીનકાસમ)ને કેદ કરી ઇરાક મોકલાવી દીધો. સાલેહ બીન અબ્દુરરેહમાને તેને હજ્જાજના બીજા સગાઓ સાથે વાસતામાં કેદ કરી સખત સજા આપી મારી નાંખ્યો. હજાજે તેના ભાઇ આદમને કતલ કર્યો હતો કેમકે તે ખારજી હતો."

બિલાઝરી પાન ૪૪૫ માં છે કે "વલિદ બીન અબ્દુલ મલેક મરી ગયો અને સુલેમાન બીન અબ્દુલ મલિક ખલીફા થયો. તેણે સાલેહ બીન અબ્દુર રેહમાને ઇસકનો સુબેદાર બનાવ્યો. અને યઝીદ બીન અલી કબશાને સિંધનો સુબેદાર બનાવ્યો. એણે મોહમદ બીન કાસમને મઆવીયા બીન મોહલ્લબની સાથે કેદ કરી મોકલી દીધો. સાલેહે તેને આલે અકીલ ( હજાજ સકફી નું ખાનદાન ) ની સાથે સખત તકલીફ આપી મારી નાંખવામાં આવ્યો. કેમકે હજાજે તેના ભાઈ આદમને તે ખારજી હોવાના કારણે મારી નાખ્યો હતો. શું આ સાબીતીઓ મળ્યા પછી પણ કોઇ પ્રામાણિક માણસ મોહમંદ બીન કાસમના મૃત્યુ વિષેના પગને માથા વગરની જુઠી કહાણી ઉપર ભરોસો રાખી શકશે?

હવે રહ્યો આ સવાલ કે બંને પુત્રીઓ કેદ થઇ કે નહિ. મારા અભિપ્રાયમાં આ પણ અસત્ય છે કેમકે આ બીના સંબંધી તો બધા ઇતિહાસો એકમત છે કે દાહરના મૃત્યુ પછી તેની સ્ત્રી, બેન અને પુત્રીએ ઘણા વખત સુધી લડાઇ ચાલુ રાખી. પરંતુ જ્યારે ઘેરાનું કામ લંબાયું અને મુશ્કેલી વધતી ગઈ ત્યારે દાહેરની સ્ત્રી પોતાની દાસીઓ અને માલ સાથે સતી થઇ ગઇ; અને આ ગુણ હિંદુસ્તાની રાજપુતોનો ઘણા પ્રાચીન કાળથી ચાલતો આવે છે એ કોઈ ના પાડી શકશે નહિ. બિલાઝરી પાનું ૪૪૪ માં છે કે:—

"મોહમંદ બીન કાસમે રાવરને જીતી લીધો ત્યાં દાહેરની સ્ત્રી જેને કેદ પકડાવાનો ભય હતો તેણે પોતાને પોતાની દાસીઓ અને માલ સાથે બાળી નાંખ્યા એટલે કે તે સતી થઇ ગઇ."

હવે આ વાત વિચારવા જેવી છે કે દાસીઓ સુધી તો સતી થઇ ગઇ, તો શું દાહેરની પુત્રીઓ મોહમંદબીન કાસમની રાહ જોતી બેઠી હશે? આ સિવાય તે ઇતિહાસોમાં લુંટના માલની જે યાદી આપવામાં આવી છે તેમાં સોના અને ચાંદીની મૂર્તિઓનું પણ વર્ણન છે. ત્યારે આશ્ચર્યકારક વાત છે કે એ બંને પુત્રીઓ સબંધી કંઇ પણ ઉલ્લેખ નથી. જો કે આ જ ઇતિહાસોમાં બીજી જગ્યાઓએ જ્યાં એવો બનાવ બન્યો છે અને શાહી ખાનદાનના લોક કેદ કરવામાં આવ્યા છે ત્યાં એમના નામો બરાબર આપવામાં આવ્યા છે. આથી સાબીત થાય છે કે દાહેરની પુત્રીઓનું ખલીફા પાસે જવું તે તદ્દન અસત્ય બનાવ છે.

અને ત્યાંથી 'અહરીમદ' પહોંચ્યો. પછી 'બિલ્લમાન' [ભિન્નમાલ] અને 'જુરઝ' [ગુજરાત]ને જીતતાં સિંધમાં પાછો ફર્યો.

જુનિદ પછી તમામ અતબી અને પછી હુકમ બીન અવાના સુબેદાર થયો જેના વખતમાં કચ્છવાળા મુસલમાન વફાદાર રહ્યા. એના પછી એક પછી બીજો એમ હાકેમો આવતા ગયા, તે અહિં સુધી કે ઉમ્મીયા ખાનદાનના રાજ્ય પછી અબ્બાસી સલતનત શરૂ થઇ અને અબ્બાસી હાકેમો આવવા લાગ્યા. હી. ૧૪૦ ની લગભગ 'ખલીફા મનસુર અબ્બાસીએ હે હુશામ બીન ઉમર તગલબીને સિંધનો સુબેદાર બનાવ્યો. તેણે ઉમરબીન જમલને જુદી જુદી જગ્યાઓ જીતવા માટે મોકલ્યો અને એ દરેક જગ્યાએ જીતો મેળવી પાછા આવ્યા પછી તેણે વહાણોનો એક એક કાફલો તૈયાર કરાવીને દરીયાના માર્ગે 'ગુંદહાર' ઉપર હુમલો કરી વિજેતા તરીકે તેમાં દાખલ થયો, અને બૌદ્ધ મૂર્તિપૂજાની જગ્યાએ તેણે યાદગાર તરીકે એક મસીદ બનાવી. ખલીફા મહદી બીલ્ના હોલ અબ્બાસીએ હી. ૧૫૯ માં અબ્દુલમલેક બીનશીહાબ મુસમ્મીને પુરતા સામાન સાથે લડાઇ માટે મોકલ્યો. તેની સાથે સ્વયંસેવકોની ફોજ પણ હતી. એ ફોજમાં અબુબકર બીનરબી હતા. તેમના સંબંધમાં વિદ્વાન ચલપીએ 'કશફઝ ઝુનુન'માં લખ્યું છે કે મુસલમાનોમાં તે પહેલો માણસ છે જેમણે ગ્રંથ રચ્યો હોય. આ ફોજ હી. ૧૬૦ માં 'બારબદ' પહોંચી અને દરેક જગ્યાએ જીતો મેળવી. પરંતુ તે વખત દરિયાની ભરતીનો હતો. ઉતરવાની રાહ જોતાં અબ્દુલ મલેકે કેટલા દિવસ સુધી ત્યાં વાસ કર્યો. આ જ જમાનામાં એકાએક હવા ખરાબ થઇ ગઇ અને એક હજાર માણસ બીમારીમાં મરી ગયા. આ જ બીમારીમાં રબીબીન સબી પણ મરણ પામ્યા અને તેને ત્યાં જ દફન કરવામં આવ્યો.

# ઉજ્જૈનમાં મળેલો ૧૧૯૫નો શિલાલેખ

[ દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસ્કળકર ]

આ શિલાલેખ બાર વરસ પહેલાં ઉજ્જૈનમાં ગવાલિયર રાજ્યના પુરાણવસ્તુસંશોધનખાતાના મુખ્યાધિકારી ગર્દે સાહેબને પ્રાપ્ત થયો હતો. હાલ તે લેખ ઉજ્જૈનના માધવ-કૉલેજના આંગણામાં પડયો છે. પ્રસ્તુત લેખ ઉપર એક નોંધ રા. રા. દેવદત્ત ભંડારકરે સને ૧૯૧૨–૧૩ના 'આર્કિઑલૉજિકલ સર્વે વેસ્ટર્ન સરકલ પૂના'ના રિપોર્ટમાં પ્રકટ કરી હતી. પરંતુ સંપૂર્ણ લેખ ક્યાંઇ અત્યાર સુધી છપાયો નથી. રા. રા. ગર્દે સાહેબે તે લેખની છાપ મને છાપવા માટે આપી; તે માટે હું તેમનો આભારી છું.

પ્રસ્તુત લેખનો નીચેનો ભાગ ખંડિત છે. પરંતુ સુભાગ્યે તેનો ખાસ મહત્ત્વનો ભાગ સુરક્ષિત હોવાથી ગૂજરાતના ચૌલુક્યો અને માળવાના પરમારોના ઇતિહાસના એક મહત્ત્વના પ્રકરણ વિષે સારી માહિતિ મળી આવે છે. લિખિત ભાગની લંબાઇ ૧૦ ઇંચ અને પ્રસ્તુત સ્થિતિમાં ઉંચાઇ ૯¾ ઇંચ છે. અક્ષરો નાગરી છે. તે સારી રીતે કોતરેલા છે. તથાપિ કોઇ દુષ્ટ લોકોએ લેખનો કેટલોક ભાગ ખરાબ કરેલો દેખાય છે. લેખની ભાષા સંસ્કૃત ગદ્ય છે. સાતમી આઠમી લિટીઓની ભાષા અશુદ્ધ છે.

સુધી–લગભગ એક સરખું યુદ્ધ ચાલતું હતું. આ બે રાજવંશોના વિગ્રહની પહેલામાં પહેલી હકીક્ત વિજાપુરના એક શિલાલેખમાં છે. તે લેખના દસમા શ્લોકમાં એમ કહેવામાં આવ્યું છે કે પરમાર રાજા મુંજે જ્યારે ગુર્જર રાજાનો પરાભવ કર્યો ત્યારે ગુર્જર સૈન્યને રાષ્ટ્રકૂટ રાજા ધવલે આશ્રય આપ્યો. આ લેખનો મુંજ રાજા તે પરમાર રાજા મુંજ અને ગુર્જર રાજા તે ચામુંડરાજ હોવો જોઇએ. ઉદેપૂર પ્રશસ્તિના ચૌદમા શ્લોકમાં મુંજ રાજાએ લાટદેશ ઉપર વિજય મેળવ્યો હતો એવો ઉલ્લેખ છે. દ્વયાશ્રય કાવ્યમાં આમ લખ્યું છેઃ મૂળરાજના ઉત્તરાધિકારી ચામુંડરાજે પોતાના પુત્ર વલ્લભને ગાદી ઉપર બેસાડી પોતે કાશી યાત્રા કરવા ગયા; માળવા દેશમાંથી જતી વખતે ત્યાંના મુંજ રાજાએ ચામુંડ રાજાના છત્ર વગેરે રાજચિન્હોનો અપહાર કર્યો. ઉપર કહેલા વિજાપુરના અને ઉદેપૂરના લેખોમાંથી ઉલ્લેખો અને આ હકીકત એક જ પ્રસંગ વિષે છે એમ દેખાય છે. આનો અર્થ એમ થાય છે કે ચામુંડ રાજાએ જ્યારે માળવા ઉપર સ્વારી કરી ત્યારે ત્યાંનાં મુંજ રાજાએ તેનો સારી રીતે પરાભવ કર્યો. આ વૃત્તાંત સં. ૧૦૫૩માં બન્યો હશે, કેમકે ચૌલુક્ય રાજા ચામુંડ અને અને પરમાર રાજા મુંજ તે કાળે સમકાલીન હતા. ચામુંડ રાજાએ ફરીથી માળવા ઉપર સ્વારી કરી પરમારોનો પરાભવ કર્યો અને મુંજ રાજાના પુત્ર સિંધુરાજને મારી નાંખ્યો એમ જયસિંહસૂરિના કુમારપાલચરિત [ અ. ૧ શ્લો. ૩૧ ] તેમ જ કુમારપાળ રાજાના વખતના સં. ૧૨૦૮ ની વડનગરની પ્રશસ્તિ ઉપરથી ધ્વનિત થાય છે. આ હકીક્ત સં. ૧૦૬૬માં બની હશે.

ચૌલુક્ય રાજા ચામુંડના હાથે બનેલા સિંધુરાજાના આવા દુઃખદ પરિણામનો બદલો લેવા માટે તેનો પુત્ર ભોજ પ્રસંગ જોતો હતો. એક સારો પ્રસંગ તેને મળ્યો. ચૌલુક્ય રાજા ભીમ સિંધ દેશના રાજા સાથે યુદ્ધ કરવામાં રોકાએલો હતો તે સમયે ભોજ રાજાએ પોતાનો સેનાપતિ કુલચંદ્રને પોતાના કેટલાક માંડલિક રાજાઓની સેના સાથે અણહિલવાડ ઉપર સ્વારી કરવા મોકલ્યો. કુલચન્દ્રે અણહિલવાડની લૂટફાટ કરી એટલે સુધી હાહાકાર કરાવ્યો કે 'કુલચંદ્રની લૂટ' એ ગુજરાતમાં એક કેહવત જ થઇ ગઇ.

ચૌલુક્ય રાજા ભીમે આનો બદલો લેવામાં કમી ન રાખી. ચેદી રાજા કર્ણની મૈત્રી સંપાદન કરી તેણે તેની મદદથી લગભગ સં. ૧૧૧૦ માં માળવા ઉપર સ્વારી કરી ત્યાંના પ્રસિદ્ધ રાજા ભોજને કેદ કર્યો. થોડા કાળ પછી ભોજ રાજા પોતાને મુક્ત કરી શક્યા, પરંતુ તે મરી ગયા પછી માળવાનું રાજ્ય બહુ જ અસ્તવ્યસ્ત થઇ ગયું. તે જોઈ ચેદિ રાજા કર્ણે ચૌલુક્ય રાજા ભીમની મદદ લઇ માળવા ઉપર સ્વારી કરી ધારાનગરીની લુંટફાટ કરી.

ભોજ રાજાના ઉત્તરાધિકારી જયસિંહ રાજાએ પોતાની કફોડી સ્થિતિ જોઇ દક્ષિણના પશ્ચિમીય ચાલુક્ય રાજા સોમેશ્વર બીજાની મદદ માગી. સોમેશ્વરે પોતાના પરાક્રમી પુત્ર છઠ્ઠા વિક્રમાદિત્યને તે મદદ કરવા મોકલ્યો અને માળવા રાજ્યનો બચાવ કર્યો; નહિ તો તે રાજ્યનો ભંગ તરત જ થઇ જાત[1].

---

૧ જુઓ ઇંડિયન એંટીક્વરી સને ૧૯૧૯ પા ૧૩૭.

જયસિંહ પછી ઉદયાદિત્ય જ્યારે માળવાની ગાદી ઉપર આવ્યો ત્યારે તેણે પોતાના વંશનો વૈભવ પાછો મેળવવા માટે અથાગ શ્રમ ઉઠાવ્યો. પૃથ્વીરાજવિજય અને હમીર મહાકાવ્ય ઉપરથી એમ જણાય છે કે તેણે શાકંભરીના ચાહુમાણ રાજા દુર્લભ (૩)ની મદદ લઇ અણહિલવાડ ઉપર સ્વારી કરી અને ચૈલુક્ય રાજા ભીમના ઉત્તરાધિકારી કર્ણને મારી નાંખ્યો. આ હકીકત સં. ૧૧૫૦માં બની હશે.

કર્ણનો આવો દુઃખદાયક અંત થયેલો સાંભળી તેના મહાપરાક્રમી પુત્ર સિદ્ધરાજ જયસિંહે ગમે તે શરતે માળવાના રાજ્યનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી અને માળવાના રાજા નરવર્મા સાથે યુદ્ધ શરૂ કર્યું. પરંતુ નરવર્માને જીતવાનું કાર્ય સહેલું ન હતું. પરમારોના કેટલાક લેખોમાં નરવર્માએ ગુજરાતના રાજા ઉપર જય મેળવ્યો હતો એમ હકીકત લખેલી છે. તે ઉપરથી એમ દેખાય છે કે પ્રથમ જ્યારે સિદ્ધરાજે માળવા ઉપર સ્વારી કરી ત્યારે નરવર્માનું બળ અધિક જોઈ તેને પાછું જવું પડ્યું હશે. પરંતુ જયસિંહે પોતાનો નિશ્ચય કાયમ રાખ્યો. એમ કહેવાય છે કે તેણે બાર વરસ સુધી માળવા સાથે યુદ્ધ કર્યું. માળવાના રાજા નરવર્માની હયાતીમાં જયસિંહની ઇચ્છા સફળ ન થઇ. નરવર્મા પછી તેનો પુત્ર યશોવર્મા માળવાની ગાદી ઉપર આવ્યો. તેણે પણ જયસિંહની સામે ઉભો રહેવામાં કમી કર્યું ન હતું. પરંતુ છેવટે લગભગ સં. ૧૧૯૨ માં તેનો પૂરેપૂરો પરાભવ થયો. જયસિંહે તેને કેદ કરી માળવા દેશ પોતાના સામ્રાજ્યમાં દાખલ કર્યો. ગુજરાત અને માળવાની વચ્ચે યુદ્ધનો આવો ઇતિહાસ હોવાથી સિદ્ધરાજ જયસિંહને પોતાની પ્રતિજ્ઞા અને પોતાના પૂર્વજોની ઇચ્છા પૂર્ણ થયેલી જોઇ અત્યંત આનંદ થયો હશે એ સ્વાભાવિક છે. આ મોટા વિજયનું દ્યોતક અવન્તીનાથ' એ બિરૂદ તેણે પોતાના નામ સાથે મોટા અભિમાનથી લગાડવાનું શરૂ કર્યું.

પ્રસ્તુત લેખમાં કહ્યા પ્રમાણે સિદ્ધરાજ જયસિંહે માળવા પ્રાંત ઉપર મહામાત્ય દાદાકના પુત્ર દંડનાયક અથવા સેનાપતિ મહાદેવને નિમ્યો. એટલું જ નહિ પણ પરમારોથી પોતાના સામ્રાજ્યનું પૂર્ણ સંરક્ષણ થાય તેમને તેણે દધિપદ્ર એટલે દોહદમાં જે માળવા અને ગુજરાતની સરહદ ઉપર છે ત્યાં વાહિનીપતિ કેશવને ગોધ્રાના મહામંડલેશ્વર ઉપર બારીક નજર રાખવા થાણાદાર તરીકે નીમ્યો જેથી તે શત્રુને સામીલ ન થઇ જાય.

નાગર મહાદેવ સિદ્ધરાજનો ભરોસાનો માણસ હતો એમ દેખાય છે. નવા જ જીતેલા પ્રાંત ઉપર અમલ ચલાવવાને પરાક્રમી જ માણસ જોઇએ. સિદ્ધરાજે માળવા જીત્યા પછી જિનચંદ્રને ત્યાંનો સુબેદાર કર્યો એવી જે દંતકથા છે તે પ્રસ્તુત શિલાલેખ ઉપરથી ખોટી ઠરે છે. અને પ્રસ્તુત લેખના વખતમાં સિદ્ધરાજના દરબારમાં દાદાક નામના નાગર ગૃહસ્થનું બહુ જોર હતું એમ સ્પષ્ટ થાય છે. આ જ દાદાકનું નામ સિદ્ધરાજના કારભારી તરીકે તેના કચ્છમાં ભદ્રેશ્વરમાં મળેલા સં. ૧૧૯૫ આષાઢ વદિ ૧૦ રવિવારના શિલાલેખમાં આપ્યું છે. તેનો પુત્ર માળવાનો સુબેદાર મહાદેવ પછીથી કુમારપાળના વખતમાં તેનો મુખ્યામાત્ય થયો હતો એમ કુમારપાળના પાલીમાં મળેલા સં. ૧૨૦૯ ના તથા પાલીમાં મળેલા સં. ૧૨૧૬ ના શિલાલેખો ઉપરથી દેખાય છે.

નાગર શબ્દના પ્રસ્તુત લેખમાં આવેલા ઉલ્લેખનું બીજું એક મહત્ત્વ છે. આનંદપુરના બ્રાહ્મણોના ઉલ્લેખો ઘણી વખત વલભીના તામ્રલેખોમાં આવ્યા છે. નાગર બ્રાહ્મણો મૂળ આનંદપુરના હતા એ વાત પ્રસિદ્ધ હોવાથી તે તામ્રપત્રોમાં દર્શાવેલા આનંદપુરના બ્રાહ્મણો નાગર બ્રાહ્મણો હોવા જોઈએ એમ તર્ક કરવાને સ્થાન છે; પરંતુ વલભીના એક પણ તામ્રલેખમાં તે બ્રાહ્મણના નામ સાથે નાગર શબ્દનો ઉપયોગ કરેલો નથી. આનંદપુર અથવા વડનગરના બ્રાહ્મણના નામ સાથે 'નાગર' શબ્દ જોડવાનો દાખલો પહેલવહેલાં સં. ૧૧૦૫ ના પરમાર રાજા સીયકના હરસોલમાં મળી આવેલા તામ્રલેખમાં આવ્યો છે એમ મેં આ જ ત્રૈમાસિકના પુસ્તક બીજાના અંક ૧ ના પાન ૪૭ ઉપર બતાવ્યું છે. ત્યાર પછીનો નાગર શબ્દનો સ્પષ્ટ ઉલ્લેખ પ્રસ્તુત શિલાલેખમાં જ કરેલો જણાઈ આવે છે.

હવે સિદ્ધરાજ જયસિંહે માળવા પ્રાંત કયા સાલમાં જીત્યો તે નક્કી કરવાનો પ્રયત્ન કરીશું. સંવત ૧૧૯૧ની શરૂઆતમાં [ કાર્તિક સુદિ ૬ ][2] માળવાના રાજા યશોવર્માએ એક દાનપત્ર કરી આપ્યું હતું. તેમાં તે પોતાના નામ સાથે પરમ ભટ્ટારક મહારાજાધિરાજ અને પરમેશ્વર આ સ્વતંત્ર રાજાના દ્યોતક બીરૂદો લગાડે છે. સં. ૧૧૯૨ માઘ વદિ ૩નો બીજો એક તામ્રલેખ[3] તે જ રાજાનો મળ્યો છે. દુર્દૈવે તે તામ્રલેખનું પહેલું પતરૂં નષ્ટ થયું છે જેમાં તે યશોવર્માના બીરૂદો લખેલા હોય. તેથી તે તામ્રલેખમાં ઉપર બતાવેલા સ્વાતંત્ર્યદ્યોતક બીરૂદો યશોવર્માએ તે વખતે વાપર્યા હતા કે નહિ તે આપણે નથી જાણી શકતા. આપણે એમ માની શકીએ કે યશોવર્માએ તે તામ્રલેખ પોતાનો પરાભવ થયા પછી તરત જ આપ્યો હશે. મને એમ લાગે છે કે તે વખતે તે સ્વતંત્ર રાજા હશે. અને તેનો પરાભવ વગેરે સં. ૧૧૯૨ પછી થયો હશે. હવે પ્રસ્તુત ઉજ્જૈનમાં મળેલા શિલાલેખ કરતાં પહેલો એક શિલાલેખ સિદ્ધરાજ જયસિંહના વખતનો છે. તે ધ્રાંગધ્રા સંસ્થાનમાં ગાળા ગામમાંથી મળ્યો છે. તે સંવત ૧૧૯૩ વૈશાખ વદિ ૧૪ નો છે. તેમાં સિદ્ધરાજ જયસિંહના નામ સાથે અવન્તીનાથ એ બીરૂદ લગાડેલું છે. જે ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે તે શિલાલેખના વખત પહેલા સિદ્ધરાજે માળવા દેશ જીત્યો હતો. ગાળાના લેખમાં ફક્ત માળવા જીત્યાનો અને ત્યાંના રાજાનો ઉલ્લેખ કર્યો નથી જે ફક્ત પ્રસ્તુતના ઉજ્જૈનના લેખમાં કર્યો છે. આ બધા વિવેચનથી આપણે એમ માની શકીએ કે સિદ્ધરાજે સં. ૧૧૯૨ના માર્ગશીર્ષ માસ પછી અને સં. ૧૧૯૩ના વૈશાખ માસ પહેલાં માળવા પ્રાંત તાબે કર્યો હશે.

१ ॐ ॥ स्वस्ति [ × ] विक्रमनृपकालातीतसंवत्सरशतैकादशसु पंच ॥
२ नवत्यधिकेषु म चांकतो सं ११९५ ज्येष्ठ व. १४ गुरावद्येह
३ श्रीमदणहिल्लपाटकावास्थितमहाराजाधिराजपरमेश्व
४ रत्रिभुवनगण्डसिद्धचक्रवर्त्ति अवंतीनाथ बर्बरकजिष्णु श्री
५ जयसिंहदेवविजयराज्ये अस्यैव परमस्वामिनः प्रसादा
६ त् श्रीमदणहिल्लपाटकेभ्य [:×] श्रीकरणादिव्यापारान् महत्तम

---

૨ ઇંડિયન એંટીક્વરી ૧૯–૩૫૨.

૩ સદર પુસ્તક પા. ૩૪૮.

७ श्रीदादाके परिपंथयति [ पुरुष ? ] प्रतापजितमालवराजश्रीय ॥
८ शवर्मनामानं राजानं स जित्वा श्रीमवंतीमंडलवला [ दृष्ट ? ] त त्रि
९ तद्विभूषितनागरकुलान्वये दंड श्रीदादाकसंप्रसूतश्रीमहादेवे
१० मालवव्यापारं कुर्वति अत्रत्यश्रेष्ठि० सोढदेवो हगछ श्रे० धार
११ देव । गांधि नागडो मालव्य चातुवुर्हा ? राणु । साति । श्रीकीर्त्तिनारा
१२ यणदेवतटिकायां श्रे जोग । वारिक-प्रचारिक को,...
१३ ..........................................
नगरब्रह्मपुर्यां द्वि......
..........................................

# બલદએ ઝિનુલબેલાદ અહમદાબાદ[1]

[ શ્રી. ચુનીલાલ પુ. બારોટ ]

બૃહસ્પતિના વર્તુલમાં આવેલા બીજા પ્રદેશમાંનું આ નવામાં નવું ઇસ્લામી શહેર[2] છે.

એનો રેખાંશ[3] ૧૦૮°–૪૦ છે અને અક્ષાંસ ૨૩૦°–૧૫ છે. ઉનાળાનો લાંબામાં લાંબો દહાડો ત્યાં ૩૩ ઘડી અને ૮ પળનો અને ટુંકામાં ટુંકો ૨૬ ઘડી ૨૨ પળનો હોય છે. એનો પાયો મુઝફ્ફરશાહના પૌત્ર સુલ્તાન અહમદશાહે[4] નાખ્યો. એવું કહેવાય છે કે હિજરી સંવત ૮૧૩ માં અર્થાત્ પોતાના રાજ્યના પ્રથમ વર્ષમાં પોતાના પિત્રાઇ

---

૧ મિરાતે અહમદીની પૂર્તિમાંથી 'શોભીતા પાટનગર અમદાવાદ' ને લગતા ભાગનો અનુવાદ. આ અનુવાદ મૂળ ફારસીના આધારે કરવામાં આવ્યો છે. મૂળ ફારસી સમજવામાં ગૂજરાત મહાવિદ્યાલયના અરબી અને ફારસીના અધ્યાપક મૌલવી અબુઝફર નદવી સાહેબ તરફથી ઘણી જગાએ મળેલી અમુલ્ય મદદ માટે હું એમનો અત્યંત ઋણી છું. એમની મદદ સિવાય ફારસીનું મારું અલ્પ જ્ઞાન જોતાં કદાચ આ સાહસ હું ન જ ઉઠાવી શક્યો હોત. તદુપરાંત મી. સેડન અને નવાબઅલી સાહેબે કરેલો આ ગ્રંથનો અંગ્રેજી અનુવાદ પણ ઓછો સહાયભૂત થયો નથી. ફુટનોટો જે મુખ્યત્વે કરીને અંગ્રેજી અનુવાદકોની છે તેની તળે તેમનાં નામ આપેલાં છે.

૨. અમદાવાદની સ્થાપના અને તેની ઇમારતોના વર્ણન માટે જુઓ બોમ્બે ગેઝેટીઅર, આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા, વો. ૨૪; બૈલી ઇત્યાદિ. મ'ડેલશો (Mandelsho) જે ઇ. સ. ૧૬૩૮ માં ત્યાં આવ્યો હતો તે કહે છે કે દુનિયાની ભાગ્યેજ કોઇ પ્રજા અને એશીઆનો ભાગ્યે જ કોઇ માલ એવો હશે કે જે આ શહેરમાં જોવામાં ન આવે. સેડન અને નવાબઅલી

૩. આપેલો રેખાંશ ફોરચ્યુનેટ આઇલ્સ (ભાગ્યશાળી ટાપુઓ) થી માંડીને ટોલેમીની પદ્ધતિસર ગણેલો છે. સેડન અને નવાબઅલી

૪. થોમસ હર્બર્ટ ઇ. સ. ૧૬૨૬ ની આસપાસ લખતાં જણાવે છે કે "અમદાવાદ મને બેશક એરીઅનનું Amacastis in Ptol Amadavastis શહેર જ હોય એમ જણાય છે. એમ છતાં કેટલાક કહે છે કે એનું નામ અહમદ નામનો બાદશાહ જેણે હિજરી સં. ૩૭૫ માં વર્ષમાં એને વિસ્તૃત અને સુંદર કર્યું એના ઉપરથી પડેલું છે." પરંતુ આ રમુજી લેખક હમેશાં વિશ્વસનીય નથી. (સ્થાપના સાલ પણ ખોટી છે. ચુ.) ઔરંગઝેબને અમદાવાદ વિશેનો તિરસ્કાર સારી પેઠે જાણીતો છે. પહેલાંના યુરોપી મુસાફરો આ શહેરને વખાણતા પરંતુ એમને કંઇક વિરોધી ટીકા કરવાનું પણ હતું. પિટર ડેલ્લા વેલ્લા ઇ. સ. ૧૬૨૩ ની સાલમાં લખતાં જણાવે છે કે 'ત્યાંની ધૂળ અમને ઘણી દુઃખકારક લાગી. આટલા સારા અને મોટા શહેર માટે ખરેખર આ મોટી નામોશી છે.' સેડન અને નવાબઅલી

મઆઝુદ[૫] બીન ફિરોઝખાનના બંડને દાબી દીધા પછી સુલતાન અસાવલ[૬] નામના કસ્બામાં આવ્યો. ત્યાં એણે આસાભીલને હરાવ્યો અને થોડા કાળ માટે સાબરમતીના કિનારા પર પડાવ નાખ્યો.

ત્યાંનાં હવાપાણી પસંદ આવવાથી સુલ્તાને સરખેજવાસી સાધુચરિત શેખ અહમદ ખાતુની સલાહ લઇને નદીના પૂર્વ કિનારા પર આવેલું અસાવલની પાડોશમાંનું એક વિશાળ મનોહર મેદાન પસંદ કર્યું અને તીજી ઝુલકદાતે ગુરુવાર ને રોજ (સૂર્યોદય પછી પંદર ઘડી અને પાંત્રીશ પળે) અર્થાત્ સં ૧૪૪૯ યા શકસંવત ૧૩૧૪ ના વૈશાખ સુદી પંચમીને દિવસે ત્યાં નવા શહેરનું ખાતમૂરત કર્યું. એની કુંડળી નીચે પ્રમાણે છે.




જે મંગળ ઘડીએ એનો પાયો નાખવામાં આવ્યો, તે સમયે ગૃહોની સ્થિતિ આ હતી[૭].

એમ કહેવાય છે કે આ શહેરનો પાયો પોતાની પવિત્રતા અને સાધુતા માટે પ્રખ્યાત એવા ચાર અહમદોએ ભેગા મળીને નાખ્યો હતો. એમનાં નામ નીચે પ્રમાણે.

૧. મુખ્ય પીર શેખ અહમદ ખાતુ જેમણે દોરડાનો એક છેડો સ્વહસ્તે ધારણ કર્યો હતો.

૨. સુલતાન અહમદ, રાજકર્તા બાદશાહ.

૩. મલેક અહમદ જેને કાળુપુર દરવાજા પાસે દાટવામાં આવ્યો છે.

૪. કાઝી અહમદ, હઝરતે ગંજ અહમદનો વારસ. એની પાટણમાં દરગા છે, જેના પર અમદાવાદનો પાયો નાખનારા ચાર જણમાંનો એ એક હોવાનો મૃત્યુલેખ છે.

---

૫. જુઓ બેલી પૃ. ૮૯. મઆઝુદ અહમદના કાકા અને વડોદરાના સુબા ફિરોઝખાનનો પુત્ર હતો.-મિરાત, વો. ૧. સેડન અને નવાબઅલી

૬. અલબિરૂનીએ (આશરે ઇ. સ. ૧૦૩૦) અસાવલને ખંભાતથી બે દિવસને રસ્તે અને ભરૂચથી ત્રીસ ફરસંગને અંતરે આવેલું જણાવ્યું છે. (આર્કયોલોજીકલ સર્વે, પૃ. ૧૫) ૧૧ મા શતકમાં કરણઘેલાએ એને પોતાનું પાટનગર બનાવ્યું હતું. પાછળના ઇતિહાસમાં એ અનેક પ્રસંગોની રંગભૂમિ હતું. સેડન અને નવાબઅલી

૭. જુઓ પરિશિષ્ટ ૧. સેડન અને નવાબઅલી

શહેરનો કોટ પાકી ઈટો અને ચુનાનો બાંધવામાં આવ્યો હતો. અને તે ત્રણ વરસે એટલે હિજરી સં. ૮૧૫ માં પુરો થયો હતો. કોટને બાર દરવાજા, ૧૩૯ બુરજ, ૯ ખુણા અને ૬૭૦૯[૮] જંગીઓ છે. બધું મળીને બે ગાઉ અને એક જરીબનો એનો ઘેરાવો છે. પથ્થરની જુમા મસજીદ અને ગઢનો તેમાં સમાવેશ થાય છે. કોટની દિવાલની ઉંચાઇ સાત કે આઠ વારથી વધારે નથી, સિવાય કે (બકઝર) ખડકી આગળ, જે સૈફખાને શાહજહાન બાદશાહના અમલ દરમિયાન ખુલ્લી મુકી હતી, જ્યાં તે પંદર વાર જેટલી છે. ઉત્તરનો ઇડર દરવાજો જેને હાલ દિલ્હી દરવાજો કહેવામાં આવે છે ત્યાંથી તે દક્ષિણ તરફના જમાલપુર દરવાજા સુધીની લંબાઇ ૧૦૧૨૫ વાર ( ઇલાહી ) છે. અને 'ઝરોકા ભદ્ર'થી પૂર્વ તરફ સારંગપુર દરવાજા સુધીની પહોળાઇ ૨૫૦૦ વાર (કુલ ક્ષેત્રફળ ૨૨૯ વીઘાં અને ૧૩ વસા ) છે. નીચેની કડીઓ હુલ્વી શીરાઝી નામના કવિએ રચેલા સુલ્તાન અહમદશાહના રાજ્યના પદ્યબંધ ઇતિહાસમાંથી ઉતારવામાં આવી છે[૯].

ચુનિન ગુફ્‌ત હુલ્વાયે શીરીં સુખન
કે અફ્‌શાન્દ સદ દુર્જ દર દર સુખન ૧
કે ચું ચન્દ કે શાહ ગરદૂં ખરામ[૧૦]
શુદશ બર લબે રૂદ સાબર મુકામ ૨
ઝમીને બઘાયત ફેરહનાક દીદ
અ ગરદે મહન્ ખાકે ઉ પાક દીદ ૩
હવાઇ કે મી કર્દ દિલરા હવસ
નસીમશ ચુ મિશ્કે ખતન્ ખુશ નફસ ૪
મફાં નઝહા દીદા જાયે લતીફ[૧૧]
મહલ ખુશ આબો હવાએ લતીફ ૫

અર્થ—મધુર બાનીવાળો, હુલ્વી જે એક એક શબ્દમાં સો સો મોતી વેરતો એણે આમ ગાયુંઃ-એક દિવસ જ્યારે બાદશાહ વિહાર કરવા નીકળ્યા હતા ત્યારે સાબરમતી નદીના અધર પર અર્થાત્ કિનારા પર એમનો મુકામ થયો. (૧,૨)

ત્યાંની જમીન એમને અત્યંત આનંદકારી જણાઇ અને મહેનતની ધુલિથી ત્યાંની ભૂમિ પવિત્ર થયલી દીઠી. ત્યાંની હવા હૃદયને મુગ્ધ કરતી હતી. એનો શ્વાસોશ્વાસ અર્થાત્ ફોરમ ખોતાનની કસ્તુરી જેવી સુગંધિત હતી. ( ૩, ૪, )

---

૮. અંગ્રેજી ભાષાંતરકારે ૬૦૭૯ લખ્યા છે. પાઠફેર હોય કે પછી કદાચ છાપખાનાની ભૂલ પણ હોય.

૯. પદ્ય ભાષાંતર માટે જુઓ પરિશિષ્ટ બીજું.

૧૦. મિરાતે સિકંદરીમાં ' ખરામ ' ને બદલે 'ગુલામ' એવો પાઠ છે. એ સ્વીકારીએ તો ' નભચક્ર જેનું ગુલામ ' છે એવો બાદશાહ એમ અર્થ થાય.

૧૧. ' નઝીફ ' અર્થાત્ સ્વચ્છ—મિરાતે સિકંદરી

બઇલ્હામે ઘેબી વ હુક્મે એલાહ
ચુનિન આમદન્દ[12] દર દિલે બાદશાહ ૬
કે દર આઁ ઝમીને મફ્રહ હવા
કુનદ તાજ[13] શહરી મુઅઝિઝમ બિના ૭
હમાઁ લહઝા બાની તલબ કર્દ શાહ
બફરમુદ તા હમ દરાઁ જાયગા ૮
બસાઝદ યકે શહરે આલી અસાસ
કે ગુયન્દ સુક્કાને ખાકશ સિપાસ ૯
સરે[14]ખાક બર ઔજે ખિઝ્રા બુરદ
સરેશ બર[15]ઔજે શુરૈયા બુરદ ૧૦
જહાઁરા અસાસે મુઅઝિઝમ દેહદ
ઝ સર ઝિન્નતો ઝેબ આલમ દેહદ ૧૧
બિનાયે બરાવર[16] ચુ કસ્રે ફલક
કે દર વય શવદ ખીરા ચશ્મે મલક ૧૨
પયે દફયે યાજુજ દીન કાવરી[17]
કશદ બર ઝમી સદ્દે ઈસ્કન્દરી[18] ૧૩

સ્થળ પવિત્ર અને રમ્ય હતું, પાણી આનંદકારી હતું અને હવા દિલચસ્પ આવતી હતી. આ બધું જોઇ કોઇ અગમ્ય આદેશથી તથા અલ્લાહના હુકમથી બાદશાહના દિલમાં એવી સ્ફુરણા થઇ કે આ સુખકર હવાવાળી ઝમીનમાં મોટી ઇમારતોવાળું પાટનગર રચાવું. (૫, ૬, ૭,) તત્ક્ષણ તેણે એક કારીગરની શોધ કરાવી અને ફરમાવ્યું કે એ જગામાં એક આલીશાન ઇમારતોવાળા એવા શહેરની રચના કરો કે જ્યાં વસનારાઓ એને માટે ધન્યવાદ આપે; જેની ખાકનું શિર આકાશથી પણ વધારે ઉંચું થાય અને જેનું શિર ગોવાળીઆઓથી [એ નામના તારાઓના ઝુમખાથી] પણ ઉંચું જાય (૮, ૯, ૧૦) જે જગતને આલીશાન આધાર આપે અને પોતાના શિરથી આલમને શણગારે. ગગન મ્હેલની જેમ એની બાંધણી એવી ઉંચી કરો કે ફિરસ્તાઓની આંખો એ જોઇને અંજાઇ જાય. (૧૧, ૧૨) યાજુજને અટકાવવા માટે ફરિયાદ થતાં ઉભી કરવામાં આવી હતી એવી 'સદ્દે ઇસ્કન્દરી'ના જેવો કોટ કરો, જે આસમાનને જમીન પર ટેકવી રાખે અને જેની ઇંટો જામે ગેતીનુમા જેવી બને. (૧૩, ૧૪)

---

૧૨. આમદ્ અન્દર—મિરાતે સિકંદરી.
૧૩. તાઝા અર્થાત્ નવું— ,,
૧૪. ઝમીંરા— ,,
૧૫. નેહદ અર્થાત્ મુકે, નાંખે—,,
૧૬. બર આરદ— ,,
૧૭. આવરી—મીરાતે સિકંદરી. આવરદન અર્થાત્ લાવવું એ ક્રિયાપદ પરથી.
૧૮. સદ્દે ઇસ્કન્દરી અર્થાત્ સિકંદરની દિવાલ.

કુનદ બર ઝમીં આસ્માની બપા
કે ખિરતશ બુવદ જામે ગેતી નુમા[19] ૧૪
યકે મિસ્ર જામી[20] કુનદ આશકાર
કે ખાકશ બુરદ આબે ચીનો તતાર ૧૫
ઘબારી કે ખિઝદ ઝ રાહશ અયાન
કશદ સુર્મા દર દીદયે અસ્ફહાન ૧૬
નિશાપૂરરા અઝ હસદ જાઁ રવદ
કે ગુજરાત રશ્કે ખુરાસાઁ શવદ ૧૭

એક મિસ્રી જામી (લોકોને જમા થવાની જગા—મોટી મસીદ) એવી જાહેર કરો અર્થાત્ ખુલ્લી મુકો કે જેની આગળ ચીન અને તતાર (Tartary) પાણી ભરે. એના રસ્તા પર ઉડતી જણાતી ધૂળ અસ્ફહાન ( ના લોકો ) પોતાની આંખોમાં સુર્મા રૂપે વાપરે. ( જે જોઇને ) ગુજરાત ખુરાસાનની હરિફાઇ કરે છે એ ઈર્ષાથી નિશાપૂરના પ્રાણ નીકળી જાય; ( ૧૫, ૧૬, ૧૭, )

નભોમંડળ તો જેનું આકાશ છે એવા આ બાદશાહના મનમાં જ્યારે આ શાહી યોજના

---

મહાન સિકંદરે ઇરાન જીત્યું ત્યારે 'યુરલ પર્વતો વચ્ચેના એક ઘાટમાં થઇને યાજુજમાજુજ નામના બે સરદારોની સરદારી હેઠળ યુરલ પહાડમાંના યા પેલીપારના જંગલી લોકો અમારા પર વારંવાર ચઢી આવે છે અને અમને લુંટી જાય છે. ટુંકમાં એમનો અતિ ત્રાસ છે માટે એમનાથી અમારૂં રક્ષણ થાય એવું કાંઇ કરો' એવું ત્રાસપીડિત ઇરાનીઓએ મહાન સિકંદરને કહ્યું. લોકોનું દુઃખ જોઇને ઘણા વિચારને અંતે સિકંદરને એક યુક્તિ સુઝીઃ જે ઘાટને રસ્તે યાજુજ માજુજનાં ધાડાં આવતાં હતાં તે ઘાટનો રસ્તો જ બંધ કરવાનો સિકંદરે નિશ્ચય કર્યો. આ વિચારથી એણે એ ઘાટની આડે પથ્થરોના બે થર ઉભા કરાવ્યા. અને આની વચ્ચેની જગામાં લાકડાં, ઘાસ વગેરે બળતણનાં પદાર્થો અને લોઢું તાંબુ સીસું ઇત્યાદિ તરેહ તરેહની ધાતુઓના એક ઉપર એક થર ગોઠવાવ્યા. એક થર લાકડાંનો તે એક થર ધાતુઓનો એમ પૂરી પૂરીને એણે છેક પર્વતની ઉંચાઇ સુધીની એક દિવાલ ઉભી કરી. પછી આ ગઢને આગ મુકી. આ નેમો કેટલા ય દિવસ સુધી સળગ્યા કર્યો અને પરિણામે ધાતુઓના થર બધા પીગળીને એક ઉપર એક જમા થઇને એક એવી દુર્ભેદ્ય દિવાલ થઈ કે જેની આગળ યાજુજ માજુજ લાચાર થઈ પડયા. આ દિવાલ ખોદી તો શકાય એવી ન હોતી અને જો કદાચ છે ને એ લોકો એ દિવાલ ચઢી ઉતરવાના વિચારથી પર્વતને શિખરે પહોંચે તો દૂરથી જ ઇરાનીઓની નજરે પડે એટલે ઇરાનીઓ સુસજ્જ થઈ જાય અને એમને નિરાશ થવું પડે. આ દિવાલને સદ્દે ઇસ્કન્દરી કહે છે.

મોલવી અબુઝફર નદવી

૧૯. દારા જેમ પૃથ્વીના ગોળા બનાવાય છે એમ જમશેદ નામના ઈરાનના બાદશાહે એક પ્યાલો બનાવડાવ્યો હતો તેમાં પૃથ્વીનાં બધાં સ્થાનોનું નિરીક્ષણ થઈ શકતું.

૨૦. મીસરની જામી મસજીદ એની વિશાળતા માટે વખણાય છે તે ઉપરથી.

ચું દર ખાતિરે શાહ ગરદૂં સરીર
શુદ આઁ ફિક્ર શાહી ફરા જાયગીર ૧૮
તલબ કર્દ અસહાબે ઇલ્મે નજુમ
કે બુદન્દ ગંજીરે ગંજે ઉલૂમ ૧૯
દકાયક શનાસાઁને દૌરે ફલક
કે ગ્રાફેરૂ બુદંદ અઝ સમાઁ તા સમક ૨૦
ગિરફતન્દ ઝીચો સુતરલાબરા
કશીદન્દ નુહ ચર્ખે દૌલાબરા ૨૧
મુહન્દિસ સિફાતાન અખ્તર શનાસ
બરાહીન નુમાયાન સાહેબ કયાસ ૨૨
મુતાલે કશાયાને સતહે સિપહેર
તવાલે નુમાયાને નાહીદો મિહ્ર ૨૩
બદીદન્દ હર કૌકબીરા શરફ
નઝર બર કુશાદન્દ અઝ હર તરફ ૨૪
બફરમાને શાહિનશહે બખ્તીઆર
બકરદંદ સાઆત સાદ અખ્તિઆર ૨૫
મહે ઝુલકઅદ રફ્ત અઝ હિજ્રીઆ
સલાસા અશર બા સમાના મેઆ ૨૬
ચું બાની બિના બર કશિદ અઝ ઝમીં
બરઉ ખાન્દા હરદમ ફલક આફરીં ૨૭
ચું શુદ આઁ અસાસે મુઅલ્લી તમામ
ગુઝશ્ત અઝ સરે ચર્ખે ફિરોઝા ફામ ૨૮

વસી ગઈ. ત્યારે જ્યોતિઃશાસ્ત્રના (એવા) પંડિતોની શોધ કરાવી કે જેઓ જ્ઞાનભંડારના માલિકો હતા, જેઓ આકાશચક્રની ખુબીઓના જાણકાર હતા, અને આકાશથી તે માછલી સુધી અર્થાત્ પાતાળ સુધી (સર્વ ચીજોથી) વાકેફ હતા; (આ પંડિતો) નક્ષત્રચક્રના ગુણધર્મના અને ભૂમિતિના જાણકાર હતા; દલિલો તોળી જાણતા અને ગણિતના પારંગત હતા: સાતે આકાશનો હિસાબો કાઢી જાણતા અને શુક્ર તથા સૂર્યની ગ્રહકુંડળી બતાવી જાણતા હતા. એમણે ખગોળી કોષ્ટકો અને સુતરલાબો (ઉન્નતાંશમાપક યંત્રો) લીધાં અને સાતે ભુવનનાં (સાતે આકાશનાં) ચક્રો દોર્યાં. જ્યારે દરેક સિતારા શુભ જોવામાં આવ્યા ત્યારે (આ જોશીઓએ) દરેક દિશામાંથી નજર ખેંચી લીધી અને સદ્ભાગ્યસંપન્ન શહેનશાહના ફરમાનથી શુભ મહૂર્તની પસંદગી કરી (૧૮–૨૫). (મહૂર્ત) હિજરીસાલ ૮૧૩ નો ઝુલ્કાદ[૨૧] મહીનાનું હતું. જ્યારે કારીગરોએ ઈમારતો ઉઠાવી ત્યારે હરદમ આકાશ 'ધન્યવાદ' બોલતું હતું. જ્યારે એ આલીશાન પાયાનું ચણતર પુરૂં થયું ત્યારે એ (ઈમારતો) વિજય કરતી આકાશથી પણ ઉંચે સુધી પહોંચી. (૨૬–૨૮)

૨૧. ઇદ ને બકરી ઇદ વચ્ચેનો મહીનો

ચું આઁ શહેર આબાદો મામુર ગશ્ત
જહાઁ હફ્તે ઇક્લીમ બુદ ગશ્ત દુશ્ત ૨૯
નવાબાદ શહેરી શુદા નાઝનીન
સવાદશ ચુ ખાલી બરૂયે ઝમીન ૩૦
ચું તરતીબે આઁ શહરે આલી મુકામ
શુદ અઝ નાસિરૂદ્દીન અહુમદ તમામ ૩૧
દરઆઁ નામ હમ અહુમદાબાદ ગશ્ત
દર આઁ મિલ્કતે અહુમદ આબાદ ગશ્ત ૩૨
શુદા તાઝા શહરે ઈમારત પઝીર
કે ગરદું નદીદશ બદોરાઁ નઝીર ૩૩
ઈલાહી તુ ઈઁશહરે આલી બિના
મદે તા બકુમ્રશ ઝવાલો ફના ૩૪

જ્યારે એ શહેર આબાદ અને વસ્તીવાળું થયું ત્યારે પૃથ્વી જે સપ્તખંડી હતી તે અષ્ટખંડી થઈ ગઇ. નવું આબાદ થયલું એ શહેર વસુંધરાના મુખ પરના શ્યામ સુંદર તલ જેવું થયું અર્થાત્ શોભી ઊઠયું; જ્યારે મોટા મોટા મહેલોવાળા આ શહેરની રચના નાસિરૂદીન અહેમદે પૂર્ણ કરી ત્યારે આ અભિનવ નગર એવું થયું કે જેની જોડી એ જમાનામાં આકાશે જોઇ નહોતી. હે ખુદા! આ આલીશાન બાંધણીવાળા શહેરને કિયામત સુધી તું નાશ વિનાશ ન આપીશ. ( ૨૯–૩૪)

### બાર મુખ્ય દરવાજાઓનાં નામ[૨૨]

પૂર્વ તરફના—કાળુપુર દરવાજો: સારંગપુર દરવાજો; અને આસ્ટોડીયા દરવાજો જે પૂર્વ તરફ અગ્નિકોણમાં આવેલા રાયપુર ( રામ્પુર ) દરવાજાની અને બંધ દરવાજાની વચ્ચે આવેલા છે.

પશ્ચિમ તરફના—સાબરમતીના કિનારા પર ખાનપુર, રાયખડ અને ખાનજહાન. દરીયા બાગ અને ખડકી નામની બે બારીઓ ભદ્રના કિલ્લાની સામે આવેલી છે અને તે ખાનપુર અને રાયખડ દરવાજાની વચ્ચે મુકાયલી છે.

ઉત્તર તરફના—શાહપુર; ધ્રુડરીઓ, હવે દિલ્હી દરવાજો; અને દરીઆપુર દરવાજો. શાહપુર દરવાજા અને ધ્રુડરીઆ દરવાજા વચ્ચે હાલિમની બંધ બારી આવેલી છે. એ બારી શા કારણથી બંધ છે એ સ્પષ્ટ નથી.

દક્ષિણ તરફના—જમાલપુર દરવાજો; એક બંધ દરવાજો જે રેઢીઓ દરવાજો પણ કહેવાય છે; ( આ દરવાજો બંધ હોવાનાં જુદાં જુદાં કારણો અપાય છે) તથા રાયપુર દરવાજો.

### ભદ્ર[૨૩] નામથી ઓળખાતા કિલ્લાની લંબાઇ અને પહોળાઇ

સાબરમતીના કિનારાથી બે ઉંચા બુરજો વચ્ચે આવેલા પુરાણા કિલ્લા સુધીની લંબાઇ

---

૨૨. અત્યારે ત્રણ નાના દરવાજા ઉપરાંત ૧૪ ખુલ્લા અને એક બંધ એમ પંદર દરવાજા જોવામાં આવે છે. નવાબઅલી અને સેડન.

૨૩. ભદ્રના વર્ણન માટે જુઓ બોમ્બે ગેઝેટીઅર પૃ. ૨૭૫ વડોદરામાં તેમ જ મગરમાં દર્શાવેલી જગાઓ પણ ભદ્રના કિલ્લાઓ છે. નવાબઅલી અને સેડન।

૪૮૭ વાર છે; સુલ્તાન અહમદે બંધાવેલી પથ્થરની મસીદથી માંડીને બાગના દરવાજા સુધીની પહોળાઇ ૪૦૦ વાર છે. નિઝામોના કાળમાં બંધાવેલો દરબારી દરવાજો, બાગદરવાજો અને શાહી નગારખાનાનો દરવાજો એ ઉપરાંત નજમુદ્દૌલાએ ઉમેરેલા દરવાજાના મળીને એને ૧૪ જુના બુરજો છે. સામાન્ય રીતે આ કિલ્લો ભદ્રના નામથી ઓળખાય છે. ગુજરાતના સુલ્તાનો અને ઉમરાવો અહીં રહેતા હતા. કિલ્લાનું નામ શા ઉપરથી પડ્યું એ વિષે વિવિધ સમજુતીઓ અપાય છે પરંતુ સૌથી વધારે સંભવિત કલ્પના નીચે મુજબની છે.

પ્રાચીન હિંદુ રાજાઓએ બાંધેલો પાટણનો કિલ્લો આવા જ આકારનો છે અને એને આને છે એવા જ બુરજો છે. એ કિલ્લામાં ભદ્રકાળી દેવીનું મંદિર છે. એ સ્થળને પુરાણા કાળથી ભદ્ર કહેવામાં આવતું હતું. એ ઉપરથી લોકોએ આ કિલ્લાને તેમ જ ચાંપાનેર અને અહમદનગરના કિલ્લાને પણ એ જ નામ આપ્યું.

અમદાવાદ શહેર જ્યારે ગુજરાતના સુલ્તાનોનું પાટનગર બન્યું ત્યારે એની વસ્તી ધીમે ધીમે વધી–ખાસ કરીને સુલ્તાન મહમદ બેગડાના વખતમાં–અને ભદ્રમાં મોટામોટા ( ભવ્ય ) મહેલો બાંધવામાં આવ્યા જેમની ભાગીતુટી દિવાલો હજી જોવામાં આવે છે. પરંતુ અફસોસ મૃત્યુએ એમની આજુબાજુ એના માલિકોનાં સુકાં અસ્થિ વેરેલાં છે!

*જમશેદ કુ સિકંદરે ગેતીસિતાં કુજાસ્ત ?
વાં હશમતે જલાલ મલુક કર્રાં કુજાસ્ત ?
તાજે કબાઓ તખ્તે ફરીદૂં નગીને જમ+?
તબ્લે સિકંદરો અલમે કાવીઆઁ કુજાસ્ત ?
ઈં બાંગ અઝ મિનારે સિકંદર રસદ બગોશ ?
દારા ચે શુદ સિકંદરે ગરદૂં મકાં કુજાસ્ત ?
ગર બગુઝરદ બદુખ્મએ સલ્જુકીઆ બગો ?
સંજર ચેગુને ગશ્ત મલિક સાયબા કુજાસ્ત ?
ફર્દાસ્ત બુલ્બુલાં હમે આં સદ ફુધાને શોર ?
ખાહન્દ ગુફ્ત વાયઝે શિર જબાં કુજાસ્ત ?

અર્થ—જમશેદ ક્યાં છે ? સમસ્ત આલમને જીતનાર મહાન સિકંદર ક્યાં છે ? પાદશાહ લોકોનો એ ઠાઠમાઠ અને દમામ ક્યાં છે ? કૈકોબાદનો તાજ,ફરીદુનનું તખ્ત અને જમશેદનાં ઝવેરાત ક્યાં છે ? સિકંદરનું ચામદોલ અને કાવીઆન બાદશાહોનો ઝુંડો ક્યાં છે ? સિકંદરના મિનારામાંથી આ બાંગ કાને પડે છે કે 'દારાનું શું થયું અને નભોમંડળ જેનો મહેલ છે એવો સિકંદર ક્યાં છે ?' જો સલ્જુકીઓના કબ્રસ્તાન પાસેથી જવાનું થાય તો પૂછજે 'સંજર કેવી રીતે ચાલ્યો ગયો અને છત્રપતિ બાદશાહ ક્યાં છે ?' આવતી કાલે બધાં બુલ્બુલો પણ સોસો હાયશોરથી કહેશે 'મધુર ઝબાનવાળો વાયઝ ક્યાં છે ?'

* પદ્યભાષાંતર માટે જુઓ પરિશિષ્ટ ત્રીજું.

હફ્તઇક્લીમનો[૨૪] લેખક કહે છે કે સ્વચ્છતાની, આબાદ વસ્તીની તથા સુંદર મકાનોની બાબતમાં અમદાવાદ અજોડ છે. અને એના જેવું ભવ્ય અને શોભીતું શહેર બીજે કયાંય મળે એમ નથી. ત્યાંના બજારો વિશાળ અને સુવ્યવસ્થિત છે. ત્યાંના રહેવાસીઓ નર તેમ જ નારીઓ બન્ને રૂપાળાં છે. વાસ્તવમાં આવું સૌંદર્યસંપન્ન શહેર જવલ્લે જ જોવામાં આવે છે. આ ગુણો ઉપરથી જ એને રાજ્યકન્યાનું ઉપનામ મળ્યું છે. ત્યાંથી ઝીણુ પોતનું કાપડ દરીઆ માર્ગે અને ખુશ્કી માર્ગે પરદેશ જાય છે; અને એનો વેપાર લાભદાયક ચાલે છે. મસીદો અને બજારો ત્યાં પુષ્કળ છે. ૩૬૦ પરાં (કેટલાક ૩૮૦ કહે છે) જેટલો શહેરનો વિસ્તાર છે. સુલ્તાન મહમદ બીજાએ પોતાના રાજ્યકાળ દરમિયાન અહીંથી ૧૨ ગાઉને અંતરે મહેમદાવાદ નામનું એક નવું શહેર બંધાવ્યું અને એને પોતાનું પાયતખ્ત બનાવ્યું. પરંતુ અમદાવાદથી ત્યાં જતા રસ્તાની બન્ને બાજુએ બજારો લાગી ગયાં અને લોકોએ મકાનો બંધાવી દીધાં જેથી કરીને બન્ને શહેરો એક દેખાતાં. કાળના વહેવા સાથે કારીગરો પણ ત્યાં વસ્યા. સોનાચાંદીના તારની કીનખાબ વણવાની કળા, તરેહતરેહના પોતની અને રંગની મલમલ, ઇલાયચા, ગાઝ, કોરો અને ભરત ભરવા વણવાની ત્યાંની કળા હિંદુસ્તાનભરમાં અજોડ છે. ગુજરાતની કીર્તિ ઇરાન, તુરાન, રોમ અને સીરીયાના દૂરના દેશો સુધી ફેલાઇ છે. કહેતાં નવાઇ લાગે છે પણ વણવા અને ધોવાની કળા જો કોઈ જગાએ પરાકાષ્ટાએ પહોંચેલી હોય તો તે અમદાવાદમાં જ છે અને ત્યાંથી ચાર ગાઉને છેટે પણ આ કામ ઉતરતા પ્રકારનાં થાય છે.

ફિરદૌસે આરામગાહ[૨૫]ના રાજ્યકાળમાં અમ્બરનરેશ રાજા જયસિંહે પોતાના નવા બંધાવેલા જયનગર શહેરમાં અમદાવાદના વણકરો અને ધોબીઓનું સંસ્થાન વસાવ્યું. પરંતુ ત્યાં બનેલો માલ, વધારેમાં વધારે સંભાળ લીધા છતાં અને મોટી મોટી બક્ષીસો અપાયા છતાં રંગમાં કુમાશમાં અને સૌંદર્યમાં અમદાવાદ કરતાં ઉતરતો જ નીકળ્યો. બંધારાઓએ આનું કારણ એમ બતાવ્યું કે અમારાં હથિયારો જે રાંધણનાં બનાવાય છે એ ઉતરતા માલનાં છે. કદાચ એ ત્યાંના જેવાં પોલીશ નથી થયાં. આ ઉપરથી રાજાએ અમદાવાદમાંથી એમને જોઇતાં હથિયારોનાં કેટલાંક ગાડાં ભરાવી મંગાવ્યાં પરંતુ એથી કાંઇ વળ્યું નહિ.

શહેરમાં સત્તર ચકલા છે અને એટલી મુખ્ય બજારી રસ્તા છે. એમનાં નામ નીચે પ્રમાણેઃ—

ચકલા

ખાસ બજાર, ભદ્ર અને ત્રિપોલીઆ વચ્ચે; પાનકોર; માણેકચોકઃ ઢીંકવા; ત્રણ લીમડી; ભન્ડેરીપુર; ઇદ્વારપુર અથવા કબીરપુર (જે ખાડીઆ તરીકે પણ ઓળખાય છે;) રાયપુર; આસ્ટોડીઆ; જમાલપુરઃ રાયખડ; ખાનપુર; શાહપુર; ઇદરીઆ; દરીઆપુર; સદરજહાન; ઝવેરીવાડો. આમાંના દરેક ચકલા અને ચબુતરા પર રાત પડતાં કોટવાલ તરફથી પ્યાદા ચોકીદારો મુકાય છે.

૨૪. હફ્તઇક્લીમ=સપ્ત ખંડ, અમીન અહમદે રાઝીકૃત. રચ્યા ૧૦૦૨ હીજરી. આ ભૌગોલિક અને જીવનવૃત્તાંત વિષયક સુવિખ્યાત ગ્રંથ છે. રોદન અને નવાબઅલી.

૨૫. ફિરદૌસ આરામગાહ (સ્વર્ગમાં આરામ કરનાર)થી દીલ્હીનો શહેનશાહ મહમદ-

## બજાર અને રસ્તાઓનાં નામ

સારંગપુર દરવાજા તરફના મોંહાના:—કુમનીવાડાનો રસ્તો, શેખસિરાજની હવેલી પાસેનો; અકબરપુરનો રસ્તો ( આ રસ્તો જુના જમાનામાં ખાડીઆના નામથી ઓળખાતો પરંતુ અકબર બાદશાહના સમયમાં ત્યાં રહેતા ખત્રીઓએ એનું નામ અકબરપુરનો રસ્તો રસ્તો એવું પાડયું; આસ્ટોડીઆનો રસ્તો; બુર્હાનુલ મુલ્કનો રસ્તો, ઇડરીઆ ચકલામાં; બહાદુરપુરી રસ્તો; ખાસબજારનો રસ્તો, ભદ્રની આગળનો; હલીમબજારનો રસ્તો, લાલ દરવાજા પાસે; કુસાબજારનો રસ્તો, શેખુલ ઇસ્લામની મદ્રેસા પાસે; સિકંદરખાનનો રસ્તો, ખમાસા પાસે; ઇતમાદુલ મુલ્ક બજારનો રસ્તો, ખાનપુરમાં આવેલો; અલુખાન ગુજરાતીનો રસ્તો, શાહ અલીરિઝાના મકબરા પાસેનો; બે છત્રીઓનો રસ્તો, સાંકડીશેરી પાસે; પાયબરી રસ્તો, પાનકોર પાસેનો; ત્રિપોળીઓ રસ્તો; તાજપુરનો રસ્તો; ભન્ડેરી પોળનો રસ્તો; આગળના દિવાન ઇતિમાદખાનની હવેલી આગળ આવેલો બીડા રસ્તો; પીપ્પિલી અર્થાત્ દબંદપીલી રસ્તો, દારૂલમુલ્ક આગળનો; ખારદાર દરવાજામાં આવેલો ખાનજહાન રસ્તો,[૨૬] પાનકોર રસ્તો; માનપસનો રસ્તો; પખાલીઆ રસ્તો; જમાલપુર રસ્તો; જલાલપુર રસ્તો; ઝવેરીવાડાનો રસ્તો;ઝામરી રસ્તો,માણેકચોકમાંનો;રાયબીરકલા રસ્તો;આકાશેકના કુવાનો રસ્તો; (પથ્થરનાકુવા તરીકે પંકાયલા)લૈરામના કુવાનો રસ્તો;ચંગીરપુરનો રસ્તો;દરિયાપુરમાંનો રસ્તો; [૨૭]ઝોજારખાનનો રસ્તો; હીરા સુતારના ચબુતરાનો રસ્તો, સાંકડીશેરી પાસે; ખાજાયુસફનો રસ્તો;ખવાસુલ મુલ્કનો રસ્તો,શેખુલ ઇસ્લામ ખાનની સરાઇ પાછળનો;ખુદાવન્દખાનનો રસ્તો; હાજી[૨૮] રસ્તો;દરીઆપુર રસ્તો;રાયખડ રસ્તો; દોલતખાન રસ્તો; ઢીંકવા રસ્તો; દરીઆખાન મહેરામનો રસ્તો; રંગરેજોનો રસ્તો; અકાબી રસ્તો; રાણીસીરાનીનો રસ્તો; રાયપુર રસ્તો; રૂકનુલમુલ્ક રસ્તો; રાઝી–ઉલ–મુલ્કનો રસ્તો; શેખનુર સમરકંદીનો રસ્તો; સીંગ ભગીનનો રસ્તો; સુખા રસ્તો; ગ્યાસુદ્દીન રસ્તો; શાહમકાબનો રસ્તો, માજી નાઝિમ સુજાઅત ખાનના મકાન પાસેનો, ઇતિમાદ ખાનની સરાઇનો રસ્તો; સૈયફખાનનો

---

શાહ સમજવાનો છે. મોગલ શહેનશાહોને એમના મૃત્યુ બાદ દુઆ તરીકે નીચેનાં નામ આપવામાં આવ્યાં હતાં.

ફિરદૌસે મકાની=સ્વર્ગસદનવાળા=બાબર
જન્નત આશીયાની=સ્વર્ગના બગીચામાં જેનો માળો છે એવા હુમાયુન
અર્શઆશીયાની=ખુદાના તખ્તમાં જેનો માળો છે એવા=અકબર
જન્નત મકાની=સ્વર્ગસદનમાં વસનાર=જહાંગીર
ફિરદૌસ મકાની= ,, ,, =શાહજહાંન
ખુલ્દ મંઝિલ=સ્વર્ગમાં જેનો મહેલ છે એવા=ઔરંગઝેબ

—સેડન અને નવાબઅલી

૨૬. ખાનજહાન દરવાજાની સામેનો રસ્તો—નવાબઅલી અને સેડન

૨૭. અંગ્રેજીમાં જુધરખાન કર્યું છે. ૨૮. મૂળમાં ખ્વાજી છે.

રસ્તો ઉર્ફે સરાઇ નાગોરી; સિકંદર ખાનનો રસ્તો ઉર્ફે સરાઇ ખેદકર; દરજીઓનો રસ્તો; શેખ ફરીદ ઉર્ફે બુખારાનો રસ્તો; મહમદ ભટ્ટી સરાઇનો રસ્તો, ત્રિપોળીઆની બાજુમાં; સરાઈ દસ્તુર ખાનનો રસ્તો, આરંટોડીઆ પાસેનો; અઝીમુલ મુલ્કનો રસ્તો, જમાલપુર પાસે; આલમ બુરહાનનો રસ્તો ઉર્ફે પટવા શેરી; ધાલીબખાન અને રાયપુરનો રસ્તો; ફરીદપુર રસ્તો, કાલુપુર ચકલામાં; ખજૂરી રસ્તો, વલન્દીસ હવેલી પાસે; ગોન્દી રસ્તો, પાનકોરની ડાબુ બાજુપર; ગોરીખાન રસ્તો; કન્દોઇશેરીનો રસ્તો, પાનકોર પાસે; કામીલુલમુલ્ક રસ્તો, રાણી રૂપમોહિનીની મસીદ પાછળ; કોઠારી હાલિમ રસ્તો; લાલબાઇ રસ્તો; મલેક નાસીસનો રસ્તો, સુલ્તાન અહમદ ગુજરાતીના મકબરા પાસે; મલેક બનાદિરનો રસ્તો, ભન્ડેરીપુર ચકલામાં; મુહાફિઝખાનની મસીદનો રસ્તો, ઇડરીઆ ચકલામાં; માણેકચોકનો રસ્તો; રાણીના હજીરાનો રસ્તો.

ઈમારતો પડી જવાથી હવે આમાંના કેટલાક રાજમાર્ગો અવઢ પડી ગયા છે. અને ક્યાંક નવા રસ્તા પણ પડયા છે. જ્યાં ચોક અને આંગણાંઓ હતાં ત્યાં ઘર થઇ ગયાં છે. અરે પ્રભુ! આ મકાનો કેવાં આકર્ષક, કેવાં ચોકખાં અને કેવાં સ્વચ્છ હતાં? મોટી મોટી ચિત્તાકર્ષક ઇમારતો અને ઉંચા ઉંચા રાજમહાલયો જે મોટા મોટા માન મરતબાવાળા શાહજાદાઓએ, ઉમરાવોએ, પ્રૌઢ વૈભવવાળાઓએ, અને ધનવાનોએ મોટી મોટી રકમ ખર્ચીને બંધાવ્યા હતા તે આજે કાળચક્રે કરીને દીવા વગરના અને વેરાન થઇ ગયા છે. એના માલિકોનાં નામ નિશાન પણ દુનિયાના પટ પરથી ભુંસાઇ ગયાં છે. ' ઘર ન રહ્યું, ઘરનું ન રહ્યું ' એવું સાચું મોત જ આવી ગયું; ક્યાંક ખડ ઉગી ગયાં અને ક્યાંક ખેતી થવા માંડી.

> નવિશ્તા યાફ્તમ્ ઈઁ બેત બર દરે કસ્રી
> અઝ આઁ દિલમ્ હુમાં ખૂઁ ગ સીને અમ પૂરદર્દ
> ખુશ અસ્ત કસ્રે હયાતો નિગારે અમ્મારઁ[૨૯]
> વલે ચે સૂદ કે મર્ગશ ખરાબ ખાહદ કર્દ[૩૦]

અર્થઃ—એક મહેલના દરવાજા પર આ બેત મને લખેલી મળી. એનાથી તત્ક્ષણ મારૂં દિલ લોહી લુહાણ થઇ ગયું અને મારી છાતી દર્દથી ભરાઇ આવી. ઝીંદગીનો મહેલ આનંદજનક છે. ઇમારતોનાં ચિત્રો મનોહર છે. પરંતુ એથી શો લાભ? જો મૃત્યુ ( એ બધાની ) ખરાબી કરશે તો ?

ઘણા ખરા મહેલોનું નામ નિશાન નથી રહ્યું અને થોડાં ખંડીએરો જે હજી જણાય છે તેમાં કેટલાંકમાં ચામાચીડીઆં અને ઘુવડોએ માળા બાંધ્યા છે, ભયંકર સર્પો અને ઝેરી જનાવરોએ વાસ કર્યો છે, અને ક્યાંક શિયાળ ભૂંકે છે.

---

૨૯ ' અમ્મારઁ ' નો અર્થ જડી શક્યો નથી. એથી ' ઇમારાત ' શબ્દ ધારીને તરજુમો કર્યો છે. ૩૦ પદ્ય ભાષાંતર માટે જુઓ પરિશિષ્ટ ચોથું.

આં કસ્ર કે બા ચર્ખ હમીંઝદ પહેલુ
બર દર્ગહે આં શાહાં નેહાદન્દ રુ
દિદેમ કે કુંગરેઅશ ફાખ્તા
બેનશિસ્તા વ મીગુફ્ત કે કૂ કૂ કૂ કૂ[31]

અર્થ—પેલો મહેલ જે આકાશને કોણી મારતો હતો તેણે પેલા બાદશાહોની દરગા પર મોઢું મુક્યું છે. ( અર્થાત્ પડી ગયો છે.) એના કાંગરા પર એક હોલો બેઠેલો મેં જોયો જે કહેતો હતો કે 'કૂ કૂ કૂ કૂ' અર્થાત્ ક્યાં ? ક્યાં ? મોતને કોણ આધીન નથી ?

### મસીદો

राजा कालस्य कारणम् અથવા લોકો રાજાના ધર્મને અનુસરે છે એ કહેવત પ્રમાણે. ગુજરાતના સુલતાનો અને એમના ઉમરાવો ઇસ્લામના પ્રચાર માટે આગ્રહી હતા એટલે એઓએ દૂર દૂરનાં સ્થળોએથી પથ્થરો મંગાવ્યા અને મસીદો બંધાવી. એમાંની ઘણી હજી પણ હયાત છે. એમનાં નામ જે શાહઝાદાએ કે ઉમરાવે એ બંધાવેલી છે એના ઉપરથી પડેલાં છે. ૪૫૦ અને કેટલાકના કહેવા પ્રમાણે ઘુમ્મટો અને સ્તંભોની સુંદર અને મજબુત રચનાવાળી આવી ૫૦૦ મસીદો શહેરમાં અને શહેર બહાર થઇને જોવામાં આવે છે. અને એમાંની કેટલીકમાં ખાસ કરીને મુઅઝિમખાનના પરામાંની અને ખુદાવંદ ખાનની તથા અત્યારે અચુતેકાફીની તરીકે ઓળખાતી મસીદમાં ( જે મલેક સારંગ ઇખ્તિયારુલમુલ્કના ભાઇ મલેક બહાઉદ્દીને બંધાવેલી ) એના કારીગરોએ કમાલ કામ કર્યુ છે. સાક્ષાત અનુભવવાળા કહે છે કે કમાન આગળના બે મિનારા એવા છે કે એક હલાવવાથી ( એક જ માણસ આખો મિનારો હલાવી શકે છે ) બીજો જે જરા છેટે છે તે આપોઆપ હાલે છે. આ એક અજાયબી છે અને પ્રભુ જાણે શી કરામત કરી છે ? શહેરમાં અને શહેર બહાર અસંખ્ય મસીદો છે પરંતુ ગુજરાતના ઉમરાવોની બાંધેલી સિવાયની ઘણી અત્યારે અવઢ પડી છે અને તુટી ફુટી દશામાં છે.

શહેનશાહ ઔરંગઝેબના રાજ્યકાળ સુધી એમનું સમારકામ સરકાર કરાવતી પરંતુ ત્યાર પછીથી 'તો હરિ કરે તે ખરૂં' એવી જ સ્થિતિ છે.

### શહેર બહારનાં પરાં

શહેરમાં શરૂઆતમાં ઘીચ વસ્તી નહોતી. તેથી ગુજરાતના સુલ્તાનઝાદાઓ અને ઉમરાવો કિલ્લામાં પોતાને જોઇતી વસવાટની જમીન પસંદ કરી લેતા અને એમના હજુરીઆ વગેરેનાં ઘર એની આજુબાજુમાં જ બાંધવામાં આવતાં. આ બધાં મકાનોનો આખો લત્તો એ ઉમરાવના નામના પરાથી ઓળખતો. જેમકે અઝદરપુર, કાલુપુર, તાજપુર, જમાલપુર ઇત્યાદિ જેનો ઉપર બજાર અને રસ્તાઓની યાદીમાં ઉલ્લેખ કર્યો છે. જ્યારે શહેરની આબાદી વધી ત્યારે વસ્તી શહેર બહાર આવવા માંડી અને પરાંની સંખ્યા પણ વધી. એવું કહેવાય છે કે જુના વખતમાં શહેરની આજુબાજુ થઇને ૩૬૦ અને કેટલાકના કહેવા પ્રમાણે ૩૮૦ આવાં પરાં હતાં. આ સંખ્યાફેરનું કારણ કદાચ એ છે કે અકબર બાદશાહના રાજ્યકાળમાં એમાંનાં કેટલાંક વધારે દૂરનાં પરાં જેવાં કે ઇસનપુર, અસારવા, અરપુર, સાબીપુર, ઇનાયતપુર, શેખપુર ઇત્યાદિ જુદાં ગામડાં

૩૧ પદ્ય ભાષાંતર માટે જુઓ પરિશિષ્ટ ૫.

ગણાતાં. આમાંના દરેક પરાનું નામ ગુજરાતના સુલતાનોના ઉમરાવોના નામ પરથી પડેલું હતું અને આ ઉમરાવો પોતપોતાના લાવલશ્કર સાથે મોટા ઠાઠમાઠથી આ પરાંઓમાં રહેતા હતા. આ દરેક પરામાં અકેકી મજબુત અને વિશાળ મસીદ મોજુદ છે. કિલ્લા પાસેના પરાની વસ્તી કેટલીકવાર ઘટી જતી ત્યારે ત્યાંનો સુબો કે કોઇ અમીર ઉમરાવ પોતાના નામપરથી એનું નામ પાડી એને પુનઃ આબાદ કરતો.

આ પરાંની આબાદી એક શહેર જેવી રહેતી. તઝકીરાતુલમુલ્કનો કર્તા લખે છે કે ' ઉસ્માનપુર એકલામાં કંઇ નહિ તો એક હજાર હુન્નરમંદોની દુકાનો હતી. અને અંદર અંદરના કલહ કંકાસથી અને ગેરવ્યવસ્થાથી બધાં પરાં પાયમાલ નહોતાં થયાં ત્યારે એમાંના દરેકમાં વેપારીઓ, કારીગરો, સરકારી નોકરો, લશ્કરી માણસો હિંદુ અને મુસલમાન બન્ને પ્રકારના–ની વસ્તી હતી. આ પરાંને આ પુસ્તકના કર્તાએ જાતે આબાદ સ્થિતિમાં મોટાં મોટાં મકાનો અને ભવ્ય ઇમારતો સહિત જોયાં છે. પરંતુ અત્યારે એ બધાં ખંડીએર થઇ ગયાં છે અને થોડી મસીદો અને દરવાજા બાદ કરીએ તો કદાચ બધાં થોડા અરસામાં વીસરાઇ જશે. ' આ બધાં પરાંનાં નામ નીચે આપ્યાં છે. એમાંનાં કેટલાંકનાં નામ અકબરે ગુજરાત જીત્યું ત્યાર પછી સુબાઓએ ફરી પાડયાં હતાં.

## સાબરમતીની દક્ષિણે આવેલાં પરાં

શાહપુર, દક્ષિણ તરફ નદીની પાસે અને પ્રાચીન કાળથી આબાદ થયેલું. ઔરંગઝેબના રાજ્યમાં ખ્વાજા અબદુલા નામના મુખ્ય કાઝીએ એને કાઝીપુરનું નામ આપ્યું. અમીર બહાઉદ્દીન જેને ઇખ્તીઆરૂલમુલ્કનો ખિતાબ મળેલો હતો એની ત્યાં એક પથ્થરની મસીદ છે; જે હાલ અચ્યુતકોકીના નામથી ઓળખાય છે.

હાજીપુર. આની સ્થાપના કરનાર હાજી બહાઉદ્દીન હતો કે જે અઝુદુલમુલ્કના નામથી સુવિખ્યાત છે અને જે સુલ્તાન મહમદ બેગડાનો ઉમરાવ હતો. ત્યાંની મસીદ પણ એની બાંધેલી છે.

દરીઆપુર ઉપર્યુક્ત સુલતાનના એક બીજા ઉમરાવ દરીઆખાને વસાવ્યું હતું. ત્યાં એણે એક ઇંટેરી ઘુમ્મટ ચણાવ્યો છે જેની નીચે એને દાટવામાં આવ્યો છે. આ ઘુમ્મટ ગુજરાતના આખા રાજ્યમાં મોટામાં મોટો ઇંટેરી ઘુમ્મટ છે.

સુલ્તાનપુર—સ્થાપક અજ્ઞાત છે.

મકસુદપુર—મૂળ એક પરૂં હતું પરંતુ શાહજહાનની સુબાગીરીના કાળમાં એને શાહીબાગ માટે પસંદ કરવામાં આવ્યું હતું.

માહુપુર—સ્થાપક અજ્ઞાત.

શેરપુર—હાલ એ કબરસ્તાન થઇ ગયું છે.

લોદીપુર—જુના કાળથી સ્થપાયલું.

પનાહપુર—ઔરંગઝેબના રાજ્યમાં બહાદુરખાન નામના-એક સુબાએ એને-ફરી આબાદ કર્યું અને એનું નામ મહમદપનાહ રાખ્યું.

જહાંગીરપુર—અહીં એક પુરાણું પરૂં હતું. જહાંગીર જ્યારે ગુજરાતમાં આવ્યો ત્યારે એનું પુનઃ નામકરણ થયું હતું.

સિકંદરપુર—આ પહેલાં દૈબતપુર કહેવાતું. દૈબતખાન નામના એક ગુજરાતી ઉમરાવે એ વસાવેલું. ત્યાં એક પથ્થરની મસીદ છે.

અસારવા—આ પરૂં શહેરની સ્થાપના પહેલાંનું–પુરાણું છે. પરંતુ હવે એનો હવેલી પરગણામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

હરિપુર—ગુજરાતના એક સુલતાનના જમાનામાં હરિબાઇએ વસાવેલું. એમાં સારી બાંધણીની એક મોટી વાવ, એક મસીદ અને વસાવનાર બાઇની કબર છે. ઘણા વણકરો અને કારીગરોએ ત્યાં વસવાટ કર્યો છે. અસારવાની પાડોશમાં હોવાથી ત્યાં જોઇએ એટલી વસ્તી નથી.

બીબીપુર—ગુજરાતના સુલતાનોના જમાનામાં બીબીમા નામની એક અનન્ય પવિત્રતા અને ચારિત્ર્યવાળી સાધ્વી થઇ ગઇ. એ ચિશ્તી કુળની હતી. એણે આ પરૂં સ્થપાયું હતું. એ ત્યાં જ રહેતી હતી. એની દરગા, મસીદ અને તકીઓ અત્યારે પણ ત્યાં મોજુદ છે.

હરહરપુર અને રૂપ્પરની આબાદી જુના કાળથી છે. કાળુપુર, આબાહાજી કાળુ[૩૨] નામના સુલતાન મહમદના એક ઉમરાવે વસાવ્યું. રસુલપુર, ઘાલીબપુર, અને સૈયદાબાદ ( ઉર્ફે સરસપુર ) એ બધાં ગુજરાતના સુલતાનોના વારાનાં જુનાં પરાં છે અને હજી થોડાં ઘણાં આબાદ હાલતમાં છે. મીઠાપુર, જમનાપુર, અને સાહેબપુર જુના કાળથી આબાદ છે.

સરસપુરની બાજુમાં આવેલું નુરૂલ્લાહપુર શહીદ શાહ મહમદ ફરૂખસીયારના રાજ્યમાં થઇ ગયેલા અમાનતખાનનો ઇલ્કાબ ધરાવનાર શેખ નુરમહમદે આબાદ કર્યું.

સલીમપુર, ખીમપુર, નસીરપુર, સકીંવારો, રસુલપુર, બર્માપુર, એ બધાં જુનાં પરાં છે. એમનાં તળપદાં નામો માલુમ નથી.

*શહેરની આગ્નેયમાં લગોલગ આવેલું સારંગપુર જે બિહાનપુર નામથી પણ ઓળ*ખાય છે તે મલેક સારંગ[૩૩] નામના સુલતાન મહમદના એક ઉમરાવે વસાવ્યું. આ ઉમરાવ કિવામુલ્મુલ્કના નામથી વધારે વિખ્યાત છે. ત્યાં એક ભવ્ય અને મજબુત પથ્થરની

---

૩૨. મલેક કાલુ. પાછળથી ઇમાદુલમુલ્ક જુઓ બેલી, પૃ૦ ૨૦૨ સે.

૩૩. અફઝલખાન બમ્બાની શહીદ હતો. સુલતાન મહમદનો એ વઝીર હતો. પોતાના ઉંચા દરજ્જા અને અઢળક ધન છતાં એ પવિત્ર ભક્તમય જીવન ગુજારતો. જ્યારે એ 'ગાદી'પર બેસતો ત્યારે એના હુકમથી એક ચાકર એના ઉપર ચાદર ઝાલી રહેતો અને કહેતો:—" અફઝલખાન, તારા અત્યારના મરતબાની મગરૂરી કરીશ મા. મૃત્યુ નજીક આવતું જાય છે અને એનું કફન તારા પર ઓઢાડવામાં આવશે. દુન્યવી ઇજ્જત અને માનમરતબા થિરથાવર નથી. કયામતના દિવસથી સાવચેત રહેજે."

વઝીર પોતાનું બધું કામ ઇશ્વરથી ડરીને કરતો. પાપી બંડખોર બુરહાને, સુલ્તાન

મસીદ છે. જેવું નામ ત્યાં દટાયલા ( શીલ્પી સીદી બશીરના નામ પરથી ( કારણુ એ જ એનો કારીગર હતો ) પડયું છે. હિજરી સાલ ૧૧૭૧ માં જ્યારે ( ઇતિહાસ વિભાગમાં વર્ણવ્યા પ્રમાણે ) જ્યારે મોમીનખાનને સદાશિવ રામચંદ્રે ઘેર્યો ત્યારે એ મસીદ તોડી નાંખવામાં આવી હતી.

અફ્ઝલપુર—અફ્ઝલખાન બમ્બાનીએ આબાદ કર્યું. એ સુલ્તાન મહમદ બીજાનો ઉમરાવ હતો. ત્યાં એક પથ્થરની મસીદ, સરાઇ અને સ્થાપકનો મકબરો છે.

બેગનપુર—પુરાણું પરૂં.

તધાનપુર[૩૪]–સુલ્તાન મહમદના એક ઉમરાવે આબાદ કર્યું.

રાજપુર જે પુરાણા વખતનું સ્થપાયલું છે અને જેનો સ્થાપક અજ્ઞાત છે એ બીજા શહેર જેવું જ એક ઘણું મોટું પરૂં હતું. એમાં વેપારીઓ, કામદારો અને નોકરી-આટ વર્ગના લોકો અને કારીગરો અનેક રહેતા હતા. દરીઆ માર્ગે અને જમીન માર્ગે મોટો મોટો વેપાર ચલાવનારા શીઆ પંથના વહોરા વેપારીઓની ત્યાં મોટી વસ્તી હતી. ત્યાં મનોહર મહાલયો અને ઈમારતો હતી જે બાંધવામાં પુષ્કળ પૈસો ખર્ચ કરવામાં આવ્યો હતો.

---

મહમદ બીજાનું અને એના બે વઝીર આસફખાન અને ખુદાવંદખાનનું ખુન કર્યા પછી અફ્ઝલખાનને પોતાની હજુરમાં બોલાવ્યો અને પોતાના પક્ષ તરફ સમજાવી લેવા પ્રયત્ન કર્યો પરંતુ પાક વઝીરે ના પાડી અને ત્યાર પછી મહમદાબાદ આગળ હિજરી સાલ ૯૬૧ના રજ્જબ મહીનાની ૧૩ મી તારીખ ને મંગળવારની રાત્રે એ બંડખોરે એનું ખુન કર્યું. શહેર બહાર રાયપુર અને સારંગપુર દરવાજા વચ્ચે એની દરગા છે. એ એક સંતની જેમ પૂજાય છે. લોકો એની દરગાના દર્શને જાય છે. એનો ભાઇ મલેક કૈતુદ્દીનમીયાં. કુત્બુદ્દીન શાહીનો શિષ્ય અને એની ગાદીએ આવનાર જે એક સુવિખ્યાત સુફી હતો તેને વઝીરની પાસે જ પૂર્વ તરફની બાજુ પર દાટવામાં આવ્યો છે.

અફ્ઝલખાન વઝીરે અફ્ઝલપુર વસાવ્યું અને ત્યાં એક સરાઇ બંધાવી. એ હજી એના વારસોના તાબામાં છે. ( વડોદરાના વર્તમાન કાઝી અહમદ હુસૈન એના વારસ થાય છે ) પરંતુ અત્યારે બધું પડી ભાગ્યું છે. એણે એક ભવ્ય અને સુંદર મસીદ પણ બંધાવેલી પરંતુ નજમુદ્દૌલાના પુત્ર મોમીનખાનના જમાનામાં જ્યારે મરાઠાઓએ શહેરને ઘેરો ઘાલ્યો ત્યારે રખેને હુમલો લાવનારા આ મસીદમાં ભરાઇને યુદ્ધ માંડે એમ સમજીને લોકોએ એમાં ઈંધણ ભરીને એને આગ લગાડી.

આમ એક કિંમતી પુરાણું સ્મરણ ખોવાયું. સરદાર ખાનની મસીદ પાસે જમાલપુરમાં કિલ્લાની અંદર આવેલી એક બીજી મસીદ પણ આ વઝીરે બંધાવેલી—મીરાતે અહમદી અંગ્રેજી ભાષાંતર, પૃ. ૮૭

૩૪. તુધાન પાછળથી ફરહતુલમુલ્ક-અલી પૃ. ૨૦૨ જુઓ. સં.

ગોમતીપુર—એનું મૂળ માલુમ નથી. એ ઓછું વત્તું અત્યારે પણ આબાદ છે. કાંગસીવાડો, શાલપુર, મોઆઝમપુર અને મોઆઝમાબાદ—આ બધાં જુના પરાં છે.

મન્જનપુર—શાહઆલમ કદુસસરહિ[૩૫] ના પૌત્ર સય્યદ મસૌદે આબાદ કર્યું.

બાબીપુર—સફદરખાન બાબીએ વસાવ્યું.

નવાપુરા, ગંજપુરા, અને સુલ્તાનપુરા—જુનાકાળથી આબાદ છે. એ સય્યદ અબ્દુર રહીમ રફાઇ જેનો મકબરો પણ ત્યાં છે એણે વસાવેલાં.

કીશોરપુર—રાજપુરની દક્ષિણમાં સફદર ખાનના મુનીમ કિશોરદાસે એ સ્થાપ્યું. એમાં એક નાની વાડી અને એક સાધારણ મકાન છે, જે એનું બંધાવેલું છે.

માસુમપુર—માસુમ કુલી ઉર્ફે શુજાઅતખાને તે વસાવ્યું. એ અહીં મરાયો હતો.

મુરાદગંજ—શાહઝાદા મુરાદબક્ષની સુબાગીરી વખતે વસ્યું.

જમનાપુર અને બેગમપુર ઉર્ફે પુરાખાજા જુના સમયથી આબાદ છે.

રહેમતપુર ઉર્ફે વહાબગંજ—ઔરંગઝેબના સમયમાં મુખ્ય કાઝી અબ્દુલ વહાબે સ્થાપેલું. આ સમયમાં કાપડ બજારનું મહેસુલી ખાતું આ કાઝીના જમાઇ મહમદ જમાલના હાથમાં હતું. સુગંધિત મૂળો અને દવાઓ—સુરતથી આવેલી—અહીં જકાત માફ વેચવાની વ્યવસ્થા કરવામાં આવી હતી, જેથી આ પરાની વસ્તી અને આબાદી વધે.

નયનપુર—જુનું પરૂં છે. તેમાં અત્યારે ફોજદાર માટે એક નાનો ગઢ છે.

સૈયદપુર—આસ્ટોડીઆ દરવાજા પાસે. સુલ્તાન મહમદના એક ઉમરાવ નામે સૈયદ અતોલ્લાહે એ વસાવ્યું. એને કિવામુલ્મુલ્કનો ખિતાબ હતો. એનો મકબરો પણ ત્યાં જ આવેલો છે.

ચંગિઝપુર—સુલ્તાન મહમદ બીજાના ગુલામ ચંગિઝખાને વસાવ્યું. આગળના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આ ગુલામે પોતાના માલિક સામે બંડ ઉઠાવેલું.

લીકુપુર અને કંગાલની આબાદી પ્રાચીન છે.

બહાદુરગંજ—સુલ્તાન બહાદુર ગુજરાતીએ વસાવ્યું.

ઇકરમપુર અને મુફખિરપુર—ઔરંગઝેબના સમયમાં મુખ્ય સુબા ઇકરમુદ્દીન અને એના ભાઇ અબ્દુલ મુફખિરખાને વસાવ્યાં.

પીરપુર, અને નવાપુરા—બન્ને જુનાં પરાં છે.

અલીમપુર—મલેક અલીમના નામથી મશહુર થયેલા ખુદાવંદખાને વસાવ્યું. સુલ્તાન એહમદના દીકરા સુલ્તાન મહમદનો એ ઉમરાવ હતો. ત્યાં એક પથ્થરની મસીદ છે એમાં એને દાટવામાં આવ્યો છે. આ મસીદ પાછળ માળવાના શેખ કમાલનો મકબરો છે.

---

૩૫ એમની દરગાને નમન હો.

ફરહદપુર[૩૬] ઉર્ફે કાઝીપુર-કાઝી અબુલફરહદખાને ઔરંગઝેબના જમાનામાં સ્થાપ્યું. એણે અહીં એક સારી મસીદ બંધાવી અને પોતાને માટે એક મકાન બંધાવ્યું ત્યાં બેસીને એ ન્યાય આપતો. આ ગ્રંથકર્તાએ ઘણીવાર જાતે એ મકાન જોયું. છે. પરંતુ અત્યારે એ ખંડીએર થઇ ગયું છે.

નુરગંજ—જહાંગીર શિકારે નીકળ્યો ગુજરાતમાં આવ્યો ત્યારે બેગમ નુરજહાનના નામ પરથી એણે એનું નામ પાડયું.

ખરદોસ્તપોલીયા જુના કાળથી વસેલું છે. તાજખાન નરસી નામનો એક ગુજરાતી ઉમરાવ જેણે હઝરત શાહનો રોજો બંધાવ્યો તેનો મકબરો ત્યાં છે.

ઓરાવરપુર—ઓરાવરખાન બાબીએ વસાવ્યું. જુના મદદગાર (એના નાનામાં નાના પુત્રને સમર્પિત)ની પાસે. ફરૂખસીયારના રાજ્યમાં વસ્યું.

રસુલાબાદ—હઝરત શાહ આલમે વસાવ્યું. એમનો મકબરો પણ ત્યાં છે. એમના સમયથી એમના વંશજો અને સૈયદો ત્યાં રહે છે. આજુબાજુનાં ગામડાં સરકારે એમના પોષણ અને ધર્માદા કાર્ય માટે આપેલાં. એથી કરીને આ લોકો સુખપૂર્વક રહેતા. ધીમે ધીમે એમણે ત્યાં સુંદર મકાનો અને બગીચાઓ બંધાવ્યા. સૈયદ સાહેબ અને હઝરત સાહેબને અપાતા માનને લીધે કોઇ પણ નાઝિમ કે અમલદાર ત્યાંના રહેવાસીઓને પજવતા નહિ. જુના કાળથી એ હઝરત સાહેબની ગાદીએ બેસનારાઓને દાવાના નિર્ણય કરવાની અને ત્યાંના રહેવાસીઓ અને વેપારીઓની ટંટાફિસાદ પતાવવાની સત્તા છે. દરગા માટે એક જુદા કાઝીની નિમણુક થઇ હતી.

રસુલાબાદ;ખાન્દોલપુરા;સૈયદ હામિદપુરા;સૈયદ રિઝવીખાન; ફિરોઝપુર; હુસનપુર બગલીપુર; ઇસન્દાપુર અને બહાઉદ્દીનપુર. આ બધાં પરાં આબાદ હાલતમાં હતાં. પરંતુ આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મહારાણા રુપસીંગના કાળમાં નાશ પામ્યાં.

પુરા રીઝવીખાન-રીઝવીખાને વસાવ્યું. એ ઔરંગઝેબના વખતમાં સુબો હતો.

ઇસન્દાપુર-નીસાપરપરથી અને ખિઝરપુર એ બે જુનાં પરાં છે.

હુસનપુર, મહમદપુર અને સૈયદ હામિદબુખારીનું પરૂં હઝરત શાહઆલમના પૌત્રએ વસાવ્યાં. ત્યાં પાછળથી સુંદર ઇમારત પણ બંધાવી હતી.

ખામનદરૂલ ગુજરાતના સુલતાનોના જમાનામાં વસ્યું હતું. સુલ્તાન કુતુબુદ્દીન બીન સુલ્તાન મહમદે ત્યાં એક મહેલ બંધાવ્યો હતો. ને અવારનવાર ત્યાં રહેતો હતો. પરંતુ અત્યારે એ ખંડીએર દશામાં છે.

ઉસ્માનપુર—રસુલાબાદ અને વટવાની વચ્ચે આવેલું હઝરત શાહઆલમ એને બાગુલ મુસતરફ (ગાન અને પિત્ત બન્ને પક્ષે ઉમદા) કહેતા. મલેક ઉસ્માન નિઝામુલમુલ્ક નામના સુલ્તાન મહમદના એક અમીરે એ વસાવ્યું. સરના પર આવેલી એક સુંદર પથ્થરની મસીદ, સ્થાપકનો મકબરો, એક બાગ અને વસ્તીની આજુબાજુ વાવો લીમડાો ઇ૮

૩૬. મંમેઇ બાલાનંરમાં ફરૂખપુર છે.

ચુનાનો એક કિલ્લો અત્યારે પણ ત્યાં મોજુદ છે. કિલ્લા બહાર આંબાવાડીઆં અને રાંયણનાં ઝાડ જોવામાં આવે છે. (હવેલી પરગણામાં ગણાતું) આ આખું પરૂં શાહઆલમના રોજાના ચાલુ ખર્ચ માટે સમર્પણ કરેલું છે.

નવોવાસ—સ્થાપક અજ્ઞાત.

ખુન્દનપુર—ગુજરાતી ઉમરાવ મલેક ખુન્દને વસાવ્યું. એમાં મલેક ખુન્દનનો મકબરો અને મસીદ છે. શાહઆલમના કેટલાક ચેલાઓ અને હજુરીઆઓ ત્યાં રહેતા એથી એ 'ખેદમ' (ખાદિમ અર્થાત્ ચાકરનું લઘુરૂપ) કહેવાતું. શેખઅલી ખતીબની ઘોર ત્યાં જ આવેલી છે.

બહેરામપુરા, મઝુરી અને અસાવલ જુનાં પરાં છે..

કુતબપુર—હઝરત શાહઆલમ જ્યારે અહીં રહેતા ત્યારે આ પરાનો પુનઃ નામ સંસ્કાર થયો હતો. અત્યારે એ વરાન છે.

કાસિમપુર—શહેરની પશ્ચિમે સાબરમતી નદી પાસે ઔરંગઝેબના રાજ્યકાળમાં મીરકાસિમ નામના એક જણે એની સ્થાપના કરી. એનો મકબરો ત્યાં છે.

રાજુપુર—હઝરત શાહઆલમના પૌત્રોએ વસાવ્યું.

ખાનપુર—સાબરમતી નદીની બાજુમાં આવેલું સૈયદ હસનખાન બર્ચાએ ઔરંગઝેબના જમાનામાં એ વસાવ્યું. ત્યાં એક બાગ છે અને સૈયદનો મકબરો છે.

### સાબરમતીના સામા કાંઠાપરનાં ઉર્ફે નદીપારનાં પરાનાં નામો

હવેલી પરગણાનાં ગામોના સંબંધમાં (આગળ) જુની વસ્તીનો અહેવાલ આપેલો છે.

ઉસ્માનપુર—હઝરત કુત્બેઆલમના વંશજ સૈયદ ઉસ્માને વસાવેલું.

સૈયદ ઉસ્માનને પોતાના પીર તરફથી 'શમયે બરહાની' (પ્રમાણજ્યોતિ) નો ખિતાબ નવાઝ કરવામાં આવ્યો હતો. ત્યાંની પથ્થરની મસીદ અને સૈયદની દરગાહ રોનકદાર સુંદર ઇમારતો છે. આગળ લખવામાં આવ્યું છે એમ 'તઝકીરાતુલમુલ્ક'ના લેખકે ઉસ્માનપુરને આબાદ પરા તરીકે વર્ણવેલું છે. હાલના લેખકે પોતે જોયું છે કે એ કેટલી વસ્તીવાળું હતું ? તરેહ તરેહનાં ઓસડો ખાસ કરીને હરડાં બહેડાં ને આમળાં, ઘી તથા શહેરમાં આવતી ઇતર ચીજોનો અહીં જથાબંધ વેપાર ચાલતો હતો. પરંતુ અત્યારે એમાંનું કાંઇ નથી.

ખાનપુર—શહેરના એ નામના દરવાઝાની સામે આવેલું.

નૌરંગપુર. એમાં થોડી વસ્તી છે. એ ઔરંગઝેબના રાજ્યમાં શુજાઅતખાને વસાવ્યું.

અબ્દુલપુર અને અઝદરપુર. આગળના વખતમાં અફઘાનોએ વસાવેલાં.

સલાબતપુર—સલાબતખાન બાબીએ વસાવેલું.

શર્કપુર—મલેકશર્ક નામના સુલ્તાન મહમદ બીજાના એક ગુલામે વસાવ્યું. બાદશાહ શાહજહાંના રાજ્યમાં શાહી ફરમાનથી ગાઝીઉદ્દીન હુસૈને ત્યાં એક બાગ બનાવ્યો. એનો મકબરો પણ ત્યાં છે.

શાદમાનપુર—શાદમા બીન આઝમખાન કોકલતાશે અકબરના સમયમાં સ્થાપેલું.

ફરિદાબાદ અને કમાલુદ્દીનપુર-અફઘાનોનાં વસાવેલાં પુરાણાં પરાં.

શેખપુર;—સુલ્તાન મહમદ બેગડાના પીર શેખ અઝિઝુલ્લા સિદીકીના પુત્ર શેખ રહેમતુલ્લાહે વસાવ્યું; શેખનો મકબરો અને મસીદ ત્યાં છે.

સુલ્તાનપુર ઉર્ફે નીમકમાંડવી, કાસીમપુર, નસીરાબાદ અને ફતેહપુર જુનાં પરાં છે.

કમાલુદ્દીનપુર—જવાંમર્દ ખાનબાબીએ વસાવ્યું અને પોતાના પુત્રના નામ પરથી એનું નામ પાડ્યું.

ઐશપુર, રહિમપુર અને મીરઝાંપુર જુના વખતથી આબાદ છે.

કોચરબ પાલડી પણ પરાંમાં ગણાય છે. એનો હવેલી પરગણામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

૭ સાત હજાર અફઘાન સૈનિકો, ( ઘોડે-સવાર અને પ્યાદા ) મુઝફ્ફરશાહ અને મહમદશાહની પાછળ ઉત્તર હિંદમાંથી આવેલા અને આ નદીપારનાં પરાંમાં વસેલા. આ લેખકને એમના ઉમદા વંશજો બરાબર યાદ છે. પરંતુ અફસોસ! અત્યારે એમનાં ઘરો ખંડીએર વેરાન અને બિચિરાઘ છે.

### શહેરની આડોશપાડોશમાં આવેલા બાગબગીચા

આગળના જમાનામાં ગુજરાતના સુલ્તાનો, ઉમરાવો, સુબાઓ, મનસુબદારો અને ધનિકોએ રચાવેલા સુશોભિત અને સુગંધિત પુષ્પોથી ભરેલા, સુંદર ઇમારતો, આરોગ્યદાયક હવાવાળા અને કુંજમાર્ગોથી ભરેલા, તથા સતત પડતા ધોધો અને નહેરોવાળા બાગ બગીચા શહેરની આડોશપાડોશમાં ક્રમે ક્રમ સંખ્યાબંધ થઈ ગયેલા છે. નીચેની બેતો તેની તારીફ કરે છે.

લતિફો દિલકુશા આબોહવાએ
મુબારિક મન્ઝિલે ફરખુન્દા જાએ ૧

રહાયોં બર કિનારે જુએ બારે
બ આબે ઝયાલા શુસ્તા દસ્ત રૂયે ૨

દિરખ્તાં ચુ બુતાં કદ બરકશીદા
બયક દિગર બજુએ સર કશીદા ૩

ફરાખે શાખ સુર્ધાને ખુશ આવાઝ
બાધલહૉ અરઘનુહૉ કર્દા પુરસાઝ ૪

નિહાલે સબ્ઝ બર જેન્નત સબક દાશ્ત
ખતે તુબા લહુમ બર હર વરફ દાશ્ત ૫

અર્થ:—દિલપસંદ અને સુખકર આબોહવા છે; આનંદકારી રમણીય સ્થળો અને રહેઠાણો છે; ઝરણાંના કિનારે ફળ ફુલો ઝાકળના પાણીથી હાથ મોં ધોઇ ઉભાં છે.

(૧-૨.) પોતાના પૂરા કદમાં શિર ખેંચી ખેંચીને (ટટાર)વૃક્ષો ઉભાં છે-જાણે સુંદરીઓ ઉભી છે. વિશાળ વૃક્ષોની ઘટાઘોર શાખાઓ પર પંખીઓ મધુર કિલકિલાટ કરે છે—જાણે સાઝ સામાન સાથે ' ઓરગન ' ( એક પ્રકારનું વાદ્ય ) બજાવી રહ્યાં છે. લીલાં વૃક્ષોની (શોભા) સ્વર્ગને ટપી જાય છે. એમના પલ્લવે પલ્લવ પર ' તુબા લહુમ '[૩૭] અર્થાત્ ' ખુશ ખબરી ' નો આશીર્વાદ લખેલો છે.

પરંતુ ઝાડોની જગાએ અત્યારે કાંટા ઉગ્યા છે. કેટલાક એમના વારસોએ વેચી ખાધા છે અને કેટલાક ખેડી ખાવાનાં ખેતરો બની ગયા છે. સરકાર સાથે સંબંધ ધરાવનારા યા સરકારની માલીકીના બાગ બગીચાઓનું જ વર્ણન નીચે આપ્યું છે.

બાગે નગીના—શહેરની પૂર્વ અને દક્ષિણ તરફની ભાગોળોની વચ્ચે પરાંના ઘરોની લગોલગ આવેલો અને અમદાવાદના સ્થાપક અહમદશાહના પૌત્ર સુલ્તાન કુત્બુદ્દીને બંધાવેલો આ બાગ કાંકરીઆ સરોવરરૂપી વીંટી પર જડેલા નંગ જેવો દેખાય છે. એની રચના સુંદર છે. અને યદ્યપિ એ મોટો નથી પરંતુ સરોવરની મધ્યમાં આવેલો હોઇ મનોરમ દેખાય છે. સરોવર ઉપર પૂલને ચુંમ્માળીસ કમાનો છે. હાલ તેમાંની કેટલીક પડી ગઇ છે અને એથી રસ્તો રોકાઇ ગયો છે. મુઇઝુદ્દૌલાના રાજ્યકાળમાં કેટલીક પડેલી કમાનોની પુનઃ રચના કરવામાં આવી હતી. પાટવી શાહઝાદાની સુબાગીરીના સમયમાં બળદની બે જોડ પાણી ખેંચવા માટે અને ચાર બાગબાનો એને માટે નીમવામાં આવ્યા હતા.

તાલાબે કાંકરીઆ ઉર્ફે હોઝે કુત્બી—લંબાઇ ૭૫૦ વાર ઉંડાઇ. આકાર દસ્તુર મુજબ ગોળ. કુલ ક્ષેત્રફળ ૪૫૦૦૦૦ ગજ અર્થાત્ ૧૨૫ વીઘાં ( એક વીઘું=૩૬૦૦ ગજ ) એની ફરતે આવેલાં પગથીઆં પથ્થર અને સીમીટનાં છે.

ઉત્પત્તિ—એમ કહેવાય છે કે સુલ્તાન કુત્બુદ્દીન પોતાના ઓરમાન ભાઇ ( બીરાદરે ઇલાતી ) ફતેહખાન જે પાછળથી સુલ્તાન મહમદ બેગડાના નામથી પ્રસિદ્ધ થયો તેને મારી નાંખવા ઇચ્છતો હતો. ફતેહખાન પોતાની માતા બીબી મોઘલી સાથે હઝરત શાહઆલમ જેમણે બીબી મિર્ગીના મરણ પછી એની બેન બીબી મોઘલી સાથે નેકા પઢયા હતા તેમના રક્ષણમાં રહેતો હતો. આ વાત મિરાતે સિકંદરીમાં આપેલી છે. આથી સુલ્તાન પોતે સીધી રીતે તો એના પર હાથ નાખી શકતા નહોતા એટલે એમણે આ સરોવર અને નગીનાવાડી બંધાવવા માંડી. અને પોતે અમસ્દરોલમાંની નજીકની એક ઇમારતમાં મુકામ કર્યો.-એવી આશાથી કે ફતેહખાન જો સૈર કરતો કરતો ત્યાં આવી ચડે તો એને ત્યાં જ વિના ઢીલ પરહેજ કરી દેવાય. પરંતુ એ ત્યાં આવ્યો જ નહિ. એક દિવસે હઝરત

---

૩૭. આ કુરાનમાંથી ઉતારો છે. ( પ્ર. ૧૩ )

તુબાલહુમ વ હુસ્નમોઆબ

અર્થાત્ ' એમને માટે આશીર્વાદ અને સારૂં રહેઠાણ ( સ્વર્ગમાં )'. શ્રુતપરંપરા પ્રમાણે ' તુબા ' જન્નતમાંનું 'આશીર્વાદ પામેલું વૃક્ષ' છે.—નવાબઅલી અને રોડન; હિંદુઓના પરમ-આનંદદાયી કલ્પવૃક્ષના જેવી આ કલ્પના છે.—અનુ.

શાહઆલમ એ ખોદકામ આગળ થઇને પસાર થયા. ત્યાં એક કાંકરો એમના પગમાં પેસી ગયો. એ બોલી ઉઠયા ' આ કેહો કાંકરો ?' અને એ ઉપરથી એ તળાવ કાંકરીઆ નામે મશહૂર થયું.

બીજાઓ કહે છે કે સુલ્તાને એ મહંતને એ સરોવર અને બગીચા માટે સ્થળ પસંદ કરવાની વિનંતી કરી. એઓશ્રીએ એ સ્થળની પસંદગી કરી અને ત્યાં થોડા કાંકરા વેરી નિશાન કર્યું. ત્યાં ખોદકામ શરૂ થયું અને સરોવરનું નામ એ ઉપરથી કાંકરીઆ પડયું. સુલ્તાનની એવી ઇચ્છા હતી કે સરોવરની ફરતે ચારે કોર કુંજવિથિઓ અને સુંદર સુંદર ઇમારતો બંધાવવી પરંતુ થોડા કાળ પછી એનું મરણ થવાથી બધી યોજનાઓ એમના મનમાં રહી.

બેત. બર આબે જુયે નશીઁ ગુઝરે ઉમર બેબીન
કે ઈઁ ઇશારત ઝ જહાઁ ગુઝરૈં મારા બસ અસ્ત.
અર્થાત્ સરિતા તીરે બેસો ઉમરનું નીર વહી જાતું જુઓ
બસ છે ઇશારો આ અમોને, ગુઝરતી દુનિયા તણો.

સરોવરને દક્ષિણ કિનારે એક અધુરો મોગરાનો બગીચો, કેટલાંક મકાન, ફુવારા અને હોજ અત્યારે પણ જોવામાં આવે છે.

**શાહવાડી**—હીંદી ઝબાનમાં બાગને વાડી કહે છે એ ઉપરથી આ બગીચાને શાહવાડી કહેવામાં આવતી. સાબરમતીના દક્ષિણ કિનારા પર શહેરથી બે ગાઉને અંતરે આવેલા ફૈઝાબાદ નામના ગામડામાં એક ગુજરાતી સુલ્તાને એ બંધાવ્યો. એમાં ઇમારતો અને આરસની ફરસબંધીઓ છે અને ફરતે ૬૨ વીઘાનો એક દક્ષિણે અને એક ઉત્તરે એમ બે દરવાજાવાળો પાકી ઇંટનો કોટ છે. બાગની બહાર ૫૦ વીઘાં જમીન એના તાબાની હતી. એમાં ઇમારતો પણ હતી પરંતુ અત્યારે તે નાશ પામી છે. મુબરિઝુલ-મુલ્કની સુબાગીરીના અંત સુધી આ બાગની વ્યવસ્થા સરકાર તરફથી કરવામાં આવતી હતી અને એને પાણી પાવા માટે ચાર જોડ બળદ, આઠ માળી અને ઝાડુ કાઢનારાઓ આપવામાં આવ્યા હતા. મહારાજા અભેસીંગના સમયથી એની આવક નાઝિમો પચાવી પડયા છે.

**બાગે ફિરદૌસ**—શહેરથી ત્રણ ગાઉને અંતરે પૂર્વ તરફ હવેલી પરગણામાં ગણાતા કત્તરાર નામના ગામમાં આવેલા આ બાગ મહમદ બેગડાએ કરાવ્યો. એને ચાર દિવાલ અને બુર્જો છે. મિરાતે સિકંદરીના કર્તાના કહેવા પ્રમાણે એની લંબાઇ પાંચ ગાઉની અને પહોળાઇ એક ગાઉની હતી. આખો બાગ અત્યારે નાશ પામ્યો છે. માત્ર બાગની દિવાલનો અને દરવાજાનો એક ભાગ હજુ મોજુદ છે. એમ કહેવાય છે કે સુલ્તાને ૯૦૦૦૦૦ આંબા, રાંયણ અને આમળાંનાં વૃક્ષો ત્યાં રોપાવ્યાં હતાં. અને એથી એને ' નવલખો બાગ ' પણ કહેતા. એની ઉપજ હવેલી પરગણાની આમદાનીમાં ગણાય છે.

**બાગે શાયબાઁ**—આ બાગ શહેરથી એક ગાઉને અંતરે પૂર્વ દિશામાં રખ્યાલ નામના ગામમાં આવેલો છે. અમદાવાદના સ્થાપક સુલ્તાન અહમદના શાહઝાદા સુલ્તાન

મહમદનો ગુલામ મલેક શર્ફ જેણે સુલતાન કુત્બુદ્દીનના જમાનામાં મલેક શાબર્જાના ઇલકાબથી વઝીરાત મેળવી એણે આ બાગ બંધાવ્યો. એને ઇંટ ચુનાની ચાર દિવાલો છે. એમાં ચિત્તાકર્ષક ઇમારતો, આનંદજનક વિહારસ્થાનો, એક ઘુમ્મટવાળી મસીદ તથા મકબરો, પથ્થરનાં પગથીઆંવાળું એક તળાવ, એક વાવડી વગેરેની રચના કરવામાં આવી છે. સુલ્તાન મહમદના જમાનામાં વઝીરાતનું પોતે રાજીનામું આપ્યું ત્યારથી મલેકે ત્યાં રહી ખુદાની બંદગીમાં મરણપર્યંત ફકીર તરીકે જીવન ગુજાર્યું. એના શબને ત્યાં જ દાટવામાં આવ્યું છે. બગીચાની આવક રખ્યાલ પર હકુમત ચલાવતા નાઝિમને મળતી.

બાગે દિરખ્તે હલીલા—આ બાગ શહેરથી એક ગાઉને અંતરે પૂર્વ તરફ રખ્યાલ ગામમાં આવેલો છે. ત્યાં ત્રણ ઘણાં પુરાણાં આમળાંનાં વૃક્ષો હતાં. તે વર્ષ વર્ષે ફળતાં હતાં. એમાંનાં બે સુકાઇ ગયાં અને બાકીનું એક ઓછામાં ઓછું નજમુદ્દૌલાના જમાના સુધી મોજુદ હતું પરંતુ એનાં ફળ યોગ્ય ખાતર બરદાસ્તને અભાવે ઉતરતી જાતનાં ઉતરતાં હતાં. રખ્યાલની આવકમાંથી પગાર કરીને સરકારે એને માટે એક માળી અને પટાવાળો રોક્યો અને ફરતે પાકી ઇંટોની દિવાલ બંધાવી અને કુવાવાળી જમીનનો એક ભાગ ફુલઝાડો માટે અલગ કાઢયો. કારભારીની દેખરેખ તળે તૈયાર કરાવેલો ત્યાંના આંમળાંનો મુરબ્બો બારોબાર હજુરમાં મોકલવામાં આવતો. કાળના વહેવા સાથે નાઝિમોએ એ પોતાને માટે જ રાખી લીધો અને અત્યારે છેલ્લું વૃક્ષ પણ સુકાઇ ગયું છે.

રૂસ્તમબાગ—ઉત્તર તરફ સાબરમતી નદીના કિનારા પર આવેલો છે. રૂસ્તમખાન નામના ગુજરાતી ઉમરાવે એ રચાવ્યો. એને ફરતે દિવાલ છે. એમાં એક ઇમારત છે, છ કુવા છે અને એક પથ્થરનો દરવાજો છે. એમાં ૬૦ વીઘાં જમીન રોકવામાં આવી છે. પાછળથી આ સ્થળ શાહજાદા મહમદ આઝમશાહના મહેલ માટે રોકવામાં આવ્યું.

ગુલાબબાગ અને બાગે તોત[૩૮]—રૂસ્તમબાગની નજીકમાં એક બીજાની પાસે જ આવેલા છે. એ ગુજરાતના સુલ્તાનોના જમાનાથી ચાલ્યા આવે છે. શાહઝાદા મહમદ આઝામશાહની સુબાગીરીની શરૂઆત સુધી શહેનશાહ માટે આ ફુલોમાંથી ગુલાબજળ કાઢી મોકલાતું. પરંતુ જ્યારથી શાહજાદાએ ત્યાં એક મહેલ બંધાવ્યો અને ત્રણ વર્ષ સુધી ત્યાં નિવાસ કર્યો ત્યારથી બગીચા તરીકેનું એનું જીવન પુરૂં થયું ! અત્યારે એનો બાજરી બાવટો વાવવામાં જ ઉપયોગ થાય છે.

ફતેહબાગ—સાબરમતી નદીના કિનારા ઉપર શહેરથી ત્રણ ગાઉને અંતરે સરખેજમાં આવેલો. અકબરના રાજ્યમાં બહેરામખાનના પુત્ર ખાનખાનાન મીરઝાખાને દક્ષિણના સુલ્તાન મુઝફ્ફર હુસેન પર મેળવેલા વિજયના સ્મરણમાં સરખેજમાં બુરજો. ઇમારતો અને નહેરોવાળો એક કિલ્લો કરાવ્યો અને એનું ફતેહબાગ એવું નામ આપ્યું. એ ગામ નાઝિમની જાગીરીનો એક ભાગ હોવાથી કાળના વહેવા સાથે એમણે એને પોતાની જ મિલ્કત ગણી લીધી. ઇમારતનો એક ભાગ અને વાડ હજી પણ મોજુદ છે. બાગને ઠેકાણે અત્યારે ખેતર જ છે.

૩૮. તોત=સેતુર.

બાગેશાહી—બાદશાહ શાહજહાનની શાહઝાદગીના સમયમાં જ્યારે એમના વકીલો (Agents) ગુજરાતનો કારભાર ચલાવતા ત્યારે હવેલી પરગણામાં આવેલી મકસુદપુરની જમીન શાહજાદાના ફરમાનથી મેળવવામાં આવી હતી અને તેના પર ઈડરીઆ દરવાજાની સામે નદી કિનારે સુંદર ઇમારતો, કમાનો, અને બેઠકો, તથા બાર બુરજો અગીઆર કુવાઓ, અનેક હોજ અને ઈમારતની ચોગરદમ ફરતી એવી એક નહેરવાળો સુંદર બગીચો રચવામાં આવ્યો. આ કામ માટે કુલ ૧૦૫ વીઘાં અને ત્રણ વિશા જમીન રોકવામાં આવી છે અને એને ફરતે કોટ કરી લીધેલો છે. આ આખા દેશમાં આટલી બધી સુંદર મહત્વવીન ઇમારતો અને આનંદજનક વિધિઓ ધરાવતો બીજો એકે બગીચો નથી. એના દરવાજાથી શાહપુર સુધીના રસ્તાની બન્ને બાજુ પર ઉંચાં લીલાં ઘટાદાર વૃક્ષોની હારો આવી રહેલી છે.—માનો એક નીલમની કમાન કરેલી છે. એની પેલી પાર નાઝિમો અને ઉમરાવોના સુંદર બગીચાઓ આવેલા છે અને લીલોતરીથી વીંટળાએલો આ આખો રસ્તો અજબ હૃદય પ્રફુલ્લતી કરનારો અને આલ્હાદ પમાડનારો છે. એને પાણી પાવા માટે ૧૦૦ જોડ બળદ, સિત્તેર માળી, એક કારભારી, એક ખજાનચી, સાત પટાવાળા અને અનેક ભંગીઓ આ બાગ માટે નીમવામાં આવ્યા હતા અને સમારકામ વગેરેનું ખર્ચ દર વર્ષે શાહી ખજાનામાંથી આપવામાં આવતું હતું. પરંતુ જ્યારે મોગલ સરકાર નબળી પડી ત્યારે લોભી નાઝિમો એ પચાવી પડયા અને મરાઠા લશ્કર એનાં વૃક્ષો કાપી લઇ ગયું. ત્યાંનો બે માળનો શાહી બુરજ નાઝિમુદ્દૌલાના જમાનામાં પુર વખતે તુટી પડયો. ઘણી ઇમારતોની પણ એજ દશા થઇ. અત્યારે ફળફુલનાં બધાં વૃક્ષો સુકાઇ ગયાં છે અને થોડાં આમલીનાં ઝાડ જે આ દેશમાં સામાન્ય રીતે ખૂબ થાય છે અને જેનાં ખાટાં ફળની અહીંથી અરેબીઆ અને ઇરાનના દેશોમાં નિકાશ થાય છે અને જેનો મુરબ્બો ઘણો લહેજતદાર થાય છે એ સિવાય બીજું કશું દેખાતું નથી. જે સ્થળે અનેક ગુલો અને રયાહીનો ખીલતાં એ સ્થળ અત્યારે જવ બાજરીના વાવેતરનું ખેતર બની રહ્યું છે.

ફરમાનબાડી—આ વાડી સાબરમતી નદીની સામે પશ્ચિમ તરફ શહેરથી અર્ધા ગાઉને અંતરે આવેલી છે. એની ફરતે ચાર નાની દિવાલો છે અને એક દરવાજો છે. પ્રાચીન સમયથી એ સરકારના તાબામાં હતી. કાળના વહેવા સાથે એમાંની એક ઇમારત પડી ભાગી છે. શહી દશાહ (ફરૂખસીયારના) જમાનામાં બુયુતાત[૩૯] કચેરીના કોઇ મહમ્મદ મુઇઝ નામના આદમીએ એ ફિરોઝખાન જાલોરીને વેચી અને એણે એની મરામત કરાવી નવું નામ પાડયું. એની આગલી ઈમારતનું નામ નિશાન પણ નથી.

જીતબાગ—જહાંગીરના જમાનામાં જ્યારે પોતે અબદુલ્લાખાન ફિરોઝજંગને નસાડયો ત્યારે સૈયદખાને હવેલી પરગણામાં આવેલા જેતલપુર નામના ગામમાં પોતાની ફતેહની યાદગીરીમાં આ બાગ બનાવ્યો. અત્યારે તેનો ગાબેચી જમીનમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

હોજ.

દાદાહરિની વાવ—વાવ એ એક જાતનો કુવો છે. એના પહોળા ખુલ્લા મુખદ્વારથી છેક પાણીની સપાટી સુધી એને પગથીઆં હોય છે, જેથી કોઇ પણ મુસાફર

૩૯. મરણ નોંધખાની.

એમાં ઉતરી પાણી લઇ શકે. આવા કિંમતી કુવાઓ હિંદુઓ તેમ જ મુસલમાનો પુરાણા કાળથી સાર્વજનિક હિતનું પુણ્યનું કામ ગણીને બંધાવતા આવ્યા છે. આવા કુવાઓની સંખ્યા મોટી છે જેની વિગતવાર યાદી આપવી અતિ લંબાણભરી થઇ પડશે.

આ બધી વાવોમાં મજબુત ઇમારતકામ અને પાણીની મીઠાશની બાબતમાં સર્વ શ્રેષ્ઠ એવી વાવ તે આ દાદાહરિની[૪૦] વાવ છે. દાદાહરિએ અસારવા આગળ પોતાના નામનું એક પરૂં પણ વસાવ્યું છે; અને એક મસજીદ, મકબરા અને ઘુમ્મટ પણ ચણાવ્યો છે: વાવની કોર પર કોતરેલા અરબી અને હિંદી શિલાલેખોમાં એમ જણાવેલું છે. કે ૯૬૦ હિજરી અર્થાત્ વિક્રમ સંવત ૧૫૫૬ યાને શાલીવાહન સંવત ૧૪૨૧ માં જ્યારે સુલ્તાન મહમદ બીજો રાજ્ય કરતો હતો ત્યારે ૩૨૯૦૦૦ મહમુદી[૪૧] રૂપીઆ ખર્ચીને સંગીન મહારસ્તંભો, અને ઘુમ્મટોવાળી આ ત્રણ માળની વાવ તથા મસીદ બંધાવવામાં આવી હતી. એના બે માળ હમેશાં પાણીમાં ડુબેલા જ રહે છે સિવાય કે દુકાળના વખતમાં, જ્યારે એક માળ પાણી સુકાઇ જાય છે.

× × ×

## અમદાવાદના રહેવાસીઓ

ગુજરાતના સુલ્તાનોના જમાનમાં એમની દીનપરવરી, નિષ્કલંક નામના, ન્યાયીપણું પ્રજાપાલકતા એકવચનીપણું ઈત્યાદિ સાંભળીને પોતાની ઇચ્છાથી યા એમના બોલાવવાથી હરેક શહેરના અને હરેક દેશના હરેક પ્રકારના માણસો—મોટા મોટા શેખસૈયદો, પૂજનીય ઉલેમાઓ, અમીરઉમરાવો, ખુશ્કી વેપારીઓ તેમ જ દરીઆઇ વેપારીઓ, આરબો, ઈરાનીઓ, સીરીયાઇ તથા રૂમી લોકો તથા હિંદી અને સિંધી લોકો–ક્રમેક્રમે આ શહેરમાં આવી વસ્યા હતા. ત્યારબાદ નોકરીઆટ લોકો, બાદશાહી જાગીરદારો તથા હિંદુ મુસલમાન એમ હરેક કોમના અનેક લોકો નોકરી મેળવવાની આશાએ મોગલ બાદશાહે મોકલેલા નાઝિમોની પાછળ પાછળ આવ્યા અને અમદાવાદની બળવાન સરકારને લઇને મળતી જીવનવ્યાપારની સહીસલામતી જોઇને તથા લક્ષ્મીના અણસારા જોઇને પોતાનાં પસંદ કરેલાં માણસો સાથે દિલપસંદ મકાનો કરી કરીને વસ્યા. એમાંના ઘણાની ઓલાદ હજી હયાત છે. અને કેટલાકની અકસ્માત અને કાળે કરીને સદંતર નાશ પામી છે. તદુપરાંત કસ્બાઓ, પરગણાઓ અને ગામડાંઓમાં મુસલમાનોની અનેક જમાતો વસતી આવેલી છે. દાખલા તરીકે કાસરા, ઊંઝા, જેન્દરૈન (?) અને બીજી જગાઓમાં વસતા કુરૈશીઓ જેઓ ગુજરાતના સુલ્તાનોના જમાનાથી જાગીરદારી ભોગવતા આવ્યા છે. આ બધા વસવાટ કરનારોઓનું અને એમના વારસોનું સર્વેનું સંપૂર્ણ વર્ણન કરવું મુશ્કેલ છે. આથી કરીને અમદાવાદની સ્થાપના પછી ગુજરાતના સુલ્તાનોના જમાનાથી જે લોકો અસલ

---

૪૦. બીજે ઠેકાણે દાદાહરીર અને ધાઇ વરીરની વાવ એવું નામ પણ મળે છે. સં. ૧૫૫૬=ઇ. સ. ૧૫૦૦ વાવ પરના અરબી લેખપર સાલ ઇ. સ. ૧૪૮૫ જણાય છે. —જુઓ બોમ્બે ગેઝેટીયર, પૃ૦ ૨૮૨. નવાબઅલી અને સેડન

૪૧. આપણો લેખક ૨૮૦ મહમુદી=૧૬૨ રૂપીઆ જણાવે છે. મહમુદીની કિંમતમાં ફેર પડે છે. હર્બર્ટ લખે છે–" ૧ મહમુદી=૧ શિલિંગ, ૧ રૂપીઓ=બે શિલિંગ અને ત્રણ પેન્સ "–સે.

ગુજરાતી કહેવાય છે અને જેઓ આજુ બાજુના કસ્બાઓમાંથી તથા ગામડાંઓમાંથી શહેરમાં આવી વસ્યા છે અને જેમનું મૂળ વતન એમના પૂર્વજોના નામથી મશહૂર છે, જેવા કે ડેસવાળ અર્થાત્ પાટણ સરકારમાં આવેલા ડીસા નામના સ્થળેથી આવી વસેલા. એવાઓનું જ અહીં યથાશક્તિ વર્ણન કરેલું છે.

છાનું નથી કે શહેરના ઉમદા લોકો બે પ્રકારના છેઃ મુસલમાન અને હિંદુ[૪૨], જે પરાપૂર્વના અસલ ગુજરાતી કહી શકાય.

## મુસલમાન લોકોઃ વહોરા

હિંદસિંધના સામ્રાજ્યના તમામ શહેરોમાં અને દેશોમાં, અરબસ્તાનમાં અને ઇરાનમાં જ્યાં ત્યાં આ લોકોનો વેપાર ચાલે છે. મોટે ભાગે આ લોકો અસલમાં ગુજરાતી છે. એમના મુસલમાન બનવાના કારણ વિષે કંઇ કંઇ દંતકથાઓ પ્રચલિત છે પરંતુ વિશ્વાસ રાખી શકાય એવી આ છેઃ—

મુલ્લાં મહમદઅલી કરીને ખંભાત બંદરમાં[૪૩] એક મહાન પુરુષ થઇ ગયો છે. એ પીરેરવાઁના નામથી ત્યાં મશહૂર છે. એની દરગાએ હજી પણ આજુબાજુના ઘણા વહેરાઓ જાત્રાએ જાય છે. એ ઘણો વિદ્વાન અને પવિત્ર પુરુષ હતો. ઇસ્લામ ફેલાવવાના આશયથી પ્રથમ જ્યારે એણે ખંભાતના બંદર પર પગ મુક્યો ત્યારે ખંભાત બંદર એક મોટું શહેર હતું. અને ગુજરાતના લોકો ઇસ્લામથી અજાણ્યા હતા. એ જમાનામાં ખંભાતમાં એક મહંત રહેતો હતો જેને ઘણા લોકો

૪૨. એન્થોવન્સ ટ્રાઇબ્સ એન્ડ કાસ્ટસ ઓફ બોમ્બે પૃ. ૧૯૭ જુઓ—નવાબઅલી અને સેડન.

૪૩. પીરેપરવિઝ—ઉડતો સંત. બીજો પાઠ પીરેરવાઁ છે. જુઓ ટ્રાઇબ્સ એન્ડ કાસ્ટસ ઓફ બોમ્બે વો. ૧. પૃ. ૧૯૯. મી. એન્થોવનના કહેવા પ્રમાણે પીરેરવાઁનો અર્થ 'અમર સંત' એવો ભાગ્યે જ થાય. રવાઁ વિશેષણ તરીકે વાપરીએ તો એનો અર્થ 'હાલતો ચાલતો' એવો થાય. એટલે પીરેપરવિઝના જેવો જ લગભગ એનો અર્થ થાય છે.

આપણો લેખક ખંભાતને બરાબર જાણતો હોવો જોઇએ, છતાં અત્યારે 'પીરેરવાઁ' યા 'પીરેપરવિઝ' નામથી ઓળખાતા કોઇ પીર હોવાનું ત્યાં જણાતું નથી. તેમ જ આદ્યપ્રચારક (missionary) મહમદઅલી હતો એ લખાણને પણ વર્તમાન માન્યતાઓથી કાંઇ અનુમોદન મળતું નથી. યુસફઅલી આદરજીએ લખેલી અને ઇ. સ. ૧૯૦૧ માં મુંબઇના હૈદરી પ્રેસમાં છપાયલી 'બોસ્તાને મારેફત' નામની એક ગુજરાતી ચોપડી છે. તેમાં આ આદ્ય ધર્મબદલાનો લૌકિક ઇતિહાસ આપેલો છે. તે પ્રમાણે રાજા સિદ્ધરાજ દરરોજ એક મુસલમાન મારતો. એક દિવસ અહમદ નામના એક મુલ્લાંજી એના હાથમાં સપડાયા પરંતુ એની વિનવણીથી રાજાએ એનો માત્ર એક હાથ કાપી નાંખીને સંતોષ માન્યો. ત્યારબાદ મુલ્લાં મિસર દેશમાં ગયો અને હીજરી સ. ૪૨૭ થી ૪૮૭ સુધી (ઇ. સ. ૧૦૩૫-૧૦૯૫) એટલે કે કોઇપણ જગાએ કોઇપણ ખલીફ કરતાં લાંબા કાળ સુધી રાજ્ય કરનાર આઠમા ફાતીમીદ ખલીફ અલમુસ્તન્સીર આગળ બનેલી હકીકત કહી સંભળાવી. અલમુસ્તન્સીરે ચમત્કાર

માનતા હતા. મુલ્લાં મહમદઅલીને એને જોઇને એક નિર્દોષ તદબીર સુઝી કે આ મહંત આગળ જઇને એને પોતાનો ગુરુ કરવાની ઇચ્છા જણાવવી અને પછી તેને અક્કલથી તેમ જ નકલથી મુસલમાન બનાવવો અને પોતાની સાથે કલમા પઢવા તૈયાર કરવો. એ મુસલમાન થશે એટલે બીજા લોકો આપોઆપ ઇસ્લામ ધર્મનું શિક્ષણ લેવા ઇંતેજાર થશે. આ ઇરાદાથી એણે કેટલાંક વર્ષ એ મહંતની સેવામાં નિર્ગમન કર્યાં; અને એની ભાષા યાદ કરી, એનાં શાસ્ત્રો પાઠે કર્યાં તથા એની વિદ્યા પોતાની કરી લીધી. પછી આસ્તે આસ્તે એ મહંતના દિલમાં એણે ઇસ્લામનાં સત્યોની રોશની પ્રગટાવી અને આખરે એ મુસલમાન થયો. એ મુસલમાન થયો એટલે એના કેટલાક ચેલા પણ ગુરુને પગલે અનુસરીને મુસલમાન થયા. આખરે એ મહંતનો ઇસ્લામી ઉપદેશ રાજકર્તા કાન સુધી પહોંચ્યો અને વઝીર એની સેવામાં દાખલ થઇને તાબેદારીના તરીકા પ્રમાણે વર્તીને મુસલમાન બન્યો. પરંતુ કેટલીક મુદત સુધી આ મહંતે, વઝીરે અને બાકીના મુસલમાનોએ પોતે ઇસ્લામ અખ્તિયાર કર્યા હોવાની વાત છુપી રાખી એવી બીકથી કે રખેને રાજાને કાન આ વાત જાય અને તે રોષે ભરાય. પરંતુ છેવટે રાજાના કોટવાળને અને ધર્માધિકારીને આ લોકો નિમાઝ પઢે છે અને કયી જગાએ પઢે છે એ સુદ્ધાંની ખબર પડી ગઇ. વઝીરના ઇસ્લામની ખબર રાજાને કાને પહોંચતાં એઓ એક દિવસ ઓચિંતા વઝીરને ઘેર જઇ પહોંચ્યા અને જોયું તો વઝીર નીચો પડીને નિમાઝ પઢતો હતો. આ જોઇને રાજા ખીજાયા. હજુર સવારીનું કારણ વઝીરને સમજાયું અને એમનો ખિજવાટ પોતે નિમાઝ અને ઇબાદતની સ્થિતિમાં બેઠેલો છે એ શંકા જ છે એવું જણાયું કે તરત નરમાશ અને હાજરજવાબીપણાનો ઉપયોગ કરીને એ બોલ્યો:

---

કરીને એનો હાથ પાછો હતો એવોને એવો કરી આપ્યો અને એને પાછો હિંદમાં મોકલ્યો. અહમદ ખંભાત આવ્યો અને રામજી અને રૂપચંદ નામના બે હિંદુ છોકરાઓને પોતાની સાથે ભળવા સમજાવ્યા. આ છોકરાઓને (હવે અબદુલ્લા અમ નુરૂદ્દીનને) તે મિસર લઇ ગયો અને ત્યાં તેમને ભણાવ્યા ગણાવ્યા. અને પછી એમણે ત્રણ–અહમદ અબદુલ્લા અને નુરૂદ્દીન–પ્રચારક તરીકે હિંદુસ્તાનમાં પાછા આવ્યા. સૌથી પહેલો મુસલમાન એમણે બનાવ્યો તે સિદ્ધરાજનો વઝીર ભરમાલ.' ત્યાર બાદ 'બોસ્તાને મારફત' મી. એન્થોવને આપેલી દંતકથાઓ વિગતવાર વર્ણવે છે. અહમદ અને અબદુલ્લા બન્ને ખંભાતમાં દટાયલા છે. અનુક્રમે એક 'પીરે અહમદ' વા 'પીરે નરઅલી'ના નામથી ઓળખાય છે ને બીજો પીરે મૌલાઇના નામથી. કમનસીબે અલમુસ્તન્સીર ઇ. સ. ૧૦૯૫ માં મરણ પામ્યો. અને રાજા સિદ્ધરાજે ઇ. સ. ૧૦૯૩ સુધી તો રાજ્ય કરવું શરૂ પણ નહોતું કર્યું. આમ કાળમેળ બેસાડવો જરા મુશ્કેલ છે. પરંતુ ખંભાતના વહોરાઓની ઉત્પત્તિ મિસરથી મોકલેલા કોઈ ઇસ્માઇલી પ્રચારકના ઉપદેશમાંથી થઇ એટલું સ્વીકારી શકાય. કારણ મિસરનો ખલીફ એ સમયનો સૌથી વધારે બળવાન ઇસ્માઇલી બાદશાહ થઇ ગયો. અલમુસ્તન્સીરના સમયની કેરોની લક્ષ્મી અને જાહોજલાલી પશ્ચિમ તરફના, ખાસ્જાથી એશિયામાં ધર્મપ્રચારક તરીકે કામ કરનાર ઇરાની મુસાફર નાસિર ખુસરોએ પોતાના સફરનામામાં વર્ણવી છે. સેઠન અને નવાબઅલી

'મહારાજ ક્ષમા કરશો. એક ખુણામાં સાપ નીકળેલો એને ખોળીને પકડવાની તજવીજમાં હું ઉંચોનીચો થતો હતો.' આ ઉપરથી રાજાએ એ ઘરના ખુણામાં નજર કરી અને પરમેશ્વરને તે કરવું ખરેખાત એક સાપ જ એમની નજરે પડયો. રાજાની શંકા ટળી ગઇ અને પ્રસન્ન થઇને વઝીરે માગેલી માફી મંજુર કરી. કાળે કરીને વઝીરનો બોધ રાજાને પણ લાગ્યો. અને એનું હૃદય મુસલમાન બન્યું. જો કે જાહેર કામોના હિતની દૃષ્ટિથી એણે પોતાની બદલાયલી મનોદશા ગુપ્ત રાખી. જ્યારે રાજાનું મોત નજદીક આવ્યું ત્યારે એણે વસીયતનામું કર્યું કે મારા શબને હિંદુ સંપ્રદાય પ્રમાણે દાહ દેશો નહિ પરંતુ ઈસ્લામી સંપ્રદાય પ્રમાણે દફન કરજો.

પેલો મુલ્લાં શીયાપંથી હોવાથી હોવાથી આ બધા શીયાપંથી મુસલમાન થયા. પાટણ જે એ વખતે મોટું શહેર હતું ત્યાં આ લોકો મોટી સંખ્યામાં વસતા હતા. જ્યારે સુલતાન મુઝફ્ફર શાહે એ પ્રદેશ જીત્યો ત્યારે દિલ્હીથી એની સાથે આવેલા સુન્ની અનુયાયીઓ અને સુન્ની ઉલેમાઓએ ત્યાંના શીયા વહોરાઓને સુન્ની બનાવ્યા. આ પ્રમાણે પાટણની આડોશપાડોશના કસ્બાઓના વહોરાઓ પણ સુન્ની પંથમાં ભળ્યા. પરંતુ બાકીના દૂર કસ્બાઓ તથા શહેરના વહોરાઓ મૂળ પંથના જ રહ્યા. એક બીજાના ધર્મથી અજ્ઞાત હોવાને લીધે ત્યારબાદ લાંબા કાળ સુધી એ લોકો અરસપરસ કન્યાની લેવડ દેવડ કરતા હતા. છેવટે સૈયદ અહમદ ઝફર શીરાઝી જેમની કબર આસ્ટોડીઆ દરવાજા પાસે કિલ્લાની અંદરના ભાગમાં આવેલી છે તેમના ઉપદેશથી એમની વચ્ચેના સંબંધનો આ તાંતણો તોડી નાખવામાં આવ્યો અને સુન્નીઓ બડી જમાતના નામથી અને શીયાઓ છોટી જમાતના નામથી મશહૂર થયા. શીયા લોકો હમેશાં પોતાની જમાતમાં એક વિદ્વાન ઉલેમા રાખે છે જે મુલ્લાં કહેવાય છે. એ એમના ધર્મ પ્રમાણે શરીઅતની તાલીમ આપે છે અને વહોરાઓ આ મુલ્લાંને યા એના નિમેલા માણસને પોતાની કોમ તરફથી 'ઝકાત'[૪૪] અને 'ખમ્સ'[૪૫] આપે છે. એ પૈસા મદીનાના સૈયદો[૪૬] અને પોતાની કોમનાં ગરીબ ગુરબાંઓમાં તે વ્હેંચે છે. ઘણા શીઆઓ ધર્મ, પવિત્રતા અને માન્યતાની બાબતમાં બાર ઇમામોને[૪૭] અનુસરે છે.

છોટી જમાતના અર્થાત્ શીઆ વહોરાઓના સાત વિભાગ છે. દાઉદીઆ, સુલેમાનીઆ; અલીઆ; જેદીઆ; હજુમીઆ; ઇસ્માઇલીઆ; અને નઝારીયા જે ગરમેથા મુકામે દટાએલા સૈયદ ઇમામુદ્દીનના અનુયાયીઓ છે.

---

૪૪. ઝકાતઃ—કમાણીનો ચાલીસમો ભાગ જેહરસાલ ખુદાના રાહમાં આપવો એ દરેક મુસલમાનની ધાર્મિક ફરજ ગણાય છે.

૪૫. ખમ્સઃ—પાંચમો ભાગ.

૪૬. અંગ્રેજી અનુવાદકોએ ' એમના સૈયદો ' એવા તરજુમો કર્યો છે પરંતુ અમારી પાસેના મૂળમાં મદીનાના સૈયદો એવું સ્પષ્ટ વાક્ય છે.

૪૭. બાર ઇમામો એ શીયા પંથના મૂળ પુરુષો છે. એમાંનો પહેલો પુરુષ અલી છે અને છેલ્લો મહમદ અલમુન્તઝર જે હીજરી સં. ૨૬૭ માં અદૃશ્ય થયો અને વચન પ્રમાણે મહદીરૂપે કોઈક દિવસ પાછો દેખાશે.

ગો॰ અને નવાબઅલી

બાદશાહ ઔરંગઝેબના રાજ્ય વિષેના પ્રકરણ[૪૮]માં દર્શાવ્યા મુજબ શીઆ લોકોને કનડવામાં આવતા. આથી કરીને એ લોકો પોતાની માન્યતાઓ છુપાવે છે અને પોતાના ધાર્મિક ગ્રંથો સંતાડી રાખે છે. એમ છતાં પણ આટલું જણાય છે કે આ લોકો હિંદુ ગણતરી પ્રમાણે પોતાના મહીનાઓ ગણે છે. દાખલા તરીકે એમના રમઝાનનો પહેલો દિવસ હિંદુ પડવા પર આવે છે—નવો ચાંદ દેખાય તેના એક બે દિવસ પહેલાં. આથી કરીને મુસલમાનોના સાધારણ રમઝાનની ૨૮ કે ૨૯ મી તારીખે એમનો રમઝાન પુરો થાય છે અને તેઓ ઇદનો તંહેવાર પણ પોતાનો જુદો પાળે છે. ઔરંગઝેબના રાજ્યમાં આ લોકોને જબરદસ્તીથી શયબાનના છેલ્લા દિવસે રોઝો તોડવો પડતો અને રમઝાનના છેલ્લા દિવસે રોઝો કરવો પડતો. એમના પર જબરદસ્તીથી સુન્ની દરોગાઓ, સુન્ની ઉલેમાઓ અને સુન્ની ઇમામો લાદવામાં આવતા.

## વહોરા નામની ઉત્પત્તિ

હિંદુઓમાં બાપદાદાના સમયથી વહોરાની અડક ધરાવનારા ઘણા બ્રાહ્મણ વાણીઆ અત્યારે પણ જેવામાં આવે છે; એટલે આ લોકોમાંથી જે લોકો મુસલમાન થયા હશે, એઓ પોતાના આદ્ય ગુરુ મહમદઅલીના જમાનાથી પોતાની મૂળ અડક ચાલુ રાખી રહ્યા હશે. અથવા તો તેમના પહેલા ગુરુની અડક વહોરા હશે એ ઉપરથી એના ચેલાઓ બધા વહોરા કહેવાયા. આ શબ્દની બીજી અનેક વ્યુત્પત્તિઓ છે પરંતુ તે આપણે ધ્યાનમાં લેવા જેવી નથી.

હિંદુઓમાં અનેક ન્યાતો અને પંથો છે, જેમકે; બ્રાહ્મણ; શેવડા; ખત્રી; રાજપુત વાણીઆ; કાયસ્થ; કણબી અર્થાત્ ખેડુત; કોળી; સોની; લુહાર; ધોબી; ઘાંચી; સુતાર; વણકર; દરજી; રંગરેજ; ચામડીઆ; અને ઢેઢ. આ બધાં ગુજરાતના જ વતની છે. પરંતુ એમાંના કેટલાકની મૂળ ઉત્પત્તિ પરદેશી છે. દરેક ન્યાત કાળના વહેવા સાથે કોઇ ખરાબ

૪૮. સૈયદ રાજુ નામના માણસને પોતાની આવી ધાર્મિક માન્યતા માટે ઔરંગઝેબના હુકમથી મારી નાખવામાં આવેલો. તેના સંબંધમાં મિરાતે અહમદીમાં આ પ્રમાણે લખેલું છે. 'તે લોકોની એવી આસ્થા હતી કે ઇમામ મુહદી આવીને ગયા. એવું માનનારને મેહદવી કરે છે. આ વખતે પાટણમાં આવેલા પાલનપુરમાં ઘણા ખરા લોકો અથવા સઘળાઓ એ જ પંથને માને છે......આ આસ્થાની ખબર શાહજાદાને થઈ એટલે તેમને શહેરબહાર કરવાનો હુકમ કર્યો. (ચાલી નીકળવાના) ઇરાદાથી તેઓ રૂસ્તમબાગમાં ભરાયા. તે વખતના મુસલમાન પંડિતોઅર્થાત્ મોલવીઓએ એવો ફતવો બહાર પાડ્યો કે "આ લોકો ખરા માર્ગ ભૂલેલા છે. અને ધર્મના અજ્ઞાને કરીને એ લોકોને અધર્મી બનાવી દેશે. માટે તેમને પશ્ચાત્તાપ કરાવી ખરા રસ્તા પર લાવવાની જરૂર છે." તેઓએ પશ્ચાત્તાપ કરવાની ના પાડી તેથી એમને શિક્ષા કરવા માટે એક લશ્કરી ટુકડી મોકલવામાં આવી પછી બન્ને પક્ષ વચ્ચે ઝપાઝપી થઇ અને સૈયદ રાજુ તથા તેના માણસો લડતાં લડતાં એક પછી એક કપાઇ મુઆ.'—જુઓ. મિરાતે અહમદી ભાગ ૧, પૃ. ૨૩૨ મૂળ. આ ભાગનું ગુજરાતી ભાષાંતર જિનાબ નિઝામુદ્દીન ફારૂકી ચિશ્તિના હાથનું પ્રસિદ્ધ થઇ ચુકેલું છે.

રિવાજે કરીને યા માબાપ સંબંધી કંઈ કલંકે કરીને પેટાવિભાગોમાં વહેંચાઇ ગઇ છે. બ્રાહ્મણો હિંદુઓમાં સૌથી ઉમદા ગણાય છે. એ લોકો ઋગ્વેદી, યજુર્વેદી, સામવેદી અને અથર્વવેદી એમ ચાર વેદ પ્રમાણે ચાર પ્રકારના હતા; પરંતુ પાછળથી એઓ ભિન્ન ભિન્ન ભાષ્યકારો પ્રમાણે અનેક પેટાન્યાતોમાં વહેંચાઇ ગયા છે. બીજા લોકોમાં પોતાની ઉત્પત્તિ પ્રમાણે ભિન્ન ભિન્ન સામાજિક દરજ્જાઓ છે. જેમકે વીસા એટલે માતૃપિતૃ બન્ને પક્ષે શુદ્ધ કુળવાળા. દશા અર્થાત્ માતૃ પક્ષે નીચા કુળના: અને પાંચા એટલે કે દશા કરતાં અર્ધા શુદ્ધ કુળના અને અઢીઆ અર્થાત્ દશા કરતાં એક ચતુર્થાંશ શુદ્ધ કુળના. આ નીચામાં નીચા છે. જે પુરુષ સ્ત્રી અઘટિત કામ કરે છે એને ન્યાતબહાર મુકવામાં આવે છે. જો તે પાછળથી પશ્ચાત્તાપ કરે અને દંડ આપે તો એને પુનઃ ન્યાતમાં દાખલ કરવામાં આવે છે. આવી જાતની શિક્ષા ખત્રી, કાયસ્થ અને વાણીઆઓમાં વધારે કરવામાં આવે છે.

હિંદુઓની તમામ ન્યાતોનું વર્ણન કરવું અતિ લાંબુ થઇ પડતું હોવાથી અત્રે બ્રાહ્મણ, શેવડા, મેશ્રી વાણીઆ અને શ્રાવક વાણીઆ જે મોટા શહેરોમાં માલુમ પડે છે તેમનું જ ટુંક બ્યાન આપ્યું છે.

### બ્રાહ્મણો

શેખ અબુલફઝલે પોતાની આઇને અકબરી નામની કિતાબમાં આ કોમની હકીકતમાં એવું લખ્યું છે કે કાળના વહેવા સાથે બ્રાહ્મણ નામ ધરાવતા એવા 'બરા-હમન' લોકો સૃષ્ટિકર્તા બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયા. મૂળ ચાર વેદ પ્રમાણે એમના ચાર વર્ગો હતા અને દરેક વર્ગ એક ખાસ વેદનું પઠન કરતો. કાળે કરીને આ ખાસ વર્ગોમાંના દરેકમાં કર્માનુસાર અનેક શાખા ઉપશાખાઓ ઉત્પન્ન થઇ. આ બધાની ગણતરી કરી જાય એમ નથી; પરંતુ કશ્યપ, અત્રી, ભારદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ અંગિરસ, અને પુલસ્ત્ય નામના સાત મુખ્ય ઋષિઓના અનુયાયીઓ અને ગોત્રજો એમાં મુખ્ય છે. અમુક અમુક મોટા દાર્શનિકો પાછળ બીજી અનેક ઉપશાખાઓ બનેલી છે. આવા પૂર્વજોના તમામ વારસો એક કુળના અથવા ગોત્રના કહેવાય છે અને આ લોકોના રિવાજ પ્રમાણે એક ગોત્રના છોકરા છોકરી વચ્ચે વિવાહસંબંધ બાંધવો હરામ લેખાય છે; પછી તેમની વચ્ચે ભલેને ઘણી યે પેઢીઓ થઇ ગઇ હોય. છોકરો છોકરી બન્ને જુદા જુદા ગોત્રના હોય તો જ તેમનો લગ્નસંબંધ કરવો હલાલ ગણાય. જો કોઈ બ્રાહ્મણ પોતાનો ધર્મ તજી પરધર્મ ગ્રહણ કરે તો તે ન્યાતબહાર મુકાય છે અને પછી તે પશ્ચાત્તાપ કરીને પોતાના અસલ ધર્મમાં આવવા ઈચ્છતો હોય તોપણ તેને ફરી ન્યાતમાં દાખલ કરતા નથી. વળી કોઈ બીજી કોમોનો માણસ એમનો ધર્મ સંપૂર્ણ રીતે પાળવા કબુલ થાય તોપણ તેને એ લોકો પોતામાં દાખલ કરતા નથી. એમના પુરાણા વૈદિક કર્મકાંડથી વિરુદ્ધ વર્તનારનો પણ એ લોકો ત્યાગ કરે છે.

આ લોકોની જીંદગીના ચાર સમયો યાની આશ્રમો છે:—

૧ બ્રહ્મચર્યાશ્રમ યાની અપરિણિત રહીને જ્ઞાનપ્રાપ્તિ કરવાનો સમય.

૨. ગૃહસ્થાશ્રમ યાની ઘર માંડીને સંસાર વહેવારમાં સામેલ થવાનો કાળ.

૩. વાનપ્રસ્થાશ્રમ યાની પુત્ર ઉત્પન્ન થાય અને ધોળાં આવે એટલે એને સંસાર વહેવાર સોંપી પોતાની સ્ત્રી સાથે વનમાં વાસ કરવાનો અને કેવળ વનફળ ઉપર ગુજારો કરીને ઇશ્વરચિંતનમાં સમય નિર્ગમન કરવાનો કાળ.

સંન્યાસ્થાશ્રમ યાની તમામ પ્રવૃત્તિઓનો ત્યાગ કરીને ઇશ્વિરોપસનાનાનું કડક તપ કરવાનો સમય.

• આ દેશમાં વતનપસંદગી પ્રમાણે ન્યાતોનાં નામ પડયાં છે જેમકે જે નાગરો વડનગરના રહેવાસી છે તે વડનગરા કહેવાય છે. એ જ પ્રમાણે વીસનગરા અને સાઠોદરા નાગર એવી ન્યાતો છે જે મૂળ એક હતા. આ પદ્ધતિ પ્રમાણે બ્રાહ્મણોની સો[૪૯] કરતાં વધારે ન્યાતો થઈ ગઈ છે જેની ગણતરી કરવી મુશ્કેલ છે. છતાં નીચેની ચોરાશી ન્યાતો સુવિખ્યાત છે. બ્રાહ્મણો એ જ સંખ્યાથી પ્રખ્યાત છે.

## ચોરાશી બ્રાહ્મણોનાં નામ

૧. નાગર, તેઓ ૭ પેટાન્યાતોમાં વહેંચાયલા છે. પેટાન્યાતો વચ્ચે કન્યાવહેવાર નથી. अ. વડનગરા:–વડનગરના મૂળ રહેવાસી. ब. વીસનગરા:–વીસનગરમાં વતન કરી રહ્યા તે ઉપરથી. क. સાઠોદરા:–ડભોઈ પરગણામાં આવેલા સાઠોદમાં વસવાટ કરવાથી જુદા પડી ગયા. ड. કૃષ્નોરા. इ. પ્રશ્નોરા. फ. ચિત્રોદા.

૨. ઔદિચ્ય ત્રણ પેટાન્યાતોમાં વહેંચાયલા છે. अ. સહસ્ત્ર. ब. માલ્વી. क. ટોળકીઆ.

૨. મોઢ[૫૦] અમની ૭ પેટાન્યાતો છે. अ. ત્રિવેદી. ब. ચતુર્વેદી. क. અગ્યારશા. ड. ધીણોજીઆ. इ. જેઠી क. તાર્જુજા.

૪. શ્રીમાળી. ૫. શ્રીગૌડ, જેની ચાર પેટાન્યાતો છે: अ. માલ્વી ब. મીરતવાલ क. હરયાના. ड. પરાવલીઆ. ૬. ખન્ડોલીઆ. ૭. ઓરસદીઆ. ૮. જામ્બુ.

૯. કપોલીઆ ૧૦. રાયકલીઆ ૧૧. કોડલી
૧૨. ખેડવા ૧૩. સોમપુરા ૧૪. વસોરા

૪૯. જુઓ કાસ્ટસ એન્ડ ટ્રાઇબ્સ ઑફ બૉમ્બે પૃ. ૨૧૩. મી. એન્થોવનનો ગ્રંથ સંપૂર્ણ માહિતીની ખાણ છે. અહીં આપેલાં ઘણાં નામ એમના ગ્રંથમાં જણાતાં નથી. પરંતુ મિરાતના લખાયાને દોઢ સૈકા ઉપરાંત કાળ થઈ ગયો અને એ દરમયાન ફેરફારો થાય જ. તદુપરાંત જોકે અલી મહમ્મદખાન પોતે ચકોર પૃચ્છક હતો અને એની પાસે એક હિન્દુ મદદનીસ પણ હતો છતાં કદાચ પોતાનાથી જુદી અને એથી કરીને ઉતરતી ન્યાતો પ્રત્યેની સામાન્ય હિંદી લાપરવાઇનો એ કેટલેક દરજ્જે ભોગ થઇ પડયો હતો. એથી કરીને હિંદુઓની ન્યાતો અને રીતરીવાજો સંબંધીની એની વિગતોમાં પ્રસંગોપાત શંકાને સ્થાન રહે. સેડન અને નવાબઅલી

૫૦. વાત્રક નદી પર આવેલા મોઢેરા નામના ગામ પરથી મોઢ નામ પડેલું છે. તાર્જુજા અને જેઠી એ અનુક્રમે તાંદળજા અને જેઠીમલનાં રૂપો છે. જુઓ બૉમ્બે ગેઝેટીઅર વો. ૯, ભાગ ૧. પૃ. ૧૨

| | | |
|---|---|---|
| ૧૫. વદરીય | ૧૬. વલ્લાધરા | ૧૭. ગેરનીઆ |
| ૧૮. ખડાનીઆ | ૧૯. ચાભાર્ગવ | ૨૦. નારદિક |
| ૨૧. વાલમ્બીઆ | ૨૨. ઉદનીર | ૨૩. પુષ્કરણા |

૨૪. મેવાડા જેમના ત્રણ ભાગ છે:–

| | | |
|---|---|---|
| अ. ભટમેવાડા | ब. ચોરાશી અને | क. તરવાડી |
| ૨૫. નાગોર | ૨૬. ઝાર્વલા | ૨૭. ચોદલીઆ |
| ૨૮. અમીરીઆ | ૨૯. કપીલ | ૩૦. દરાવડ |
| ૩૧. કરનારા | ૩૨. સારસ્વત | ૩૦. ડસહુ |
| ૩૪. દાયડા | ૩૫. પલીવાલ | ૩૬. ગોમતીવાળ |
| ૩૭. ઉનેવાલ | ૩૮. ખેતવાલ | ૩૯. મીરટીઆ |
| ૪૦. પરીઆનવાલ | ૪૧. રૈદાવાલ | ૪૨. રાયકવાલ |
| ૪૩. ડીસાવાલ | ૪૪. તિલક્ર | ૪૫. મથુરીઆ |
| ૪૬. દંતાવાલ | ૪૭. તિલોટીઆ | ૪૮. નરસીપુરા |
| ૪૯. સાચોરા | ૫૦. શલોદીઆ | ૫૧. કોગોમિત્ર |
| ૫૨. અષ્ટમંગળ | ૫૩. ભાટેલા | ૫૪. નન્દોનીઆ |
| ૫૫. સાદિકપુરા | ૫૬. તરપાટ | ૫૭. દરકમના |
| ૫૮. કતરબરા | ૫૯. કનોજીઆ | ૬૦. ગોપાલ |
| ૬૧. ધીમા | ૬૨. પારાસુરા | ૬૩. કોદરથના |
| ૬૪. વસદા | ૬૫. એકાસના | ૬૬. મોકલવદા |
| ૬૭. પરોધના | ૬૮. તશોર | ૬૯. પરાધીઆ |
| ૭૦. નામદક | ૭૧. ભદાના | ૭૨. દનપુરા |
| ૭૩. હરસકીઆ | ૭૪. હરથના | ૭૫. મોતાલા |
| ૭૬. સાકાવેડ | ૭૭. લાડ | ૭૮. સિકમોરીઆ |
| ૭૯. ધતી | ૮૦. અહિંસાપુરા | ૮૧. ગયાવાલ |
| ૮૨. પરીખીસ્તલા | ૮૩. કોલવાલ | ૮૪. રદીવાલ[૫૧] |

---

૫૧ અંગ્રેજી ભાષાંતરમાં નીચેનું વધારે છે. જે ઉપરથી એમ જણાય છે એમની પાસેની પ્રત જ જુદી છે.

આ ચોરાશી (નામો) સામાન્ય રીતે પંકાયલાં છે, પરંતુ વિશ્વસનીય માહિતી પરથી હું કેટલાંક ઉમેરૂં છું. એ આ છે:—

૧. બંઝજર. ૨. ઉમેદા. ૩. ગુડ. ૪. ગુન્ડ. ૫. સામપુરા. ૬. વરવર્ષા. ૭. નપુલ. ૮. જગ્નિવાલેક. ૯. દાલોડીઆ. ૧૦. મહેસન્તુક. ૧૧. વેરૂમલ. ૧૨. માલુ. ૧૩. હનમેન. ૧૪. પોટીવાલ. ૧૫. પનવાલ. ૧૬. પેરૂમંડપા. ૧૭. મથમોન. ૧૮. તરવાડી. ૧૯. ચૌરાશી. ૨૦. ભટસંકરનેક.

કલાકાર તરીકે પોતાની કૃતિમાં પ્રકાશ આવે તે માટે કવિનું દર્શન સ્પષ્ટ હોવું જોઈએ. આ પ્રાથમિક ભૂમિકાની હયાતી પછી જ તેના દર્શનની કોટિ પ્રમાણે કવિની મહત્તાનું માપ આવી શકે.

આ દૃષ્ટિથી કવિએ રામાયણની કથાને પ્રતિમામાં કેવી રીતે ઘટાવી છે તે જોઈએ.

સૂત્રધાર સામાજિકોને આશીર્વાદ આપી નટીને બોલાવે છે, અને તે સમયે ચાલતી શરદઋતુને ઉદ્દેશી ગાવાનું કહે છે. નટી ગાય છે.[૨] સૂત્રધાર પણ શરદઋતુમાં નદીના રેતાળ પટમાં વિહાર કરતી હંસીનું વર્ણન કરે છે. એટલામાં નેપથ્યમાંથી 'આર્ય–આર્ય' નો અવાજ આવે છે. સૂત્રધાર વર્ણન, હંસીને 'નરેન્દ્રભવનમાં આનંદિત થઇ ત્વરાથી જતી પ્રતિહારી' સાથે સરખાવી પૂરું કરે છે.

પ્રતિહારી કંચુકીને બોલાવી તેને મહારાજા દશરથની રાજકુમાર રામના અભિષેકની શીઘ્ર તૈયારી કરવાની આજ્ઞા જણાવે છે. કંચુકી કહે છે કે મહારાજની આજ્ઞા પ્રમાણે સર્વ તૈયારી થઇ ગઇ છે. 'છત્ર, ચામર, નન્દિપટહ, અને ભદ્રાસન તૈયાર છે; તીર્થજળથી ભરેલા સુવર્ણના ઘડાઓ દાભ અને ફૂલ સાથે ગોઠવાઇ ગયા છે, પુષ્પરથ જોડાઇ ગયો છે, મન્ત્રીઓ સાથે નગરજનો ભેગા થયા છે, અને **सर्वस्यास्य हि मंगलं स भगवान् वेद्यां वसिष्ठः स्थितः** આ સર્વના મંગલરૂપ તે ભગવાન વસિષ્ઠ વેદિમાં ઉભા છે.' પ્રતિહારી પોતાનો સંતોષ જણાવે છે; કંચુકી પ્રજાનો સંતોષ જાહેર કરવા રોકાય છે - એટલે એને ત્વરાથી કામે વળગવાનું સૂચન કરી તે બીજા પુરોહિતને સર્વ સામગ્રી સાથે તૈયાર રહેવાનું કહેવડાવે છે, અને સારસિકા નામની દાસીને સંગીતશાળામાં જઇ 'નાટકીયોને સમય અનુકૂળ નાટક સાથે સજ્જ થવાનું' કહે છે; પોતે મહારાજ પાસે જાય છે. આ પ્રમાણે રાજદરબારના એક ભાગમાં અભિષેકની તૈયારી ચાલે છે.

બીજા ભાગમાં–અવદાતિકા નામની એક દાસી વલ્કલ લઇ દાખલ થાય છે. એ મશ્કરીમાં આ વલ્કલ છાનીમાની લઇ આવી છે. પણ છાનીમાની લઈ આવી છે એટલે એનું દીલ ભયથી ભારે થઇ ગયું છે. 'અહો! કષ્ટ! પરિહાસથી હું આ વલ્કલ લઇ આવું છું તો પણ મને આટલો બધો ભય લાગે છે! તો પછી લોભથી પરધનનું હરણ કરનારને કેટલો લાગતો હશે! હસવાને ઇચ્છું છું, પણ એકલાં એકલાં હસવું ઠીક નથી.' આ પ્રમાણે આ દાસીનું મન વિચારવમળમાં ગોથાં ખાય છે, એવામાં સીતા પરિવાર સાથે પ્રવેશ કરે છે. અવદાતિકાને જોઈ તે દાસીને પૂછે છે 'અવદાતિકાનો ચ્હેરો શંકિત કેમ દેખાય છે?' દાસી જવાબ આપે છે કે કાંઇ અપરાધ કર્યો હશે; પણ સીતા જુએ છે કે એ હસવાનો પ્રયત્ન કરે છે. અવદાતિકા સીતાને જુએ છે અને તેની પાસે આવી બોલી દે છે 'જય જય ભટ્ટિણી! મેં કાંઇ અપરાધ કર્યો નથી.' સીતા–'કોણ તને પૂછે છે?' તેના ડાબા હાથ તરફ જોઇ 'અવદાતિકા આ ડાબા હાથમાં શું છે?' અ—'વલ્કલ'. સી–'વલ્કલ કોનું લઇ આવી?' અવદાતિકા જણાવે છે કે નાટકના વેશનાં કપડાં સાચવનારી આર્યા રેવા પાસે એણે અશોકવૃક્ષનું એક કિસલય માગ્યું હતું. એ વૃક્ષનું નાટકમાં પ્રયોજન પડ્યું થયું હતું. 'પણ રેવાએ ન આપ્યું એટલે એ સતાવવાના

૨ ગાયન નથી આપ્યું. નાટકમંડળી પોતાને અનુકૂળ ગાયન મૂકી દેતી હશે?

દાવની છે એમ ધારી આખું વલ્કલ લઇ આવી.' સીતા–' પાપ કર્યું. જા પાછું આપી આવ.' અવ–' ભટ્ટિની પરિહાસ કરવા લઇ આવી છું.' સીતા–' ઉન્મત્તિકે એ રીતે દોષ વધે છે. જા પાછું આપી આવ, પાછું !' અવદાતિકા આપવા જાય છે, પણ સીતાને કુતૂહલ થાય છે. અવદાતિકાને પાછી બોલાવે છે, ' હલા શું મને પણ આ શોભે કે ?' અ–સુરૂપને બધું એ શોભે. ભટ્ટિની ધારણ કરો.' સીતા લઇને પ્હેરે છે, અને પૂછે છે ' હલા જો જોઇએ–મને હવે શોભે છે ?' અવદાતિકા કહે છે ' શોભે છે ? વલ્કલ જાણે સોનાનું થઈ ગયું.' બીજી દાસીને પૂછે છે, એ પણ શોભાથી ખુશ થઇ ગઇ છે. સીતાનું સ્ત્રીજન-સહજ કુતૂહલ શમતું નથી. દર્પણ મંગાવે છે. ચેટી દર્પણ લઇને આવે છે, પણ એ કાંઇ સાંભળી આવી છે. સીતા એના મુખ ઉપરથી એ જોઇ શકે છે, એટલે દર્પણ બાજુ ઉપર રાખી પૂછે છે ' તું કાંઇ કહેવા માગે છે ?' ચેટી ખબર આપે છે ' આર્ય બાલાકિ કંચુકી અભિષેક અભિષેક એવું બોલે છે.' સીતા–' રાજ્યમાં કોઇ ધણી થવાના હશે.' પોતાનો પતિ રામ રાજા થવાનો છે એ કલ્પના એને નથી આવતી. એટલામાં બીજી દાસી આવી શુભ ખબર આપે છે કે રામનો અભિષેક થવાનો છે. સીતા પૂછે છે–'પિતાજી તો કુશળ છે ને ?' દાસી કહે છે ' મહારાજ સ્વહસ્તે જ રામનો અભિષેક કરે છે.' સીતા આનંદ પામે છે અને બક્ષીસ લેવા દાસીને ખોળો પાથરવા કહે છે; પોતાના સર્વ આભરણો કહાડી દાસીને આપે છે. ઢોલ વાગે છે. અભિષેક થાય છે એમ સૌ અનુમાન કરે છે, પણ એકદમ ઓચિંતુ વાગતું બંધ થઈ જાય છે. સીતા આશ્ચર્યથી પૂછે છે 'અભિષેકમાં શું વિઘ્ન આવ્યું ? અથવા રાજકુળોમાં બહુ બનાવો બને છે, **बहुवृत्तान्तानि राजकुलानि नाम ।** ચેટી કહે છે ' એમ સંભળાય છે કે રાજકુમારનો અભિષેક કરી મહારાજ વનમાં જવાના છે.' સીતા–' જો એમ છે તો તો એ અભિષેક નહિ, એતો મુખોદક થયું.'

રામ પ્રવેશ કરે છે. છુટકારાનો શ્વાસ મૂકે છે. ' ઢોલ વાગવા માંડ્યું. ગુરુજન ઉભા થયા, હું ભદ્રાસન ઉપર ચઢયો, અભિષેક અર્થે ખભો ઉંચો કરી મ્હોંડુ નમાવ્યું, અને એના ઉપર ઘડામાંથી પાણી પડવા માંડયું–એટલામાં રાજાએ મને આસન ઉપરથી ઉતરવાનું કહ્યું; લોકો મારા ધૈર્યથી વિસ્મિત થયા. પણ પુત્ર પિતાનું કહ્યું કરે એમાં વિસ્મય પામવાનું શું ?' રામનું દીલ હળવું થાય છે, પોતે જવાબદારીથી મુક્ત થયો છે; 'સુભાગ્યે હું એ જ રામ રહ્યો અને મહારાજ મહારાજ રહ્યા. લાવ ત્યારે મૈથિલીને મળું.' રામ સીતા પાસે જાય છે. અવદાતિકા ખબર આપે છે, અને પેલું વલ્કલ હજી પ્હેરેલું જ છે, એ સીતાને જણાવે છે. રામ સીતા મળે છે. અવદાતિકા સીતાને કહે છે કે રાજકુમારનો વેષ હજી એનો એ છે એટલે કે રામ રાજા થયો નથી. સીતાને શંકા થાય છે–કારણ કે એની ખબર ખોટી છે તે એ માની શકતી નથી. પણ પ્હેલાંની જેમ **बहुवृत्तान्तानि राजकुलानि**થી પોતાના મનનું સમાધાન કરે છે. રામ પૂછે છે શી વાતચીત ચાલે છે. સીતા હકીકત જણાવે છે અને રામ તેનું કુતૂહલ સર્વ વૃત્તાન્ત જણાવી શાન્ત કરે છે. ' પિતાએ રાજ્ય સ્વીકારવાનું કહ્યું, પોતે ના પાડી, ધરરા પિતાએ પોતાના જીવના સમ આપ્યા, પછી અભિષેક શરૂ થયો. શત્રુઘ્ને અને લક્ષ્મણે ઘડા લીધા, આંસુ સાથે રાજાએ પોતે છત્ર ગ્રહણ કર્યું. એટલામાં ગભરાતી ગભરાતી મન્થરાએ

આવી રાજાના કાનમાં કાંઇક કહ્યું–અને હું રાજા ન થયો.' રામ પણ કારણ જાણતા નથી. સીતા—' ભલું થયું. મહારાજ એ જ મહારાજ રહ્યા અને આર્યપુત્ર એના એ રહ્યા'

રામ સીતાને આભરણ વિનાની જોઇ પૂછે છે ' આભરણો કેમ કહાડી નાંખ્યાં છે?' સીતા મશ્કરીમાં આડો જવાબ આપે છે, પહેર્યાં જ નથી. રામ–' નહિ હમણાં જ ઉતાર્યાં હોય એમ દેખાય છે;' અને જે અવયવો ઉપરથી આભરણો ઉતારી નાખ્યાં છે તેનું વર્ણન કરે છે. સીતા–' આર્યપુત્ર ખોટાને પણ સાચું હોય એમ કહી શકે છે.' રામ—' તો અલંકાર પહેર, હું દર્પણ ધરીશ.' રામ દર્પણમાં સીતાની છબિ જુએ છે, એટલે એણે ધારણ કરેલા વલ્કલ ઉપર એનું ધ્યાન ખેંચાય છે. ' ઉભી રહે! દર્પણમાં વલ્કલ જેવું શું છે? શું એ સૂર્યનાં કિરણો છે. હસવાથી સમજાય છે. ગમ્મત માટે પ્હેર્યું છે કે સંયમની સ્પૃહાથી?' સીતા કાંઇ જવાબ આપતી નથી. રામ અવદાતિકાને પૂછે છે. અવ–'શોભે છે કે નથી શોભતું એવા કુતૂહલથી પ્હેર્યું હતું.' રામ કહે છે ' મૈથિલિ! આ શું? ઇક્ષ્વાકુઓના ઘડપણનો અલંકાર તેં પ્હેર્યો છે! મને પણ ગમે છે. લાવ.' રામ પોતે પ્હેરવા માગે છે. સીતાનું સ્ત્રીહૃદય આ વલ્કલમાં અમંગલનો ભય અનુભવે છે; અને રામને કહે છે ' એવું અમંગલ ન બોલો.' રામ પૂછે છે 'કેમ રોકો છો?' સીતા–'અભિષેક ન પામેલા આર્યપુત્રના અમંગળ જેવું દેખાય છે.' રામ સીતાને શાન્ત કરે છે, ' આ તો ગમ્મત છે. અને તેં પહેર્યું એટલે મારા અર્ધા શરીરે તો પહેર્યું જ ને.' રામ, રાજ્ય ભારમાંથી મુક્ત થએલો રામ, આ પ્રમાણે વિનોદ કરે છે, એટલામાં નેપથ્યમાંથી ચીસ આવે છે ' હા મહારાજ!' બધા આશ્ચર્ય પામે છે. કંચુકી દાખલ થાય છે અને રામને મહારાજને બચાવવા કહે છે. રામ કહે છે, ' મહારાજને બચાવવા એટલે એક શરીરમાં સંક્ષિપ્ત થએલી પૃથ્વીને બચાવવી. પણ દોષ કયાંથી ઉત્પન્ન થયો છે?' કં–'સ્વજનથી!' રામ–સ્વજનથી? તો તો ઉપાય નથી.

> शरीरेऽरिः प्रहरति हृदये स्वजनस्तथा।
> कस्य स्वजनशब्दो मे लज्जामुत्पादयिष्यति॥

શત્રુ શરીર ઉપર પ્રહાર કરે છે, સ્વજન હૃદય ઉપર. કોને વિષે સ્વજન શબ્દ મને શરમ ઉત્પન્ન કરશે?' કંચુકી કહે છે–'તત્રભવતી કૈકેયીથી.' રામ જવાબ આપે છે ' તો તો ભાવીમાં એથી ફાયદો હશે.' ઉદ્વેગ પામેલો કંચુકી પૂછે છે ' શી રીતે?' રામ– ' સાંભળ, જેનો શક્ર સમો ભર્તા છે, જે મારાવડે પુત્રવતી છે, તેને શા ફળમાં સ્પૃહા હોય કે જેથી તે અકાર્ય કરે?' કંચુકી ચીડાએલો છે. રામને પોતાની ઋજુતા પ્રમાણે અભિપ્રાય બાંધતા રોકે છે, અને રામને ખબર આપે છે કે કૈકેયીના કહેવાથી જ અભિષેક બંધ રહેલો છે. રામ એમાં પણ ગુણ જુએ છે; ' રાજા વન જતા અટકયા, મારે માથે

---

૩ અત્યાર સુધી રામની નજરે સીતાએ પ્હેરેલું વલ્કલ કેમ નહિ ચઢયું હોય એ શંકા થાય છે. હું ધારું છું કે રામ દાખલ થાય છે તે સમયે અવદાતિકા જ્યારે વલ્કલનું સૂચન કરે છે ત્યારે સીતાએ વલ્કલ ઢાંકવાનો પ્રયાસ કર્યો હશે, એવી કોઇ સૂચના સમજવી જોઇએ. અથવા રામની નજર અત્યાર સુધી સીતાના મુખ ઉપરથી ખસી ન હોય.

પિતા રહે છે અને મારું બાળપણુ કાયમ રહે છે. નવો રાજા થતાં શંકા થાય તેમાંથી પ્રજા બચી, અને મારા ભાઈઓ ભોગોથી વંચિત ન થયા.' કંચુકી-' વગર બોલાવે આવીને તેણે કહ્યું ભરતનો રાજ્ય ઉપર અભિષેક કરો. આમાં પણ અલોભ ખરું ને?' રામ-'આર્ય ! અમારા વિષે પક્ષપાતને લઈને જ વસ્તુ સ્થિતિનો વિચાર નથી કરતા. શાથી જે

शुल्के विपणितं राज्यं पुत्रार्थे यदि याच्यते ।
तस्या लोभोऽत्र नास्माकं भ्रातृराज्यापहारिणाम् ॥

' શુલ્ક માં મુકેલું રાજ્ય જો પુત્રાર્થે એ માગે તો એમાં તેનો લોભ, અને ભાઈનું રાજ્ય લઈ લેનાર અમારો નહિ ?' કંચુકી ' અથ ' કહી કાંઈ જવાબ આપવા જાય છે, પણ રામ એને માતાની નિન્દા કરતો રોકે છે અને પિતાની ખબર આપવા કહે છે. કંચુકી- ' શોકને લઈને બોલ્યા વિના હાથના ઇસારે જ રાજાએ મને જવાનું જણાવ્યું; એ કાંઈક ઠીક થયું કે રાજા મૂર્છા પામ્યા.' ' રામ-'હેં મૂર્છા પામ્યા ?' નેપથ્યમાંથી અવાજ આવે છે 'कथं कथं मोहमुपागतः.' રામ લક્ષ્મણને આવતો જુએ છે

अक्षोभ्यः क्षोभितः केन लक्ष्मणो धैर्यसागरः ।
येन रुष्टेन पश्यामि शताकीर्णमिवाग्रतः ॥

લક્ષ્મણ અતિ ક્રોધાવિષ્ટ થયો છે. આખી દુનીઆને યુવતિરહિત કરવા માગે છે. સીતા લક્ષ્મણની સ્થિતિ જોઈ કહે છે ' આર્યપુત્ર ! આ રોવાના સમયે લક્ષ્મણે ધનુષ ગ્રહણ કર્યું! એને અપૂર્વ દુઃખ થયું છે.' રામ લક્ષ્મણને શાન્ત પાડવા પ્રયત્ન કરે છે. પણ લક્ષ્મણ શાન્ત થતો નથી, 'હું રોષને નથી રોકી શકતો. ગમે તેમ થાઓ ! અમે જઈએ છીએ. ' લક્ષ્મણ જવા માંડે છે. પણ રામ ' ત્રિલોકને બાળવા માગતી નિયતિ સમી ' ' લક્ષ્મણની ભ્રુકુટી જોઈ ' એને પાછો બોલાવે છે, અને પૂછે છે ' પિતા, માતા અને ભ્રાતા એ ત્રણમાંથી કોને માર-વાનું પાતક કરવું ?' લક્ષ્મણ રડી પડે છે. એ અતિશય ગુસ્સાનું જ પરિણામ છે. ' હા ધિક્ ! જાણ્યા વિના જ તમે મને ઠપકો આપો છો. જેને માટે આ કલેશ થાય છે તે રાજ્ય નથી, પણ તમારે ચૌદ વર્ષ વનમાં રહેવાનું છે.' રામ લક્ષ્મણને કાંઈ જવાબ આપતા નથી,પણ વિચારે છે 'આ કારણથી પિતાજી મૂર્છા પામ્યા.અધૈર્ય બતાવ્યું!'રામ સીતાને કહે છે-જાણે પૂર્વે કરેલી માગણી જ ફરીથી કરતો હોય તેમ-' મૈથિલિ ! આણે આપેલાં વલ્કલ મંગલ માટે લાવ; બીજા રાજાઓને ન મળેલો અને તેઓએ ન કરેલો ધર્મ હું કરું. ' સીતા તરત જ આપે છે,'લ્યો આર્યપુત્ર !' આવા શાન્ત ગંભીર ઉત્તરથી પ્રેરાઈ રામ પૂછે છે 'મૈથિલિ ! કેમ શો વિચાર કર્યો ?' સીતા જાણે પ્રશ્ન સહન ન કરી શકતી હોય એમ 'હું સહધર્મચારિણી છું ?' રામ એને વનમાં ન આવવા સમજાવે છે. સીતા માનતી નથી. લક્ષ્મણને સમજાવવા કહે છે. લક્ષ્મણ કહે છે એ રોકી ન શકે. એટલામાં એક દાસી આવે છે, ' આર્યા રેવા વિનવે છે કે અવદાતિકા સંગીતશાળામાંથી વલ્કલો ઉપાડી લાવી છે. આ બીજા કોઈએ ન વાપરેલાં છે.એને ઉપયોગ માટે લ્યો.' રામ-'ભદ્રે આમ લાવ.એ તો સંતુષ્ટ છે.અમારે જરૂરછે.' દાસી આપીને જાય છે.રામ પ્હેરવા માંડે છે.લક્ષ્મણ રામને કહે છે 'દરેક બાબતમાં તમે મને ભાગ આપતા; પણ આજે આ વલ્કલ વિષે કેમ મત્સરી થયા ?' રામ સીતાને લક્ષ્મણને રોકવા કહે છે. સીતા રોકે છે. પણ લક્ષ્મણ કહે છે 'તમે એટલાં જ વડીલની સેવા કરવા

ઇચ્છો છો ? જમણો પગ તમારો જ રહેશે, ડાબો પગ મારો થશે.' સીતા–'આર્યપુત્ર ! દયા કરો. લક્ષ્મણ સંતાપ પામે છે.' રામ–'સૌમિત્રે સાંભળ. વલ્કલો તો તપ સંગ્રામમાં કવચરૂપ છે, નિયમ હાથીના અંકુશરૂપ છે, ઇન્દ્રિય અશ્વોનું ચોકડું છે, ધર્મરથનો સારથિ છે. ગ્રહણ કર.' લક્ષ્મણ લઇને પ્હેરે છે, રામ ચાલવાનો વિચાર કરે છે; પણ આખા નગરમાં ખબર ફેલાઇ ગઇ છે. લોકો ટોળે વળ્યાં છે અને રસ્તો રોકાઇ ગયો છે. લક્ષ્મણ આગળ જઇ માર્ગ કરે છે. રામ સીતાને ઓઢણું મુખ ઉપરથી ખસેડવા કહે છે. રામ લોકોને સંબોધી કહે છે 'હે નગરવાસીઓ ! આપ સાંભળો

**स्वैरं हि पश्यन्तु कलत्रमेतद् बाष्पाकुलाक्षैर्वदनैर्भवन्तः।**
**निर्दोषदृश्या हि भवन्ति नार्यो यज्ञे विवाहे व्यसने वने च ॥**

'આ સ્ત્રીને ખુલ્લા દીલથી આંસુભરી આંખે નિહાળો. યજ્ઞમાં, વિવાહમાં, દુઃખમાં અને વનમાં સ્ત્રીઓને જોવામાં દોષ નથી.' રામ જવા માંડે છે. એટલામાં કંચુકી આવી રોકે છે, 'મહારાજ તમારા વન જવાની ખબર સાંભળી ધૂળથી રગદોળાએલા શરીરે ઘરડાં વનગજની જેમ ઉઠીને આવે છે.' લક્ષ્મણ કહે છે 'વલ્કલધારી વનવાસીઓમાં શું જોવાનું છે ?' લક્ષ્મણના ઉત્તરમાં રોષ છે. પણ રામ કહે છે 'અમારા ગયા પછી રાજા અમારા શિરઃસ્થાનો જુવે.'[૪]

પ્રથમ અંક પૂરો થાય છે. અભિષેકની તૈયારીથી શરૂ થએલો અંક વનગમનમાં પરિણમે છે. રાજકુલના એક ભાગમાં આનંદ ઉત્સવ થાય છે એ જણાવી તેન બીજા ભાગમાં તે જ સમયે કવિ વલ્કલનું દર્શન કરાવે છે. તોફાની અવદાતિકાના હાથમાં વલ્કલને જોતાં જ સહૃદયોનાં દીલમાં એક પ્રકારની કંપારી છુટે છે. આ અંકને જો ખાસ નામ આપવું હોય તો 'વલ્કલાંક' કહી શકાય. રાજપુત્રની વધૂને વલ્કલ જોઇ કુતૂહલ થાય છે, અને 'પોતાને શોભે કે' એવો અભિલાષ થાય છે. રમતમાં પહેરેલું વલ્કલ બનાવોની ઘટનાથી વનવાસનું ચીર બને છે. પતિના રાજ્યાભિષેકના આનંદમાં સીતા પોતાનાં સર્વ આભરણો દાનમાં આપી દે છે; અને રામ દર્પણ ધરી એને બીજાં પહેરાવે તે પહેલાં તો આભૂષણ વિનાની સ્થિતિ વનગમનની મૂક પણ કારમી તૈયારીરૂપ બને છે. જીવનના આનંદની સ્થિતિઓ વિધિની વિષમતાથી કેવી સહજ અને કારમી રીતે વિરુદ્ધ સ્થિતિમાં પરિણમે છે એનું કવિએ કરાવેલું દર્શન પામતાં હૃદય શોકાર્દ્ર થાય છે; અને આનંદોત્સવથી શરૂ થએલા અંકને અન્તે રામે જ્યારે નગરવાસીઓને પોતાની સ્ત્રી તરફ જોવા કહ્યું હશે ત્યારે કયા સામાજિકના નયનમાંથી આંસુ નહિ પડયાં હોય !

આ અંકમાં રામ વનમાં જાય છે.દેખીતું કારણ કૈકેયી છે એ કંચુકીના ગુસ્સા ઉપરથી જણાય છે. પણ રામ એમાં અન્યાય જોતા નથી,અને પોતાને સહજ ઉદારતાથી એમાં ભવિષ્યનું હિત જુએ છે, અને કૈકેયી તરફની પોતાની માનવૃત્તિને ઓછી થવા દેતા નથી. પણ એનું તાત્કાલિક પરિણામ તો ભયંકર આવે છે.

બીજા અંકમાં આ ભયંકર પરિણામનું કવિ કરુણ દર્શન કરાવે છે. કંચુકી પ્રવેશ કરે છે, અને ગંભીર અવાજે બધા પ્રતિહારીઓને પોત પોતાના સ્થાનમાં સાવધાન રહે-

---

૪. શિરઃસ્થાનનો અર્થ ડૉ. ગણપતિ શાસ્ત્રી ટીકામાં 'પ્રધાન આવાસો' કરે છે. શિરઃસ્થાનનો અર્થ 'પૂજ્યો' એવો નહિ હોય ? એટલે કે માતાઓની સંભાળ લેજો ?

વાનો આદેશ આપે છે. એક પ્રતિહારી પૂછે છે 'આર્ય આ શું છે ?' કંચુકી દશરથ રાજાની સ્થિતિનું વર્ણન કરે છેઃ 'મહારાજ સત્યવચન સાચવવામાં તત્પર (અને એથી જ) રામને વન જતા રોકવા અશક્ત, પુત્રવિયોગના શોકાગ્નિથી દગ્ધહૃદય ઉન્મત્તની જેમ બકતા સમુદ્ર ગૃહમાં સૂતા છે.' કંચુકીને આ મહાન વંશના મહાન્ રાજાની આવી અપૂર્વ દુઃખદ સ્થિતિ જોઈ 'શોકથી શિથિલ દેહ અને મતિવાળો થએલો આ રાજા પ્રલયકાળના સમયે જાણે મેરુ ચલિત થતો હોય, અમાપ મહોદધિ જાણે સૂકાતો હોય, સૂર્યમણ્ડલ માત્રથી દેખાતો જાણે આથમતો હોય,' એવો લાગે છે. પ્રતિહારી શોકગ્રસ્ત થઇ ચાલી જાય છે. રામના ગયા પછી શૂન્ય થએલી અયોધ્યાનું કંચુકી વર્ણન કરે છે, અને સૂચવે છે કે મહારાજા દશરથ કૌશલ્યા અને સુમિત્રા સાથે બેઠા છે. રાણીઓ પોતાના શોકને દબાવી રાજાની પાસે બેઠી છે. દશરથ રાજા ઉભા થઇ થઇને પડે છે અને જે દિશામાં રામ ગયા છે તેને જ જોયાં કરે છે

पतत्युत्थाय चोत्थाय हाहेत्युच्चैर्लपन् मुहुः ।
दिशं पश्यति तामेव यया यातो रघूद्वहः ॥'

મિશ્ર વિષ્કમ્ભક પૂરો થાય છે.

વિલાપ કરતા દશરથ રાજા અને રાણીઓનો પ્રવેશ થાય છે. વિલાપ ઉત્કટ છે. અને દશરથ રાજાની સ્થિતિ બરાબર ધ્યાનમાં ન હોય તો એ ઉત્કટતા જરા ઘૃણા પણ ઉત્પન્ન કરે. પણ ઘડપણ, રાજકાજમાંથી નિવૃત્ત થવાની વૃત્તિ, વ્હાલામાં વ્હાલા પુત્રને રાજ્ય સોંપવાની અભિલાષા, અને પોતાના હાથે જ ભદ્રાસન ઉપરથી ઉતારી એને વનમાં ધકેલવો–આ બધું ધ્યાનમાં આવતાં દશરથનો શોક સામાજિકોમાં સહજ રીતે સંક્રાન્ત થઇ જાય છે. પોતાના હાથે જ પોતે દુઃખ માથે વ્હોર્યું છે એવી કઠોરતાનો ભાવ કદી ઉત્પન્ન થાય, પણ રાજાને જોયા પછી એ ભુલાઈ જવાય, અને વચનભંગ કરવા કરતાં આટલું અગાધ દુઃખ સહન કરવાનું પસંદ કરતા આ રાજા તરફ માન પણ ઉત્પન્ન થાય.

રાજા શોકમાં બક્યા કરે છે, ઉન્મત થાય છે, રામ સીતા અને લક્ષ્મણને બોલાવ્યા કરે છે, અને નસીબને ઉપાલંભ આપે છે, 'મને વાંઝીઓ કેમ ન કર્યો, રામને બીજા રાજાનો પુત્ર કેમ ન કર્યો, અને કૈકેયીને વનમાં વાઘણ કેમ ન કરી?' ઉન્માદમાં રાણીઓને ઓળખી શકતો નથી; કૌશલ્યાને પૂછે છે 'તું કોણ છે?' એ રામની માતા છે એમ જાણી એને અભિનન્દન આપે છે. 'કૌશલ્યા તું સારવાળી છે. તેં તો ખરે રામને ગર્ભમાં ધારણ કર્યો. પણ હું આ અગ્નિ જેવા દુઃખને સહન કરી શકતો નથી અને દૂર પણ કરી શકતો નથી.' સુમિત્રાને જોઇ પૂછે છે 'આ બીજી કોણ છે?' કૌશલ્યા કહેવા જાય છે, 'મહારાજ વત્સ લક્ષ્મણ–' રાજા ઉભો થઇ જાય છે, 'ક્યાં છે ક્યાં છે એ લક્ષ્મણ? અરે દેખાતો નથી. હાય–' રાણીઓ ઉભી થઇને રાજાને ટેકવે છે.

થોડીક વાર પછી કંચુકી સુમંત્ર સારથિના વનમાંથી પાછા આવ્યાની ખબર આપે છે. સુમન્ત્ર એકલો રથ સાથે આવ્યો છે જાણી રાજા મૂર્છા ખાઇ પડે છે. ધીમે ધીમે શુદ્ધિમાં આવી લવે છે 'જો રથ શૂન્ય જ આવ્યો હોય તો મારો મનોરથ ભાગી ગયો.

ખરેખર એ તો કાળે દશરથને લેવા મોકલેલો રથ છે.' સુમન્ત્ર આવે છે, એની સાથે રાજા ગાંડાની જેમ બોલ્યા કરે છે. સુમન્ત્ર અવકાશ મળતાં ખબર આપે છે 'शृङ्गिबेरपुरे रथादवतीर्यायोध्याभिमुखाः स्थित्वा सर्व एव शिरसा प्रणम्य विज्ञापयितुमारब्धाः ।

कमप्यर्थं चिरं ध्यात्वा वक्तुं प्रस्फुरिताधराः ।
बाष्पस्तम्भितकण्ठत्वादनुक्त्वैव वनं गताः ॥

'શૃંગીવેરપુર આગળ રથમાંથી ઉતરી અયોધ્યા તરફ મુખ કરી ઉભા રહી બધાએ મહારાજને મસ્તક નમાવી વિજ્ઞપ્તિ કરવાનો પ્રયત્ન કર્યો.' પણ 'બહુવાર સુધી મનમાં કાંઇક ઘોળી ઘોળી બોલવા માટે ઓઠ ફફડાવ્યા પણ ગળે આંસુથી ડચુરો બાઝતાં કાંઇ પણ કહ્યા વિના જ ચાલ્યા ગયા.'

આ વર્ણન ઉપર ટીકા કરવી એ રસભંગ કરી કવિને અન્યાય કરવા બરાબર છે. સહૃદયોનાં મર્મ ભેદવા એ સમર્થ છે. રાજા ઉદ્‌ગાર કહાડે છે–'શું કાંઇ પણ બોલ્યા વિના જ વનમાં જતા રહ્યા?' રાજા ગાઢ મૂર્છામાં પડે છે. સુમન્ત્ર કંચુકી મારફત અમાત્યોને કહેવડાવે છે કે મહારાજ નિરુપાય દશામાં વર્તે છે. રાજા જાગે છે,–કૈકેયીએ પોતાના સર્વ મનોરથો ભાગી નાખ્યા એવું કરુણ કથન કરી કૈકેયીને સંદેશો મોકલાવે છે, 'રામ ગયો. તારૂં પ્રિય થાઓ. મને પણ પ્રાણ છોડે છે. પુત્રને જલદી બોલાવ. પાપ સફળ થાઓ.' સુમન્ત્ર સંદેશો કહેવા જાય છે.

દશરથ અન્તિમ દશાએ પ્હોંચે છે; પોતાના પૂર્વજોને જુએ છે. ધીમે ધીમે બેભાન થાય છે. કંચુકી રાજા ઉપર ચાદર ઢાંકે છે. બીજો અંક પૂરો થાય છે.

રામના વનવાસનું પરિણામ આવી ગયું. દશરથ રાજાની અન્તિમ સૂચના પ્રમાણે કૈકેયીએ ભરતને બોલાવ્યો હશે.

ત્રિજા અંકના પ્રવેશકમાં કવિ સામાજિકોની તંગ મનોદશાને સ્થિતિ બદલી જરા શિથિલ કરે છે. સ્થળ અયોધ્યા નગરીની બ્હાર પ્રતિમાગૃહ છે. સુધાકાર–ચુનો દેનાર–બધું સાફસુફ કરી આર્ય સંભવકની આજ્ઞા પ્રમાણે પોતે બધું કર્યું છે એમ કહી સુવે છે. ત્યાં એક ભટ–સીપાઇ–એની પાસે આવી એને લગાવે છે, અને ગાળ દઈ કાંઇ કામ કરતો નથી એમ કહી ફરી લગાવે છે. સુધાકાર ઉંઘમાંથી જાગતાં ચીડાય છે અને થોડીક વાર એ ભટના સામુ બોલે છે; પણ વધારે માર પડતાં એ રોઇ પડે છે અને પોતાનો અપરાધ જાણવા માગે છે. ભટ–'ના, અપરાધ નથી કર્યો! મેં સંદેશો ન્હોતો મોકલાવ્યો કે રામના રાજ્યભ્રંશને લીધે સ્વર્ગ પામેલા મહારાજ દશરથના પ્રતિમાગૃહને જોવા કૌશલ્યા આદિ આખું અન્તઃપુર આવવાનું છે? અંહીઆ તેં શું કર્યું છે?' સુધાકાર કબુતરના માળા વગેરે કહાડી નાંખી પોતે કરેલું સાફસફનું કામ બતાવે છે. ભટ સંતોષ પામી એને જવાનું કહે છે. પ્રવેશક પૂરો થાય છે.

અયોધ્યાના માર્ગમાં રથમાં બેઠેલો ભરત અને સારથિ પ્રવેશ કરે છે. ઘણાં વર્ષોથી આ રાજકુમાર મોસાળમાં રહેલો છે. અયોધ્યાના વૃત્તાન્તથી તે બીનવાકેફ છે. ભરત દાખલ થતાં કહે છે 'સૂત ! લાંબા કાળથી મોસાળમાં રહેવાથી વૃત્તાન્તથી અવિજ્ઞાત છું. મેં એમ સાંભળ્યું છે કે મહારાજની તબીઅત બહુ બગડેલી છે. તો કહો કે પિતાને શો વ્યાધિ છે ?' સારથિ–'મોટો હૃદયપરિતાપ છે.' ભરત સ્પષ્ટીકરણ અર્થે પ્રશ્નો પૂછે જાય છે. જવાબમાં જાણે છે કે આશા દૈવની છે. સારથિ તને ત્વરાથી રથ હાંકવા કહે છે. રથ વેગથી ચાલે છે. ભરત રથવેગનું વર્ણન કરે છે. સારથિ વૃક્ષોની ઘટા ઉપરથી અયોધ્યા પાસે આવ્યાનું જણાવે છે. ઘણા વર્ષે ઘેર આવતાં ભરતના મનમાં કાંઈ કાંઇ વિચારો આવે છેઃ 'હું સ્વજનને જોવા ઉત્સુક હોવાથી મારૂં મન કેવી ત્વરા કરે છે! મારૂં શિર પિતાના પગમાં જાણે પડ્યું, સ્નેહાળ રાજાએ જાણે મને ઉભો કર્યો, ભાઈઓ બધા એકદમ ભેગા થઇ ગયા, માતાઓ આંસુથી જાણે મને ભીંજવે છે. પિતાજીના જેવો છે, મહાન છે, પ્રૌઢકાય છે એ રીતે સેવા સાધે નોકરો જાણે મારી સ્તુતિ કરે છે, અને લક્ષ્મણને મારાં વેષ અને ભાષા ઉપર જાણે હસતો જોઉં છું.' સારથિ કુમારના આ વિચારો સાંભળી નીસાસો મુકે છે. 'કુમાર નિષ્ફળ આશા રાખી અયોધ્યામાં પ્રવેશ કરે છે, જાણતાં છતાંએ અમે જણાવતા નથી. પિતાનો પ્રાણત્યાગ, માતાની ઐશ્વર્યલુબ્ધતા, અને મોટાભાઇનો પ્રવાસ આ ત્રણ દોષોને કોણ જણાવે ?'

એક ભટ આવી ભરતને મળે છે. ઉત્સુક ભરત પૂછે છે 'શું શત્રુઘ્ન મારી સામે આવ્યો છે !' ભટ જણાવે છે 'તે આવ્યો છે; પણ ઉપાધ્યાયોએ કહ્યું છે કે એક નાડિકા પછી કૃત્તિકા પૂરી થશે. રોહિણી બેઠા પછી કુમારે પ્રવેશ કરવો.' ભરત ગુરુજનની સૂચનાને માન આપે છે. વિશ્રામ ક્યાં કરવો એની શોધ કરતાં વૃક્ષોમાંથી દેવકુલ દેખાય છે. ત્યાં જઇ દેવતાપૂજન અને વિશ્રામ લેવાની ઇચ્છા કરે છે; રથને ઉભો રખાવે છે. પોતે ઉતરી ઘોડાને વિશ્રાન્તિ આપવાનું કહી દેવકુલમાં દાખલ થાય છે. પોતે આ દેવકુલથી અજ્ઞાત છે એમાં કાંઇ આશ્ચર્ય નથી. જૂનો રાજા મરી જાય અને તેની પ્રતિમા થાય ત્યારે જ એ મંદિર તરફ સાધારણ રીતે ધ્યાન ખેંચાય. અને વળી વધારામાં ભરત લાંબાકાળથી મોસાળમાં રહેલો હોવાથી તેને એની ખબર ન હોય એ તદ્દન સ્વાભાવિક છે. આમ આ કવિકલ્પિત પ્રસંગની સહજતા વિષે શંકા લાવવાનું કારણ નથી.

પુષ્પો અને અક્ષત ગોઠવેલાં છે, એમાંથી બલિ દેખાય છે, ભિંતો ઉપર ચંદનના થાપા મારેલા છે, દ્વારોને માળાઓ લટકાવી સુશોભિત કરેલા છે, રેણુ પાથરેલી છે. આ બધી વ્યવસ્થા જોઈ ભરતને શંકા થાય છે 'આજે કાંઇ પર્વ છે એટલે આ તૈયારી છે કે એતો હમેશનો રીવાજ છે ?' 'આ કયા દેવનું સ્થાન હશે.' દેવને ઓળખવા ચિહ્ન શોધવા પ્રયત્ન કરે છે, 'અંહીઆ કાંઇ આયુધ અથવા ધ્વજ જેવું બાહ્ય ચિહ્ન દેખાતું નથી.'

ભરત અંદર પ્રવેશ કરે છે, મૂર્તિઓ જોઇ પોતાનો આનંદ વ્યક્ત કરે છે. 'અહો પાષાણોનું ક્રિયામાધુર્ય ! અહો આકૃતિઓની ભાવગતિ ! દેવને ઉદ્દેશીની કરેલી છે છતાં આ પ્રતિમાઓ માનુષતાનો વિશ્વાસ કરાવે છે.' દેવોની સંખ્યા જોઇ કહે છે 'શું આ ચતુર્દૈવત સ્તોમ–ચાર દેવોનો સમૂહ–છે ?' નમસ્કાર કરવાનો

વિચાર કરે છે. પણ મન્ત્રોચ્ચાર વિના દેવોની અર્ચા કરે છે એટલે એ પ્રણામ વાર્ષલ (વૃષલ એટલે શૂદ્ર કરે એવો) થવાનો. પ્રણામ કરવા જાય છે એટલામાં દેવકુલિક દાખલ થાય છે, અને એ પ્રતિમાઓને મળતા પુરુષને જોઇ આશ્ચર્ય પામે છે. તે ભરતની પાસે જાય છે. ભરત ' નમોસ્તુ ' કહી મૂર્તિઓને નમસ્કાર કરવા જાય છે ત્યાં એને રોકે છે. ભરત કારણ પૂછતાં તે જણાવે છે ' તે દેવો નથી પણ ક્ષત્રિયો છે.' ક્ષત્રિયો છે એમ જાણી ભરતને વિશેષ જિજ્ઞાસા થાય છે. ભરત–' એમ કે ? આ ક્ષત્રિયો છે ? એ કયા ? ' દેવકુલિક–' ઇક્ષ્વાકુઓ.' ભરત આનંદ પામે છે. 'ઇક્ષ્વાકુઓ! આ તો તે અયોધ્યાના માલિકો, દેવોને અસુરપુરનો નાશ કરવામાં મદદ કરનારા, પોતાના સુકૃત્યોથી સકલ પ્રજા સાથે ઇંદ્ર લોકમાં જનારા, એ પોતાના ભુજબલવડે આખી વસુમતી–પૃથ્વી–મેળવનારા, અને મૃત્યુ પણ એમની ઇચ્છા પ્રમાણે વર્તનાર હોવાથી દીર્ઘકાળ સુધી અંત નહિ પામેલા !' ભરત પ્રત્યેકના નામ જાણવા પ્રયત્ન કરે છે, 'કહો આર્ય આ કોણ ?' દેવકુલિક ક્રમે ક્રમે દરેકના પ્રસિદ્ધ કાર્યોના ઉલ્લેખ પૂર્વક નામો સૂચવે છે. વિશ્વજિત યજ્ઞનો પ્રવર્તાવનાર ધર્મપ્રદીપ પ્રજ્વલિત કરનાર દિલીપ, દાનવીર રઘુ, પ્રિયાવિયોગની ગ્લાનિથી રાજ્યભાર છોડી સતત અવભૃથ સ્નાનથી પવિત્ર થએલ અજ. ભરત એ બધાને નમસ્કાર કરે છે. એની દૃષ્ટિ ચોથી પ્રતિમા ઉપર પડે છે, પણ એનું નામ પૂછવાને બદલે ભરત પૂછે છે ' અરે! બહુમાનથી ચિત્ત વ્યાક્ષિપ્ત થતાં બરાબર ધ્યાનમાં ન રહ્યું. કહો જોઇએ આ કોણ ? ' એમ ફરીથી દરેક વિષે પ્રશ્ન પૂછે છે.

દે. કુ.–'આ દિલીપ,' ભ–'મહારાજના પિતૃપિતામહ, પછી?' દે. કુ.–'અત્રભવાન્ રઘુ,' ભરત–'મહારાજના પિતામહ, પછી?' દે. કુ.–'અત્રભવાન્ અજ,' ભ–'તાતના પિતા' (ફરીથી પૂછે છે) 'શું શું ?' દે. કુ.–'આ દિલીપ, આ રઘુ, આ અજ.' ભરતનું મન એક શંકાનું આલંબન કરે છે, અને પૂછે છે 'આપને કાંઇક પૂછવું છે; જીવતાંઓની પણ પ્રતિમા સ્થપાય છે ?' દેવકુલિક ભાર દઈ જવાબ આપે છેઃ 'નહિ જ. આતક્રાન્તોની જ.'

આ પ્રસંગના નિરૂપણમાં કવિની અદ્‌ભુત કળાનું તેમ જ ચિત્તવ્યાપારના સૂક્ષ્મ ગ્રહણનું દર્શન થાય છે. ભરત આનંદ ઉત્સાહ ભર્યો મંદિરમાં દાખલ થાય છે, અને આ ઇક્ષ્વાકુઓ છે જાણી પોતાને દર્શન માટે ધન્ય માને છે. દરેકનાં નામ જાણે છે, પણ ચોથી પ્રતિમા જોતાં પિતાજીની માંદગીના જ્ઞાનના સંસ્કાર અનિષ્ટ દુઃખકારક જ્ઞાન તરફ જતાં ચિત્તને રોકે છે. ચિત્તના આવા વ્યાપાર સ્પષ્ટ ભાનથી થતાં નથી, પણ સંસ્કારોના કાર્યના પરિણામ પ્રમાણે ચિત્ત પ્રવૃત્તિ કર્યા કરે છે. અનિષ્ટ તરફ જવાની મન કેવી ના પાડે છે તેનું આમાં સુરેખ દર્શન થાય છે. પિતાના વિચારની આજુ બાજુ ચિત્ત ખેલ્યા કરે છે–એ ભરત જે રીતે 'આ પિતાજીના પ્રપિતામહ' એમ દરેકને ઓળખે છે એ ઉપરથી દેખાઇ આવે છે. પિતાજીને મળવાની ઉત્કટ અભિલાષા અનિષ્ટ જ્ઞાનના ગ્રહણમાં અન્તરાયરૂપ થાય છે; પણ બીજી બાજુ બાહ્ય પરિસ્થિતિ એના ચિત્તમાં દાખલ થવા આઘાત કર્યા જ કરે છે, અને એ રીતે વિચારોની ખેંચતાણ થાય છે. બાહ્ય પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થવાના જ્ઞાનની સંભાવના અને મનના તે ગ્રહણ ન કરવાના પ્રયત્નના વિરોધમાંથી શંકારૂપે એક આશા પેદા

થાય છે; અને ભરત છેવટનો સવાલ પૂછે છે. પણ અતિક્રાન્તોની જ પ્રતિમા થાય છે એ ખબર મળ્યા પછી એનું મન પાછું પડે છે. ચિત્ત આ છેવટના આઘાતને જવાબ આંધળું થઇ આપે છે. ભરત દેવકુલિકને આગળ પૂછ્યા વિના જ રજા માગે છે. પણ આથી તો દેવકુલિકનું આશ્ચર્ય વધે છે અને એ સુવાનને ઉભો રાખી પૂછે છે 'જેણે પ્રાણ અને રાજ્ય સ્ત્રીશુલ્ક માટે સજી દીધા એ દશરથની પ્રતિમા વિષે તું કેમ પૂછતો નથી?' ભરત 'હા તાત' કહી બે ભાન થઇ પડે છે. આ રીતે જે અનિષ્ટ જ્ઞાનથી ચિત્ત દૂર નાસવા ફાંફાં મારતું હતું તે અનિષ્ટ બીજાં ઘોરતર અનિષ્ટો સાથે તેના ઉપર આઘાત કરે છે, અને ચિત્તને વિહ્વલ થઇ મૂર્છિત થાય છે.

ભરત ભાનમાં આવે છે, પણ હવે બીજી જાતનો જ ભરત આપણે જોઇએ છીએ. આનંદી નિર્દોષ અલ્હેલો રાજકુમાર હવે એ નથી. એક ક્ષણમાં-રાજકુલમાં થએલી ઉથલ પાથલ જાણી લે છે, અને એનું પ્રયોજન પોતે છે એ સમજી લે છે. એના પવિત્ર ચિત્તને આ મોટું કલંક લાગે છે, અને એ દૂર કરવાને તૈયાર થએલું ચિત્ત બીજી દિશામાં જ વિકાસે છે, પરિણમે છે.

જાગતાંની સાથે ભરતને પોતાના ચિત્તની દશાનું ભાન થાય છે. હૃદય! તારી કામના પૂરી કર. જેની તું શંકા કરતું હતું તે પિતૃમરણ સાંભળ. તો પણ ધૈર્ય પામ પણ આ નીચ શુલ્ક શબ્દ મને અડકે તો તો ખરેખર આ દેહની વિશુદ્ધિ જ કરવી પડશે.' એટલે દેહની અગ્નિદ્વારા શુદ્ધિ કરવી પડે. ભરત દૃઢતાથી બોલાવે છે 'આર્ય!' દેવકુલિકને વ્હેમ આવે છે અને પૂછે છે "આપ કૈકેયીના પુત્ર તો નહિ ને? ભરત-'હા, હા, દશરથ-પુત્ર ભરત, કૈકેયીનો નહિ." શુલ્કના દોષથી અસ્પૃષ્ટ રહેવા ભરત માતાનો અસ્વીકાર કરે છે. દેવકુલિક-'તો તો આપની રજા લઉંછું.' ભરત-'ઉભો રહે! બાકીનું કહી દે.' દેવકુલિક દશરથના મરણની અને રામાદિના વનગમનની ખબર આપે છે. ભરતને અતિશય આઘાત લાગે છે. દેવકુલિક આશ્વાસન આપે છે. ભરત કહે છે 'પિતા અને ભ્રાતાથી ત્યજએલી અટવી થએલી અયોધ્યા તરફ પાણી વિનાની નદી તરફ તરસ્યાની જેમ હું જાઉં છું.' એકવાર આ દુઃખદ બનાવ તરફ મન વળ્યા પછી એ જ દિશામાં વેગથી મન દોડે છે, અને વધારે જાણવા માગે છે. ભરત કહે છે કે બધું વિસ્તારથી સાંભળવાથી એનું મન સ્થિર થશે. દેવકુલિક વિસ્તારથી કહેવા માંડે છે. પણ એને બોલતો અટકાવી પોતાની કલ્પનાવડે બધું કહી દે છે, અને છેવટે ઉમેરે છે 'પ્રજાજનો મને ધીટકાર આપે છે.' ભરત મૂર્છિત થઈ પડે છે. એટલામાં પ્રવેશકમાં સૂચવ્યા પ્રમાણે કૌશલ્યાદિક આવતાં જણાય છે. દેવકુલિક કહે છે 'યોગ્ય સમયે રાણીઓ આવી. પુત્ર મૂર્છા પામ્યો છે તે સમયે માતાનો સ્પર્શ જલાંજલિ સમો થશે.'

સુમન્ત્ર આવે છે. રાણીઓને માર્ગ બતાવે છે; અને આ ઉંચા પ્રતિમાગૃહનું વર્ણન કરે છે. પણ ભરતને પડેલો જોઇ રાણીઓને રોકે છે. 'પ્રવેશ ન કરશો, ન કરશો. આ કોઇ ઉમ્મર લાયક રાજાના જેવો પડ્યો છે.' દેવકુલિક-'પરશંકા કરવાની જરૂર નથી. એને ભરત જાણો.' દેવકુલિક ચાલ્યો જાય છે. રાજમાતાઓ એક-

દમે અંદર આવે છે, અને ' બેટા બેટા ' કહી પ્રલાપ કરે છે. ભરત કાંઇક શુદ્ધિમાં આવે છે, અને ' આર્ય ' કહી સુમન્ત્રને બોલાવે છે. સુમન્ત્ર જાણે દશરથ જ બોલે છે એમ સ્વરસાદસ્યથી ઘડીભર ભુલી જઇ ' મહારાજ ' કહી સંબોધવા જાય છે; પણ 'મહા' કહી અટકી જાય છે. ભરત પૂછે છે ' અત્યારે માતાઓની શી અવસ્થા છે. ? ' માતાઓ જ જવાબ આપે છે 'બેટા આ અમારી અવસ્થા છે,' અને પોતાનું ઓઢણું ખસેડે છે. ભરતને બરાબર ભાન આવે છે. અને સુમન્ત્રને પૂછે છે ' આપ સુમન્ત્રને ' ? સુમન્ત્ર હા પાડે છે, અને પોતાને ' શૂન્ય રથના સારથિ ' તરીકે ઓળખાવે છે. ભરત માતાઓને નમસ્કાર કરવાનો ક્રમ સૂચવવા સુમન્ત્રને કહે છે. પ્રથમ કૌશલ્યાને "હું નિર્દોષ છું ' કહી નમસ્કાર કરે છે. કૌશલ્યા એને નિઃસન્તાપ થવા કહે છે, પણ ભરતને એમ લાગે છે જાણે કૌશલ્યા એને મ્હેણું મારે છે. સુમિત્રાને નમસ્કાર કરે છે. પછી કૈકેયીને ઉદ્દેશી સુમન્ત્ર કહે છે, 'આ તારી જનની.' ભરત રોષથી ભભુકી ઉઠે છે " આ પાપીણી ગંગા અને યમુના વચ્ચે પેસી ગએલી કોઇ કુનદીને જેમ મારી માતા અને માતા વચ્ચે તું શોભતી નથી.' અતિ કર્કશ વચનો ભરત બોલે છે, અને માતાએ ઉભી કરેલી પરિસ્થિતિનું કલંક પોતા ઉપર આવે છે એ ભાનથી ઉત્પન્ન થતો ક્ષોભ અને પોતાને એ કૃત્યના ફળ સાથે કોઇપણ જાતનો સંબંધ નથી એ બતાવવાની તીવ્ર ઇચ્છા એ બન્ને જો ધ્યાનમાં ન રહે તો–માતા અનેક વર્ષો પછી મળતાં, આ જાતનાં વચન અક્ષમ્ય ગણાય; અને છતાં એ બોલ હૃદયને ચીરી નાંખે એવા છે, અને સહૃદય પ્રેક્ષક કે વાંચક માટે તરત સમાધાન કરવું કઠિન છે. કૈકેયી ધૈર્યથી શાન્ત ઉત્તર આપે છે–' બેટા મેં શું કર્યું છે ? ' ભરતના ઉત્તરમાં સૌથી પ્રથમ એના મનને જે વસ્તુ ખુબ દુભવે છે તે આવે છે. ' શું કર્યું એમ બોલે છે ? અમને અપજશથી યુક્ત કર્યા, આર્યને વલ્કલથી યુક્ત કર્યા, રાજાને ગૃહમૃત્યુથી ' ઇત્યાદિ. ' અમને અપજશથી યુક્ત કર્યા ' આ ભાનથી ભરત ધુંધવાઇ ગયો છે. કૈકેયી કાંઇ જવાબ આપતી નથી. કૌશલ્યા આચાર પ્રમાણે જનનીને વન્દવા કહે છે. ભરત એને માતા ગણવાની ના પાડે છે. 'લોકમાં હું સૌથી પ્રથમ ધર્મને મુકું છું. ભર્તૃદ્રોહના ( અધર્મથી ) માતા પણ અમાતા થાઓ.' આ આઘાત કૈકેયી માટે સખત છે. શાન્ત રહેલી કૈકેયી શાન્તિથી પણ કરુણ સ્વરે જવાબ આપે છે 'બેટા મહારાજના સત્ય વચનનું રક્ષણ કરવા હું તેમ બોલી.' ભ–'શું શું બોલી ? કૈ–'મારો દીકરો રાજા થાય.' ભરત પૂછે છે 'તો શું રામ તમારો પુત્ર નહિ ? શું મારા પિતાનો એ ઔરસ નથી, શું ક્રમ પ્રમાણે એ અભિષેકને યોગ્ય ન હતો, ભાઇઓમાં સ્નેહ ન હતો, પ્રજાને શું એ ન્હોતો રુચતો ? ' કૈકેયીને જાણે વસ્તુસ્થિતિનો સ્ફોટ ન કરવો હોય એમ, ભરતને આ વિષયમાં વધારે બોલતો અટકાવવા ઇચ્છતી હોય એમ, કહે છે 'શુલ્કલુબ્ધને શું પૂછવું ? ' પણ ભરત આ દેખીતા દોષસ્વીકારથી મૂક ન થતાં ઉલટો પૂછે છે 'શુલ્કમાં વનવાસ પણ કહેલો હતો ? ' કૈકેયી એક ગૂઢ જવાબ આપે છે, 'બેટા યોગ્ય સ્થળે અને સમયે જણાવીશ.' પણ ભરતને તો પોતાની જાત ઉપર આવેલું કલંક–કારણ કે ભરતને રાજ્ય મળે તે માટે આ બધી ઉથલપાથલ થએલી છે–તે જ સાલ્યા કરે છે, અને એની એ જ વાત જૂદી જૂદી રીતે કહે છે. 'તમને અપજશમાં જો લોભ હતો, તો મારું નામ શા માટે લીધું ? કયા કારણથી આ ખોટું કર્યું ' ? ઇત્યાદિ; અને કૈકેયીના આ કૃત્યથી નિષ્પન્ન થએલી દશા વર્ણવી ફરી અફસોસ કરે છે. 'તેં રાજ્યના લોભથી રાજાના

પ્રાણ ગયા એ ન ગણકાર્યું, મોટા દીકરાને વન મોકલી દીધો; અરે જનકતનયાને વલ્કલવતી જોઇને તારું દીલ ન ફાટયું ? અહો વિધાતાએ વજ્રકઠિન હૃદય સર્જ્યું છે.' કૈકેયી ઉત્તર નથી આપતી.

સુમન્ત્ર કહે છે 'વસિષ્ઠ અને વામદેવ પ્રકૃતિ સાથે અભિષેક લઇ આવે છે; પ્રજા રાજા વિનાની ન રહેવી જોઇએ.' ભરત કહે છે 'પ્રકૃતિઓ મારી પછવાડે આવે.' સુમન્ત્ર આશ્ચર્યથી પૂછે છે 'અભિષેક છોડી આપ ક્યાં જાઓ છો ?' ભરત અભિષેકનું નામ સાંભળી ઉછેડાય છે, 'અભિષેક ?' ( કૈકેયીને ઉદ્દેશી) 'આ બાઈ સાહેબને આપો.' સુમન્ત્ર પૂછે છે 'આપ ક્યાં જશો ?' ભરત–'ત્યાં જાઉં છું કે જ્યાં એ લક્ષ્મણપ્રિય છે. તેના વિના અયોધ્યા અયોધ્યા નથી; જ્યાં રાઘવ છે ત્યાં અયોધ્યા છે. **तत्र यास्यामि यत्रासौ वर्तते लक्ष्मणप्रियः। नायोध्या तं विनायोध्या सायोध्या यत्र राघवः॥'**

ભરત ચાલ્યો જાય છે. પ્રતિમાગૃહનો પ્રસંગ પૂરો થાય છે. ત્રિજો અંક પણ પૂરો થાય છે.

આખા નાટકનું નામ આ પ્રસંગ ઉપરથી પડ્યું છે. આ નાટકમાં કવિનું વિશિષ્ટ નિર્માણ પણ આ અંક જ છે. આ પ્રસંગનું આખા કાર્યની દૃષ્ટિએ મહત્ત્વ વિચારવા જેવું છે. પ્રથમ અંકમાં રાજ્યાસન ઉપર આરૂઢ થતા રામને ત્યાંથી ઉતારી ચૌદ વર્ષ માટે વનવાસ કરવા મોકલવામાં આવે છે. બીજા અંકમાં દશરથ સુમન્ત્રના મુખે રામની વનમાં ચાલ્યા જવાની ખબર સાંભળી ભરતને સત્વર બોલાવવા કૈકેયીને કહેવડાવી દેહ છોડે છે. ત્રિજામાં ભરત આવે છે. શુલ્કના ન્યાયથી મળેલું રાજ્ય તે ભોગવશે એમ સાની અપેક્ષા છે; અને ભરત સાધારણ સ્વાર્થી માણસ હોત તો સરલક્રમમાં તે રાજા થાત અને રામ પ્રથમ અંકમાં કંચુકીને કહે છે તે પ્રમાણે તો તે અન્યાય્ય પણ ન ગણાત; અને રામ ચૌદ વર્ષ પછી યોગ્ય લાગત તો અયોધ્યા પાછા આવત, અને એ પ્રમાણે, દેખીતી રીતે કૈકેયીની ઇચ્છાથી ઉત્પન્ન થએલો વસ્તુસ્થિતિનો ફેરફાર પોતાનું સહજ પરિણામ પામત. પણ દુનીઆમાં ફેરફારો એમ સરળતાથી માણસનું ધારેલું પરિણામ પામતા નથી. આ ઉથલપાથલનું દેખીતું પ્રયોજન તો ભરતને ગાદી મળે એ છે, જો કે રામની શ્રદ્ધા એમાં કાંઇક ભાવી ગુણ જુએ છે. કૈકેયી પોતે ઐશ્વર્યલુબ્ધ છે એમ એને જોયા પછી લાગતું નથી, જો કે અમુક વસ્તુ ગૂઢ રાખવા પોતે એ દોષ સ્વીકારી લે છે. આથી આખા નાટકના અન્તિમ પ્રયોજક વિષે કુતૂહલ પેદા થાય છે. પણ અત્યારે તો અન્તિમ રહસ્યથી અજ્ઞાત માણસની દૃષ્ટિએ વિચાર કરતાં કૈકેયીની સ્વાર્થી દેખાતી ખટપટ વિલક્ષણ પરિણામ પામે છે.

ગમે તે હેતુથી કૈકેયીએ આ પ્રવર્તનનાં બીજ રોપ્યાં. પણ એક વાર પ્રવર્તન શરૂ થયા પછી અપેક્ષિત ફળનું નિયંત્રણ એ પ્રવર્તન ઉપર રહેતું નથી. પ્રવર્તન પોતા સાથે સંબંધ ધરાવનાર વ્યક્તિઓની વૃત્તિઓને પ્રેરે છે, અને તેઓ પોતપોતાના સ્વભાવ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે; અને આ બધી પ્રવૃત્તિઓ એક બીજા ઉપર અસર કરી મૂળ પ્રવર્તનને જટિલ બનાવે છે, અને તેની દિશા બદલી નાખે છે. આવાં જટિલ પ્રવર્તનો મહાકવિઓ જ કળા દ્વારા બતાવી શકે છે; અને નિયતિના જેટલા જ બળથી કવિ અકલ્પ્ય છતાં સહજ રીતે, માણસની અપેક્ષાથી વિરુદ્ધ છતાં બન્યા પછી નિયત તરીકે સ્વીકારાય એવાં પરિણામો બતાવી શકે છે.

ભરતને રાજ્ય મળે તે માટે કૈકેયીની પ્રવૃત્તિને સાધારણ રીતે તેના વિરોધીઓ ગણાય તેના તરફથી મુદ્દલ વિરોધ મળતો નથી. લક્ષ્મણ ચીડાય છે, પણ તે તો વનવાસના કારણે. રામ તો એને ન્યાય્ય ગણી ઉદારતાથી અને નમ્રતાથી આદેશ સ્વીકારી વનમાં પ્રયાણ કરે છે. દશરથ પાંજરામાં પડેલા સિંહની જેમ પછાડા મારે છે, પણ સત્ય વચનના બંધનને તોડવાનો, વંશપરંપરાના સંસ્કારથી, એને વિકલ્પ પણ શક્ય નથી. આ રીતે આખા પ્રવર્તનને સફળ થવા માર્ગ ખુલ્લો છે. પણ તે જ સમયે કોણ કલ્પી શકે કે જેને માટે આ બધી ખટપટ થાય છે તેજ એનો વિરોધી થશે? અરે રાજ્ય નહિ સ્વીકારે એટલું જ નહિ પણ પોતાને કાજે થએલી આ ઉથલપાથલ પોતાના ઉપર કલંક જેવી ગણી એ કલંકને દૂર કરવું એ જ પોતાના કર્તવ્યનું પરમ ધ્યેય ગણી એ ઉથલપાથલને મૂળ સ્થિતિ ઉપર લાવવા સમર્થ પ્રયત્ન કરશે? એવું કોણ કલ્પી શકે કે જે બીજા માટે લાભ ગણી પ્રયત્ન થયો હોય તેને તે બીજો જ કલંક ગણી તોડી નાખવા પ્રયત્ન કરશે? પણ આપણે જોયું કે ભરત એમ કરે છે. અને કવિની કુશળતા આ અકલ્પ્ય પરિણામને સહજ રીતે મુકવામાં જ છે, અને પ્રતિમાના પ્રસંગનું એ દૃષ્ટિએ મહત્ત્વ છે. ઉપર જોયું તે પ્રમાણે પ્રતિમાગૃહનો પ્રસંગ જ ભરતને અયોધ્યા જતાં રોકે છે, તે પ્રસંગ જ ભરત પાસે કૈકેયીને ફીટકાર અપાવી અભિષેકનો ત્યાગ કરાવી એને રામ પાસે મોકલે છે; અને દેખીતી રીતે નાટકનું આખું કાર્ય કોઇ અગમ્ય દિશામાં જતું દેખાય છે. આ પ્રસંગના પરિણામે ભરત પોતાના સંકલ્પ બળથી જાણે વિધિના લેખને ફેરવવા ઉદ્યુક્ત થાય છે.

આ રીતે કવિ આ પ્રસંગદ્વારા નાટકના પ્રવર્તનમાં જીવનના જેટલી જટિલતા દાખલ કરી પોતાના પ્રયોજનને સાધવાની પણ તૈયારી કરે છે. લોકો જેને માથે આક્ષેપ મૂકે છે, તેઓની દૃષ્ટિએ આ ઉથલપાથલની જે પ્રેરનારી છે તેનું દર્શન આ પ્રસંગે થાય છે. પણ એને જોતાં એમ જ થાય છે એ કૈકેયી આ ન હોય. અને તેથી આ બધી ઉથલપાથલના સાચા પ્રયોજનની ગૂઢતા વિષે કુતૂહલ થાય છે; એ ગૂઢતા ઉપર 'સત્ય વચનની ખાતર' આદિથી કાંઈક પ્રકાશ પડે છે, પણ વિજળીના ચમકારાની જેમ કાંઇક પ્રકાશ કરી તે પાછું બધું ઢાંકી દે છે અને તેથી પરિણામે કુતૂહલ વધે જ છે. અને આ નાટકનું પ્રયોજન વધારે ગંભીર તત્ત્વોમાં શોધવાની અપેક્ષા ઉત્પન્ન કરે છે. આ રીતે પ્રતિમાગૃહનો પ્રસંગ સાધારણ રીતે અપેક્ષિત દિશામાંથી નાટકના કાર્યને ફેરવી ગૂઢતર અને પારમાર્થિક પ્રયોજન તરફ વાળે છે. આમાં એનું મહત્ત્વ છે.

ચોથા અંકમાં ભરત અને રામનો તપોવનમાં મેલાપ થાય છે, અને ભરત પોતાના માથા ઉપર આવતા કલંકને દૂર કરે છે. તે પ્હેલાં ત્રિજા અંકના બનાવના સારરૂપ એક નાનો પ્રવેશક અયોધ્યાના રાજકુળમાં કવિ મુકે છે. પ્રતિમાગૃહના બારણે રહી ગએલી વિજયા નામની દાસી રાણીઓ સાથે અંદર ગયેલી બીજી નન્દનિકાને વૃત્તાન્ત પૂછે છે,'કૈકેયી સાથે ભરત કાંઇ બોલ્યા કે નહિ?' નન્દનિકા-'બોલ્યા? અરે સામું જોવાએ નથી ઇચ્છતા.' વિજયા-'ઘણું રૂડું થયું. રાજ્યલોભિણીએ રામને રાજ્યભ્રષ્ટ કરી પોતાનું વૈધવ્ય સાધ્યું, અને લોક દુઃખ પામ્યા. ભટ્ટિણી નિર્દય છે. ભુંડું કર્યું એણે.' નન્દનિકા આ વિષે કાંઇ અભિપ્રાય આપતી નથી, પણ ફક્ત એટલી ખબર આપે છે કે ભરત અભિષેક છોડી રામ-તપોવન ગયા છે.

તપોવનના માર્ગ ઉપર રથમાં બેઠેલા ભરત, સુમન્ત્ર અને સારથિ દેખાય છે. ભરત રામને જોવા આતુર થઇ ગયો છે. સુમન્ત્રને પૂછ્યા કરે છે 'ક્યાં છે એ મહારાજનો પ્રતિનિધિ, ક્યાં છે એ સત્ત્વવાળાઓને પણ સુંદર ઉદાહરણરૂપ, ક્યાં છે એ રાજ્યલોભી કૈકેયીના તિરસ્કારરૂપ, ક્યાં છે એ યશનું પાન, ક્યાં છે એ નરપતિનો પુત્ર, ક્યાં છે એ સત્યને અનુચરનારો? મારી માને પ્રિય કરવા જેણે લક્ષ્મીનો ત્યાગ કર્યો તેને—મારા પરમદૈવતને—હું જોવા ઇચ્છુ છું.' આશ્રમ આગળ પ્હોંચે છે, રથમાંથી ઉતરે છે અને નિવેદનનો પ્રસંગ આવે છે. સુમન્ત્ર પૂછે છે નિવેદન કેમ કરવું. ભરત—'કહો કે રાજ્યલુબ્ધ કૈકયીનો પુત્ર આવ્યો છે.' સુમન્ત્ર એમ કહેવા ના પાડે છે, અને સ્હેજ ઠપકો આપતો હોય એમ કહે છે 'ગુરુજનવિષે ભૂંડું બોલવાનું હવે બસ કરો.' ભરત રીસમાં પોતાના માથે દોષ વ્હોરે છે. 'કહો કે ઇક્ષ્વાકુકુલમાં કલંકભૂત ભરત આવ્યો છે.' એ પણ સુમન્ત્ર કહેવાની ના પાડે છે. ભરત પોતે જ પોતાનું નિવેદન કરે છે 'નિર્ઘૃણ, કૃતઘ્ન, પ્રાકૃત, પ્રિયસાહસ કોઇક આપના ઉપર ભક્તિવાળો આવ્યો છે. ઉભો રહે કે જાય.'

આ બધા વચનોથી એક વાત સ્પષ્ટ થાય છે. ભરત એમ જણાવા માગે છે કે આ બધાનો બોજો એના માથે નથી. પોતે મોટાભાઇ ઉપર ભક્તિવાળો છે.

પ્હેલાં અંકમાં વન જતાં જોએલાં રામ સીતા અને લક્ષ્મણ સાથે દેખાય છે; અને પિતાના જેવા સ્વરથી આ કોણ બોલે છે એમ શંકા કરતા આવે છે. લક્ષ્મણને પણ સ્વરસંયોગ બન્ધુજનનું માન પેદા કરે છે. રામને પણ એમ લાગે છે. જાણે ભરતની જ શંકા આવી હોય એમ કહે છે, 'મારૂં હૈયું ભીંજાય છે. વત્સ લક્ષ્મણ એ કોણ છે?'

લક્ષ્મણ ભરતને જુએ છે, રામ જેવો લાગે છે પણ ઓળખતો નથી; સુમન્ત્રને ઓળખી લે છે. ભરત નમસ્કાર કરે છે. લક્ષ્મણે આશીર્વાદ આપી સુમન્ત્રને પૂછે છે 'તાત અત્રભવાન્ કોણ છે?' સુમન્ત્ર ઓળખાવે છે. લક્ષ્મણ આશીર્વાદ આપી રામને ખબર આપવા જાય છે, 'તમારા દર્પણ સમો ભરત આવ્યો છે.' રામને સાનન્દઆશ્ચર્ય થાય છે; સીતાને કહે છે 'મૈથિલિ! ભરતને જોવા નયન વિશાળ કર.' સીતા સાનન્દાશ્ચર્ય પામે છે. રામ ભરતને બોલાવવા લક્ષ્મણને જવા કહે છે, પણ તેને રોકી સીતાને મોકલે છે. 'માન માટે આ જ જાય; માતાના જેવા સ્નેહથી હર્ષાશ્રુ સાથે આ જ બોલાવે.' સીતા જાય છે. ભરત આ 'સ્રીમય તેજને' નમસ્કાર કરે છે. બધાં રામ પાસે જાય છે, ભરત નમસ્કાર કરે છે, રામ પ્રેમથી ભેટે છે. ભરત—'अनुगृहीतोऽस्मि'. સુમન્ત્ર મળે છે. દશરથ રાજાના અવસાનની ખબર મળ્યા પછી પોતે પ્હેલીવાર મળે છે એટલે પાછળ રહ્યો છે. મેલાપથી પિતાના અવસાનનો શોક ફરી જાગે છે. રામ લક્ષ્મણ પાસે પાણી મંગાવે છે. ભરત એને રોકે છે અને સેવાની અભિલાષાથી પોતે પાણી લઇ આવે છે. સીતા પૂછે છે 'આ પણ તમારી સેવા કરશે!' રામ—સુંદર! અહીંઆ લક્ષ્મણ સેવા કરે ત્યાં રહી ભરત મને સેવે!' આ વાતચીતમાંથી સહજ રીતે મુખ્ય વિષય રજુ થાય છે. ભરત કહે છે 'હું પણ દેહથી અહીંઆ જ રહીશ: કર્મવડે ત્યાં રહીશ. તમારા નામથી જ રાજ્યનું રક્ષણ થઇ જશે.' રામ ઉત્તમ રીતે ભરતને સમજાવે છે 'વત્સ કૈકેયીપુત્ર! એમ નહિ. નહિ. હું પિતાના હુકમથી વનમાં આવ્યો છું. વત્સ! અભિમાનથી

કે ભયથી કે ભ્રમથી આવ્યો નથી. હું તને કહું છું આપણા કુલનું ધન સત્ય છે. તમે નીચ માર્ગે કેમ જાઓ છો ?

> पितुर्नियोगादहमागतो वनं
> न वत्स दर्पान्न भयान्न विभ्रमात् ।
> कुलं च नः सत्यधनं ब्रवीमि ते
> कथं भवान् नीचपथे प्रवर्तते ॥ '

સુમન્ત્ર જુએ છે કે ભરત અભિષેક સ્વીકારવાની ના પાડે છે. સત્યને ખાતર રામનો વનવાસનો નિશ્ચય દૃઢ છે; એટલે તે પૂછે છે ' ત્યારે હવે આ અભિષેકનું ઉદક ક્યાં રહે ? ' રામ–' મારી માતાએ કહ્યું છે ત્યાં જ તે રહો. ' ભરત તો બધું એના મનોવિકાર પ્રમાણે જ સમજે છે. ત્રિજા અંકમાં કૌશલ્યાનો આશીર્વાદ એને મ્હેણા જેવો લાગ્યો હતો, અહીંઆં રામને કહે છે ' આર્ય કૃપા કરો. વ્રણ ઉપર ઘા ન કરો. આપણે એક કુળનાં અને પિતાનાં ફરજંદ છીએ. માનો દોષ એ પુરુષોનો દોષ નથી. આ દુઃખી ભરત તરફ જુઓ. ' સીતાનું હૃદય ભરતના વચનોથી પીગળી જાય છે. રામ અફસોસ કરે છે કે આવા પુત્રને જોયા વિના જ દશરથ દેવલોક પામ્યા. ભરતને ખાત્રીપૂર્વક આશ્વાસન આપે છે કે પોતે એને નિર્દોષ માને છે. ભરતના કહેવાથી પોતે જાત પણ ' તારે રાજાનું વચન અન્યથા કરવું યોગ્ય નથી; તારા જેવો પુત્ર પ્રાપ્ત કરી પિતા મિથ્યાભાષી થાય ? ' આ છેવટની દલીલની ભરત ઉપર અસર થાય છે, રામને પાછા લઈ જવાનો આગ્રહ છોડી દે છે; પણ જણાવે છે ' જ્યાં સુધી તપસ્વીજીવનનો સમય પૂરો થશે ત્યાં સુધી હે રાજન્ ! તારા પગ પાસે જ રહીશ.' રામ એમ કરતો એને રોકે છે ' જો રાજ્યને ન રક્ષે તો મારા સમ છે. ' ભરત અનુત્તર થઇ જાય છે. પણ તે રસ્તો શોધી કહાડે છે. ' એક કબુલાત આપો તો તમારા રાજ્યનું રક્ષણ કરૂં. ' રામ પૂછે છે ' શી કબુલાત છે ? ' ભરત–'મારા હાથમાં સાચવવા મૂકેલું રાજ્ય, ચૌદ વર્ષના અન્તે પાછું સોંપવા ઇચ્છું છું. ' રામ સ્વીકાર કરે છે. ભરત સૌની સાક્ષી માગે છે. લક્ષ્મણને ઉદ્દેશી 'આર્ય સાંભળ્યું!' સીતાને ઉદ્દેશી 'આર્યે. સાંભળ્યું ? ' સુમન્ત્રને ઉદ્દેશી ' તાત સાંભળ્યું ? ' સર્વે–'અમે પણ શ્રોતાઓ છીએ. ' વધારાના વરદાનમાં રામની પાદુકા માગી લે છે. ભરતના આ આચરણથી રામ ઉદ્ગાર કહાડે છે,

> ' सुचिरेणापि कालेन यशः किंचिन्मयार्जितम् ।
> अचिरेणैव कालेन भरतेनाद्य संचितम् ॥ '

' બહુ વખત પછી મને જે કંઈ યશ મળ્યો, તે ભરતે અલ્પકાળમાં ભેગો કરી લીધો. ' સીતા વચમાં પડે છે અને ભરતની ' પ્રથમ માગણી આપવા ' વિનવે છે, રામ આપે છે. ભરત પાદુકા ઉપર અભિષેક કરવા કહે છે. રામ પ્રેમ આગળ નમી જઇ કહે છે, ' ભરતને જે ગમે તે બધું કરો. ' સુમન્ત્ર પાદુકાનો અભિષેક કરે છે. ભરતનું હૃદય હળવું થાય છે. ' ' સ્વજન હવે મારા વિષે શ્રદ્ધા રાખશે, નગરવાસીઓને હું ગમીશ,

લોકો. મને જુએ એવો હવે થયો, સ્વર્ગસ્થ રાજાનો હવે શીલયુક્ત વ્હાલો પુત્ર થયો, ગુણશાલી ભાઈઓનો સારો અભિપ્રાય મળશે, મોટી કીર્તિ મળશે, ' ઇત્યાદિ.

રાજપુત્ર રામ ભરતને રાજ્ય બરાબર સંભાળવાનો આદેશ આપી તુરત જ જવા કહે છે. સીતા સ્ત્રી છે, એનું માતૃહૃદય બોલી ઉઠે છે, 'હેં આજે જ ભરત જશે?' ધર્મ-કઠિન રામ ઉત્તર આપે છે ' अलमतिस्नेहेन । આજે જ કુમાર વિજય અર્થે પાછો ફરે. ' ભરત જવાનું સ્વીકારે છે, ' નગરમાં નગરવાસીઓ તને જોવાની આશાથી જ રહેશે. તારા પ્રસાદના દર્શનથી એમને હું ખુશ કરીશ. ' સુમન્ત્ર, દશરથ રાજાનો ઘરડો સારથિ, પોતાનું કર્તવ્ય પૂછે છે. રામ—' તાત ! મહારાજની જેમ કુમારનું રક્ષણ કરજો. ' સુ.—' જો હું જીવીશ તો પ્રયત્ન કરીશ. ' રામ ભરતને પોતાની સમક્ષ જ રથ ઉપર બેસવાનું કહી વિદાય કરે છે. ભરત રથ ઉપર બેસે છે. રામ સીતા અને લક્ષ્મણને લઇ તપોવનમાં ચાલ્યા જાય છે. ચોથો અંક પૂરો થાય છે.

ભરત પોતાના સંકલ્પબળથી પોતાના ઉપરનું કલંક દૂર કરે છે. નાટકના કાર્યની દૃષ્ટિએ રામના રાજ્યસ્વીકારના અન્તરાયો દૂર થઇ જાય છે; અને રાજ્ય સ્વીકાર ન્યાય્ય બને છે. અહીંઆં સહજ પ્રશ્ન થાય કે નાટકનો અંત અહીંઆં ન આવે ? પણ ત્રીજા અંકમાં કૈકેયી અને તેના ઉત્તરો જેણે બરાબર ધ્યાનમાં લીધા હોય તેને આ શંકા નહિ થાય. એ ગુંચ હજી ઉકલી જ નથી.

પાંચમો અંક તપોવનમાં સીતા–રામના આશ્રમ આગળ ઉઘડે છે. સીતા અને તાપસી પ્રવેશ કરે છે.સીતા તાપસી સાથે વાત કરે છે 'આર્યે ! દેવનિર્માલ્ય પુષ્પોથી ભરાઇ ગએલો આશ્રમ વાળીને સાફ કર્યો છે. દેવની પૂજાવિધિ આશ્રમમાં શક્ય વૈભવથી કરી છે. આર્યપુત્ર આવ્યા નથી એટલામાં બાલવૃક્ષોને પાણી પાઉં. ' થોડેક દૂર રામ પ્રવેશ કરે છે. રામનું મુખ ગંભીર અને શોકગ્રસ્ત છે. અભિષેક લઇ આવેલા ભરતને સમજાવી પાછો અયોધ્યા મોકલ્યો છે. ભરત એકલો રાજ્યની ધુરા કેમ વહન કરતો હશે એની રામને ચિન્તા થાય છે. રામ વિનોદ માટે સીતા પાસે જવા ઇચ્છા કરે છે. સીતાને શોધે છે. પાણી પાએલાં વૃક્ષોનાં મૂળ જોઇ રામ તર્ક કરે છે કે સીતા પાસે જ હોવી જોઇએ. એક સુંદર શ્લોકથી તાજાં પાણી પાએલાં વૃક્ષોનું વર્ણન આપે છે.

> भ्रमति सलिलं वृक्षावर्तं सफेनमवस्थितं
> तृषितपतिता नैते क्लिष्टं पिबन्ति जलं खगाः ।
> स्थलमभिपतन्त्यार्द्राः कीटा बिले जलपूरिते
> नववलयिनो वृक्षा मूले जलक्षयरेखया ॥

વૃક્ષના આલવાલમાં રહેલું ફીણવાળું પાણી ફરે છે, તરસથી ઉડી આવેલા પક્ષીઓ ડહોળાએલું પાણી પીતા નથી. કીડા દર પૂરાઇ જતાં જમીન ઉપર દોડી આવે છે, પાણી સમાઇ જવાથી થએલી રેખાથી વૃક્ષો નવવલયવાળાં થયા છે.' સીતા દેખાય છે. આ

રાજપુત્રી અને રાજવધૂને આમ કામ કરતી જોઇ રામને અફસોસ થાય છે, ‘ જેનો હાથ દર્પણ ઝાલતાં પણ થાકે (રામે પ્રથમ અંકમાં સીતા આભૂષણ ધારણું કરે માટે દર્પણ ઝાલેલું તે સ્મરણમાં આવે છે) તે આજે ઘડો લઇને વૃક્ષોને પાણી પાય છે. વન જેમ પોતાની લતાઓને કઠિન કરે છે તેમ સ્ત્રીજનના સૌકુમાર્યને પણ કઠિન કરે છે. ’ રામ સીતા પાસે જાય છે. ‘ મૈથિલિ ! તપ વૃદ્ધિ પામે છે ને ? ’ ધર્મવિઘ્ન ન આવતું હોય તો સીતાને બેસવાનું કહે છે. સીતા બેસે છે. રામની શોકગ્રસ્ત મુખમુદ્રા જોઇ સીતા કારણ પૂછે છે. રામ કહે છે ‘ આવતી કાલે પિતાજીનું વાર્ષિક શ્રાદ્ધ છે. ’ પિતાજી અને રામને અનુરૂપ તે કેવી રીતે કરાય તેની ચિન્તામાં તે છે. સીતા તેનો સરળ પણ ઉચ્ચ આત્મા વ્યક્ત કરતો ઉત્તર આપે છે, ‘ આર્યપુત્ર ! સમૃદ્ધિથી ભરત શ્રાદ્ધ કરશે, અને આશ્રમને અનુરૂપ ફલોદકથી આર્યપુત્ર કરે. તાતને એ બહુમત થશે. ’ પણ રામનું રાજકુમારપણું ગયું નથી. રામ કહે છે–‘દર્ભમાં આપણા હાથે ગોઠવેલાં ફલો જોઇ, વનવાસનું સ્મરણ પામતાં સ્વર્ગમાં પણ પિતાજી રોશે. ’ આ નાનકડા સંવાદમાં સીતાનો આત્મા વધારે પૂજ્ય નથી લાગતો ?

પરિવ્રાજકના વેષે રાવણ આવે છે. રામે વનવાસ દરમ્યાન અસુરોનો નાશ કર્યો છે. આસુરી રીત પ્રમાણે વેર વાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. રાવણ—‘ ખરના વધથી વેર કરનાર રાઘવને છેતરી સીતાને હરી જવા આવ્યો છું. ’ અતિથિ તરીકે પોતાને જાહેર કરે છે. રામ સ્વાગત આપી બેસાડે છે અને સીતાને પગ ધોવા પાણી લાવવા કહે છે. સીતા લઇ આવે છે, રામ એને પરિવ્રાજકની સેવા કરવા કહે છે. પણ માયા ઉઘાડી પડી જવાના ભયથી ગભરાઇ એ ‘ અરુન્ધતી સમી ’ ને રોકે છે; રામ સેવા કરવા જાય છે એને પણ રોકે છે. વચનસત્કારથી જ આ અતિથિ સંતોષ માને છે. રાવણ ઢોંગ ચાલુ રાખવા કહે છે ‘ ભો: ! હું કાશ્યપ ગોત્રનો છું, સાંગોપાંગવેદનું અધ્યયન કર્યું છે, માનવીય ધર્મશાસ્ત્ર, માહેશ્વર યોગશાસ્ત્ર, બાર્હસ્પત્ય અર્થશાસ્ત્ર, મેધાતિથિનું ન્યાયશાસ્ત્ર, પ્રાચેતસ શ્રાદ્ધકલ્પ–. ’ શ્રાદ્ધકલ્પનું નામ સાંભળી તે તરફ રામ આકર્ષાય છે; કારણ થોડા વખત પહેલાં જ પિતાજીનું ઉત્તમ રીતે કેમ શ્રાદ્ધ કરવું તેનો તે વિચાર કરતો હતો. રાવણ સ્પૃહાનું કારણ પૂછે છે. રામ પૂછે છે ‘ નિવપન કાલે શેનાવડે પિતાઓનું તર્પણ કરું ? ’ રાવણ—‘ શ્રાદ્ધથી આપેલું બધુંએ શ્રાદ્ધ. ’ રામને વિશેષની અપેક્ષા છે. રાવણ વનસ્પતિ, પશુપક્ષી આદિમાં શ્રાદ્ધયોગ્યનાં નામો ગણાવી જાય છે. પણ રાવણ છેવટે ‘વા’ શબ્દ મૂકી વિશેષની અપેક્ષા કરાવે છે. રામ જાણવા માગે છે પણ રાવણે કહે છે એ તો ‘ પ્રભાવ-સમ્પાદ્ય ’ છે. રામ તે જ જાણવા આગ્રહ કરે છે. રાવણ ધીમે ધીમે કુશળતાથી જણાવે છે ‘ હિમાલયના સાતમા શૃંગે કાંચનપાર્શ્વ નામનાં મૃગ છે. શ્રાદ્ધમાં તે ઉત્તમ છે.’ રામ સીતાને એ પ્રદેશ તરફ જવા તૈયારી કરવા કહે છે. પણ રાવણ એને રોકે છે. ‘ અતિ-મનોરથ મા કર. કૌસલ્યાપુત્ર ! માણસોથી તે દેખાતો નથી. ’ રામ પરાક્રમથી તે મેળવવા પોતાનો નિશ્ચય જણાવે છે. રામના અસહ્ય અવલેપથી રાવણ આભો થઈ જાય છે. ત્યાં વિજળીનો ચમકારો દેખાય છે. રાવણ કહે છે, ‘હિમાલય આપનો અહીંઆ જ સાત્કાર કરે છે. આ રહ્યો કાંચનપાર્શ્વ ! ’ રામ કહે છે. ‘ **भगवतो वृद्धिरेषा** ’ ‘ એ ભગવાનનો પ્રતાપ ! ’ અજાણતાં કેટલીક વાર કેવું સાચું બોલાઇ જવાય છે. ! સીતા રામને

અભિનન્દન આપે છે. રામ કહે છે 'એ તાતનું જ ભાગ્ય છે કે એ મૃગ પોતે જ અહીં આવ્યો છે.' એનો સત્કાર કરવા લક્ષ્મણને બોલાવા કહે છે. પણ સીતા કહે છે 'લક્ષ્મણને તો આર્યપુત્રે તીર્થયાત્રામાંથી પાછા ફરતા કુલપતિને સામો લેવા મોકલ્યો છે.' રામ પોતે જવાનું કહે છે. સીતા પૂછે છે 'હું શું કરૂં ?' રામ—'ભગવાનની સેવા કર.' રામ જાય છે. રાવણ રામ પછવાડે જોઇ રહ્યો છે. રાઘવની પૂજાની ઉપેક્ષા કરી મૃગ તો દોડ્યો જાય છે. રામ ધનુષ ઉપર બાણ ચઢાવે છે. રામની શક્તિ જોઇ રાવણ ચકિત થાય છે. મૃગ એક ફલંગ જેટલા અંતરાયથી તીરથી બચી જઇ વનગહનમાં પ્રવેશ કરે છે. રાવણ 'અમન્ત્રોક્ત આહુતિની' જેમ સીતાને લઇ જવા તૈયારી કરે છે. સીતાને એકલાં ભય લાગે છે એટલે ઝુંપડીમાં જવા વિચારે છે. રાવણ રોકે છે. પોતાનું રૂપ પ્રકટ કરે છે. સીતા જવા માંડે છે. રાવણ એને જવા નથી દેતો. સીતા શાપ આપે છે. રાવણને સીતાનો શાપ સૂર્યના સાન્નિધ્યથી એ વધારે દાહક લાગે છે. પણ હિંમત કરી સીતાને પકડે છે. અને રામને જનસ્થાનના તપસ્વીઓ દ્વારા આહ્વાન મોકલે છે

'बलादेव दशग्रीवः सीतामादाय गच्छति ।
क्षात्रधर्मं यदि स्निग्धः कुर्याद्रामः पराक्रमम् ॥

આ હું દશગ્રીવ બલાત્કારથી સીતાને લઇ જાઉં છું. રામને ક્ષાત્રધર્મ વ્હાલો હોય તો પરાક્રમ કરે.' રાવણ સીતાને લઈ ચાલવા માંડે છે. ત્યાં રસ્તામાં જટાયુ સામો થાય છે. પાંચમો અંક પૂરો થાય છે.

છઠ્ઠાના વિષ્કમ્ભકમાં બે વૃદ્ધ તાપસો દાખલ થાય છે. રાવણથી હરી જવાતી સીતાનું વર્ણન કરે છે. અને પછી જટાયુ અને રાવણના યુદ્ધનું વર્ણન કરે છે. જટાયુ પડે છે. બન્ને જણા રામને ખબર આપવા જાય છે. વિષ્કમ્ભક પૂરો થાય છે.

પાછા આપણે અયોધ્યાના રાજકુલમાં આવીએ છીએ. કંચુકી પ્રતિહારીને બોલાવે છે અને ભરતકુમારને ખબર મોકલે છે કે રામને મળવા જનસ્થાન ગએલા સુમન્ત્ર પાછા આવ્યા છે. પ્રતિહારી પૂછે છે 'આર્ય કૃતાર્થ થઇ આવ્યા છે ?' કંચુકી કંઇ જાણતો નથી. એટલામાં ચીવરધારી માથે જટાવાળો ભરત અને પ્રતિહારી આવે છે. ભરત પૂછે છે 'સુમન્ત્ર ક્યાં છે ?' કાંચન તોરણ દ્વારે ઉભો છે એમ જાણી એને તુરત બોલાવા કહે છે. સુમન્ત્ર પ્રવેશ કરે છે; એને એના દીર્ઘ આયુષ ઉપર કંટાળો આવે છે, 'જેણે પોતાના રાજાના મૃત્યુનો, રાજપુત્રની આફતનો સાક્ષી બનાવ્યો, અને જેણે સીતાહરણની ખબર સંભળાવી.' સુમન્ત્ર ભરત પાસે આવે છે. અને ભરત ઉતાવળો ખબર પૂછે છે 'બધાં મળ્યાં ?' સુમન્ત્ર જાણે કાંઇ સાંભળ્યું ન હોય એમ સચિન્ત મૂગો થઇ ઉભો રહે છે. પ્રતિહારી કહે છે 'રાજકુમાર આપને પૂછે છે.' સુ–'બાઇ મને ?' ભરત જુએ છે કે સુમન્ત્રને બહુ ખેદ થએલો છે. ભરત પૂછે છે–'આપ રસ્તામાંથી પાછા આવ્યા છો ?' સુમન્ત્ર-'કુમાર તારી આજ્ઞાથી રામને મળવા જનસ્થાન જવા નીકળેલો વચમાંથી કેમ પાછો આવું ?' ભરત-'શું ક્રોધ અથવા શરમથી તેઓ ન મળ્યા ?' સુ-'એવા વિનીતોને ક્રોધ કે શરમ કેવાં ? તપોવન મેં તેમના વિનાનું શૂન્ય જોયું ?' ભરત પૂછે છે એટલા જ સુમન્ત્ર

ઉત્તર આપે છે. ઉત્તરો ઉપરથી સમજાય છે કે રામ કિષ્કિન્ધા ગયા છે જ્યાં વાનરો વસે છે. ખબર આપતાં આપતાં સમન્ત્ર કહી દે છે 'વાનરો પણ ઉપકારને સમજે છે!' ભરત પૂછે છે શી રીતે ?' સુ–'તુલ્યદુઃખ રામે ભ્રષ્ટરાજ્ય અને હતદાર સુગ્રીવને મોટાભાઇ વાલીથી મુક્ત કર્યો.' ભરત ચમકે છે. 'તુલ્યદુઃખ શી રીતે?' સુમન્ત્ર પસ્તાય છે, 'હાય! બધું કહેવાઇ ગયું.' પણ તે સંતાડવા પ્રયત્ન કરે છે, 'કાંઇ નહિ કાંઈ. ઐશ્વર્યભ્રંશની તુલ્યતા.' ભરત એમ છેતરાય એવો નથી. તે પૂછે છે 'તાત શું છાનું રાખો છો? સ્વર્ગે ગએલા મહારાજના શપથ છે જો સાચું ન બોલો તો.' સુમન્ત્ર–का गतिः श्रूयताम् ।

वैरं मुनिजनस्यार्थे रक्षसा महता कृतम् ।
सीता मायामुपाश्रित्य रावणेन ततो हृता ॥

મુનિજનને કાજે મહાન રાક્ષસ સાથે વેર કર્યું. કપટનો આશ્રય લઇ અને પછી સીતાને રાવણ હરી ગયો.'

ભરત–'શું હરાઇ ગઈ?' ભરતને આ ઘા કારમો લાગે છે, અને બેભાન થઇ પડે છે. ત્રીજા અંકમાં દશરથના મૃત્યુની, અને રામના વનવાસની, ખબર સાંભળી જે સ્થિતિ થઇ હતી તે જ પાછી અત્યારે થાય છે. અને તેનાથી એ આ બનાવ તો વધારે મર્મભેદક છે. થોડીક વાર પછી જાગે છે, પણ બેબાકળો થઈ જાય છે. 'અરે હવે હું શું કરૂં? ઠીક સમજ્યો. તાત મારી પછવાડે આવો.' બન્ને જાય છે. પણ ભરત તો રાણીવાસ તરફ જાય છે. સુમન્ત્ર એને રોકે છે. ભરત–'મારે અહીંઆં જ કામ છે. પ્રતિહારી કોણ છે?' વિજયા આવે છે. ભરત કહે છે 'મારૂં આગમન અત્રભવતીને જણાવો.' પ્ર–'કયાં રાણીજીને?' ભ–'જે મને રાજા ઇચ્છે છે તેમને'. પ્રતિહારી ભરતના આ શબ્દો અને તેની મુખમુદ્રા જોઈ વિચારમાં પડી જાય છે, 'શું હશે?' આજ્ઞા પ્રમાણે કરે છે. કૈકેયી આવે છે, 'વિજયા! મને મળવાને ભરત આવ્યો છે?' કઇ કઇ લાગણીઓથી કૈકેયી આ વાકય બોલી હશે! પોતાનું મોં જોવાનો પણ જેને તિરસ્કાર છે તે એને મળવા આવે છે! કૈકેયીને સારાની તો આશા રાખવાની શાની જ હોય? વિજયા ખબર આપે છે 'રાજકુમાર રામ પાસેથી તાત સુમન્ત્ર આવ્યા છે. તેની સાથે રાજકુમાર ભરત રાણીજીને મળવા ઇચ્છે છે.' કૈકેયી વિચારે છે 'કયા પ્રસંગ ઉપર વળી મને ઠપકો આપશે!' કૈકેયી બીચારી પોતાનો સમય આવી સ્થિતિમાં જ ગાળતી હશે. પ્રતિહારી ભરતને પ્રવેશ કરાવે છે. કૈકેયી કહે છે 'બેટા વિજયા કહે છે કે રામની પાસેથી સુમન્ત્ર આવ્યા છે.' બ્હીતાં બ્હીતાં જ આ વાકયો કૈકેયી બોલી હશે! ભરત કરડાકીમાં બોલે છે–'એનાથી એ વધારે પ્રિય આપને જણાવું છું.' કૈકેયી બીચારી કહે છે 'કૌશલ્યા અને સુમિત્રાને પણ બોલાવીએ'. ભરત–'તેઓને સાંભળવા યોગ્ય નથી.' કૈકેયી વિચારે છે 'હં! શું હશે?' ભરતને પૂછે છે 'બેટા શું છે?' ભરત–'સાંભળો! જે પોતાનું રાજ્ય છોડી તારા કહેવાથી વનમાં ગયો તેની ભાર્યા સીતાનું

હરણ થઈ ગયું. તારો મનોરથ પૂરો થયો?' કૈકેયી જવાબમાં 'હં' એટલું જ બોલે છે. ભરતનો રોષ ભભૂકે છે

'हन्त भोः सत्त्वयुक्तानामिक्ष्वाकूणां मनस्विनाम् ।
वधूप्रधर्षणं प्राप्तं प्राप्यात्रभवतीं वधूम् ॥

અફસોસ! આપને વધૂ પામી સત્ત્વયુક્ત મનસ્વી ઇક્ષ્વાકુઓની વધૂનું હરણ થયું.'

• કૈકેયી માટે હવે હદ આવી ગઈ છે. રામના દુઃખની જેમ અવધિ પ્હોંચી છે તેમ એ બધાની પોતાના માથેની જવાબદારીની પણ અવધિ પ્હોંચી છે. વસ્તુસ્થિતિને સ્પષ્ટ કરવાનો પ્રસંગ એને આવ્યો લાગે છે. કૈકેયી વિચારે છે 'હવે કહેવાનો કાળ આવ્યો છે.' ભરતને ઉદ્દેશી કહે છે 'બેટા તું મહારાજના શાપને જાણતો નથી.' ભરત અતિશય આશ્ચર્યથી પૂછે છે 'શું મહારાજ શાપને પામેલા હતા!' કૈકેયી સુમન્ત્રને બધું વિસ્તારથી કહેવા કહે છે. સુમન્ત્ર આજ્ઞાને માન આપે છે અને વનગજનો શિકાર કરતાં ચક્ષુવિહીન મુનિનો પુત્ર કેવી રીતે મરાઈ ગયો તે જણાવે છે, અને 'તેને એ સ્થિતિમાં જોઈને રુદનના અન્તે તે સત્યભાષી મુનિએ કહ્યું 'જેમ હું તેમ તું પણ પુત્ર-શોકથી વિપત્તિને પામજે'. ભરત-'આ તો ખરેખર કષ્ટદાયક જ.' કૈકેયી-બેટા! આ કારણસર મારી જાતને અપરાધમાં મુકી 'પુત્રક રામને વન મોકલો, રાજ્યલોભથી નહિ. પુત્રના વિયોગ વિના મહર્ષિશાપ દૂર ન થઇ શકે.' ભરતને હજી શંકા છે. 'પુત્રવિયોગની જ વાત હતી તો મને અરણ્ય કેમ ન મોકલ્યો?' કૈકેયી-'બેટા તું તો મોસાળમાં હતો એટલે તારો તો સહજ જ વિયોગ હતો.' ભરત-'ત્યારે ચૌદ વર્ષ શા કારણે કહ્યાં?' કૈકેયી-'ચૌદ દિવસ બોલવા જતાં હૃદય પર્યાકુલ થતાં ચૌદ વરસ બોલાઇ ગયાં', અથવા પાઠાન્તર પ્રમાણે 'મેં ચૌદ દિવસ એમ કહ્યું અને ગભરાએલી મન્થરાએ ચૌદ વરસ કહ્યાં.' છેવટનો સવાલ ભરત પૂછે છે 'ગુરુજનને આ બધું વિદિત છે?' સુમન્ત્ર-'કુમાર! વસિષ્ઠ-વામદેવ-આદિને આ અનુમત અને વિદિત છે.' ભરતનો રોષ ઉતરી જાય છે. લોકતીત તત્ત્વ આગળ એનું માથું નમી જાય છે. 'ખરે એ તો ત્રિલોકનો સાક્ષીઓ છે:' પોતાના કઠોર શબ્દો માટે ભરત માફી માગવા કૈકેયીના પગે પડે છે; ત્રિજા અંકમાં બાકી રહેલું અભિવન્દન અહીં પૂરૂં થાય છે. કૈકેયી-'બેટા કઇ માતા પુત્રના અપરાધને માફ નહિ કરે! ઉઠ ઉઠ એમાં શો દોષ?' ભરત ઉઠે છે અને રામની મદદ માટે મોટી સેના તૈયાર કરાવવાનું જણાવે છે, અને વીરોચિત શબ્દમાં જણાવે છે

वेलामिमां मत्तगजान्धकारां
करोमि सैन्यैर्घनिवेशरुद्धाम् ।
बलैस्तरद्भिश्च नयामि तुल्यं
ग्लानिं समुद्रं सह रावणेन ॥

પણ એટલામાં અવાજ થાય છે અને ખબર પડે છે કે કૌસલ્યા સીતાહરણના ખબર સાંભળી મૂર્છા પામ્યા છે. બધા આશ્વાસન આપવા જાય છે. છઠ્ઠો અંક પૂરો થાય છે.

આ અંકમાં ત્રિજા અંકના ગૂઢ નિર્દેશનો નીકાલ થાય છે. કૈકેયીનું વર્તન સમજાય છે, અને બીજા વડીલોનું એના તરફ જાણે કાંઈ જ ન બન્યું હોય, એ તદ્દન નિર્દોષ હોય—એવું વર્તન પણ સમજાય છે. સાથે સાથે આખા નાટકના કાર્યનો વળ ઉકલે છે: અને રામે પ્રથમ અંકમાં દર્શાવેલી શ્રદ્ધા સાચી પડે છે. અને આ બધી ઊથલપાથલનું મૂળ ક્યાં છે તે પણ સમજાય છે. અને આ ગુંચ ઉકેલવામાં પાંચમા અંકનો સીતાહરણનો પ્રસંગ નિમિત્ત બની તે પ્રસંગ આખા કાર્ય સાથે સુગઠિત બને છે. આ બધું કેવી રીતે થાય છે તે ટુંકામાં જોઇએ.

સૌથી પ્રથમ એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે રામને શા માટે રાજગાદી છોડી વન જવું પડે છે. ઉપરથી દેખાતું અને લોકપરિચિત નિમિત્ત કૈકેયીની શુલ્કલુબ્ધતા છે. પણ આ કારણ પર્યાપ્ત નથી. કૈકેયીને આપેલા શુલ્કની દશરથને સ્મૃતિ ન હતી એમ તો ન જ હોય. તો પછી રામને શી રીતે ગાદી આપવા તે પ્રેરાય છે? રામ જ્યેષ્ઠ છે, યોગ્ય છે એ ખરૂં, પણ કૈકેયી તરફથી અડચણ આવવાનો સંભવ હોત તો દશરથ રામને ગાદી આપવાનો વિચાર ન કરત. અત્યાર સુધીના કૈકેયીના અનુભવે એ જાતની શંકાને અવકાશ જ નહિ આપ્યો હોય એટલે એકાએક અભિષેકને સમયે કૈકેયી આવી પોતાનું શુલ્ક માગે એમાં કાંઈક ન સમજાય એવી ગૂઢતા રહેલી છે. દશરથ અને ભરત અને કેટલાંક નોકરો સિવાય કૈકેયીનો બીજી કોઇ જવાબદાર વ્યક્તિ દોષ કહાડતી નથી. એથી આ ગૂઢતાને ટેકો મળે છે.

ભરત અણસમજુ અને અજાણ્યો છે; દશરથ છેલ્લી ઘડીએ પોતાની બધી આશાઓ તુટી પડે છે એટલે વિહ્વલ અને ભાન વિનાનો થઇ જાય છે. આ ગૂઢતાનો થોડોક નીકાલ ત્રિજા અંકમાં થાય છે. દશરથને માથે અસત્યનું કલંક કેમ રહેવા દેવાય? કૈકેયીને અપાઇ ગયેલું અને તેથી ભરતનું થયેલું રાજ્ય એમ રામને દશરથ આપે તો દશરથને માથે કલંક રહે. ( અને એટલા માટે જ ચોથા અંકમાં ભરત પાસે રામને રાજ્ય અપાવી રામનો ગાદીનો હક કવિ ન્યાય્ય બનાવતો હશે. ) રામ કહે છે કે 'कुलं च नः सत्यधनम्.' આ સત્યધન કુલને અસત્યમાંથી બચાવવું એ કુલનો ધર્મ આ કાર્યનું પ્રથમ પ્રેરક બળ; પણ આટલાથી તો રામવનવાસ અને એથી ઉત્પન્ન થએલું દશરથનું મૃત્યુ આદિ આકસ્મિક પરિણામો રહી જાય છે. એ બધાનું નિરાકરણ આ અંકમાં મળે છે. દશરથના માથે મુનિનો શાપ હતો; એ વૃદ્ધ રાજા નિઃશાપ થાય એમ એ કુલના દૈવત જેવા વસિષ્ઠ અને વામદેવાદિ પણ ઇચ્છતા, અને તે અંગે વ્હાલામાં વ્હાલા પુત્રનો દુઃખદ વિયોગ કરાવવો આવશ્યક હતો.[૫] ભયંકર અપવાદ વ્હોરી લઈ રામને રાજ્યભ્રષ્ટ કરી વન મોકલ્યા એ બધું કૈકેયીએ રાજાને નિઃશાપ કરવા કર્યું છે એ કૈકેયીના કહેવાથી અને સુમન્ત્રની સાખથી જણાય છે. આ રીતે આખા નાટકના કાર્યનું મૂળ ઇક્ષ્વાકુ કુળને સત્ય અને શુદ્ધ રાખવાના પ્રયત્નમાં છે. નાટકની બ્હાર શોધવું હોય તો દશરથ રાજાના પોતાના પ્રમાદમાં છે. શુલ્કમાં રાજ્ય આપ્યું એ પણ પ્રમાદ

૫. આ નાટકમાં જણાવ્યા પ્રમાણે શાપમાં શબ્દ 'સમાન વિપત્તિ' છે, આથી રાજાનું મૃત્યુ થશે એમ કૈકેયી જાણતી હશે એમ ન કહી શકાય.

અને મુનિના પુત્રને હણ્યો એ પણ પ્રમાદ. એનાં ફળ એને પોતાને અને આખા કુટુમ્બને ચાખવા પડયાં. પણ છેવટે કુલ શુદ્ધ રહ્યું. કવિએ કર્ણભાર નાટકમાં સ્વકર્મનું નિયતફળ માણસને કેવું સતાવે છે એ બતાવ્યું છે. અહીંઆં પણ એનો એવો હેતુ હશે ?

પણ આ સમાલોચનામાં હજી એક ગુંચ રહે છે. કૈકેયી પોતે જાણે છે એ બધું કહી, વસ્તુ ઉપર પ્રકાશ પાડે છે. પણ કૈકેયી આ બધું આટલું મોડું કેમ કહે છે ? આના ઉત્તરનું સૂચન ચૌદ દિવસના ચૌદ વરસ થઇ ગયાં એમાં મળે છે. કૈકેયીએ વિધિના લેખ બદલવા પ્રયત્ન કર્યો, 'ચૌદ દિવસના વિયોગની વિપત્તિથી મહારાજ નિઃશાપ થશે' એમ ધારી આ બધી ખટપટ કરી. પણ એમાં જ પોતે ફસાઇ ગઇ. અને જીવનમાં જેમ બને છે તે રીતે પરિણામ ધાર્યા કરતાં એવડું મોટું અને ભયંકર આવ્યું કે ધીરજ રાખ્યા વિના છૂટકો ન રહ્યો. ભરત પ્રથમવાર એનાં દીલને આઘાત પ્હોંચે એવું બોલે છે ત્યારે 'રાજાનું સત્ય વચન રક્ષવાનું' એક કારણ આપે છે. પણ ભરત એ માનવા તૈયાર નથી એમ જોઇ કૈકેયી દોષનો સ્વીકાર કરી મૌન રાખે છે. બીજીવાર જ્યારે આઘાત પ્હોંચાડે છે ત્યારે એ 'શાપની વાત' કહી દે છે. ભરતને આશ્ચર્ય થાય છે, પણ સુમન્ત્રની સાખ અને વસિષ્ઠવામદેવાદિની એમાં અનુમતિ છે એમ જાણી તે માને છે. ભરતે બોલતાં બોલતાં બહુ બોલી નાખ્યું, એટલે એનું મન પણ પાછું પડયું હશે, નરમ થયું હશે, એટલે એ પણ માનવા માટે વધારે અનુકૂળ બન્યું હશે. અને કૈકેયીને માટે પણ વધારે ધૈર્ય રાખવું અશક્ય હતું. બને ત્યાં સુધી આ બધું દુઃખ અને પોતાની નિન્દા સહન કરી લીધી. જાણનારા જાણતા હતા, અને ભરત માનવાને તૈયાર ન હતો એટલે મૌન રાખ્યું. અને અસહ્ય થયું ત્યારે બધું કહી દીધું. આ નવો પ્રસંગ કલ્પવામાં કવિનો હેતુ આવું કાંઇક બતાવવાનો હશે.

સાતમા અંકમાં રામના વિજયની વાત સાંભળીએ છીએ. બે તાપસો પ્રવેશ કરે છે. નન્દિલક કુલિપતિની વિજ્ઞપ્તિ જણાવે છે, 'રાક્ષસોનો અને રાવણનો નાશ કરી, વિભીષણનો લંકામાં અભિષેક કરી, દેવ દેવર્ષિ સમસ્ત સિદ્ધ થએલા વિમલ ચરિત્રવાળી સીતાને લઈ, રીંછ રાક્ષસ અને વાનરોના અગ્રેસરોથી વીંટળાએલા રામચન્દ્ર આવે છે. તેમનો સત્કાર કરવાની આશ્રમના વૈભવ પ્રમાણે સર્વ સામગ્રી તૈયાર કરવાનું કહે છે.' બધી તૈયારી થઇ છે પણ પેલો બીચારો તપસ્વી રાક્ષસોથી બ્હીએ છે. નન્દિ—'પણ એ હવે વિભીષણને વશ છે' એમ કહી એને શાન્ત પાડે છે. રામની સ્તુતિ ગાતાં બન્ને જણા જાય છે.

રામ પ્રવેશ કરે છે. રામ સંતોષપૂર્વક પોતાની સ્થિતિ જાહેર કરે છે. 'રાવણનો નાશ કર્યો, ગુણસમગ્ર વિશુદ્ધ સીતાને પાછી મેળવી, ગુરુઓનું વચન અન્ત સુધી પૂરૂં કર્યું, અને મુનિજનનો પુષ્કળ સંગ પ્રાપ્ત થયો.' સીતાની રાહ જુએ છે. સીતા તપસ્વિનીઓ સાથે વાતો કરતી મન્દ મન્દ ગતિથી આવે છે. બધાં મળે છે અને પૂર્વપરિચિત

તપોવન જોતાં પૂર્વનાં પ્રસંગો એ યાદ આવે છે. કાંચન પાર્શ્વમૃગનો પ્રસંગ પણ રામ સંભાળે છે. એથી સીતા કમ્પી ઉઠે છે. રામ એને શાન્ત કરે છે. એટલામાં મોટું સૈન્ય આવતું હોય એવાં બધાં ચિહ્નો જણાય છે. લક્ષ્મણ ખબર આપે છે. ભરત મોટા સૈન્ય સાથે માતાઓને લઈને આવે છે. રામ સીતાને સાસુઓને આગળ કરી આવતા ભરતને જોવા તૈયાર થવા કહે છે. શીતા–'ઇચ્છવા યોગ્ય સમયે ભરત આવ્યો.' ભરત માતાઓ સાથે પ્રવેશ કરે છે. ભરત કહે છે. ' प्राप्तोऽस्मि तुष्टहृदयः स्वजनानुबन्धः ।' સ્વજનોની સાથે સંતુષ્ટ હૃદયથી આવી પ્હોંચ્યો છું. ' રામ આદિ માતાઓને નમસ્કાર કરે છે. ભરત રામાદિને નમસ્કાર કરે છે. છેવટે ભરત રામને કહે છે ' આર્ય ! રાજ્યભાર સ્વીકારો. ' રામ પૂછે છે ' શી રીતે ? ' કૈકેયી જવાબ આપે છે ' બેટા એ ચિરઅભિલષિત મનોરથ છે. ' રામનું રાજ્યારોહણ હવે ન્યાય્ય થયું. રાજ્ય કૈકેયીનું હતું, અને કૈકેયીએ રામને આપ્યું. રાજ્ય આપવાનો દશરથને હક ન હતો.

શત્રુઘ્ન આવે છે, સૌને મળે છે અને 'વસિષ્ઠ વામદેવ પ્રકૃતિઓ સાથે અભિષેક લઇ આવે છે' એની ખબર આપે છે. કૈકેયી રામને કહે છે " જા બેટા ! અભિષેકની અભિલાષા કર. " રામ–' જેવી માતાની આજ્ઞા. ' રામ જાય છે; અભિષેક પામ્યાની નેપથ્યમાં જય ઘોષણા થાય છે. કૈકેયી પોતાનો આનન્દ અને સંતોષ જાહેર કરે છે. અભિષેક પામેલો રામ સપરિવાર આવે છે. પિતાને સ્વર્ગમાં સંતોષ પામવાનું કહે છે, કારણકે તેની ઇચ્છા હવે પૂરી થઇ છે, રામ રાજા થયો છે. ચારે ભાઇઓ આનંદ વ્યક્ત કરે છે. કંચુકી વિભીષણના તથા સુગ્રીવ હનુમાન આદિના ' दिष्टया वर्धते ' ના ખબર લઇ આવે છે. રામ કહેવડાવે છે 'સાથીઓના પ્રસાદથી વૃદ્ધિ પામ્યો છું એમ કહો. ' કૈકેયી–'હું ધન્ય છું. આ અભ્યુદય અયોધ્યામાં જોવા ઇચ્છું છું.' રામ–'આપ જોશો. ' રામ પુષ્પક વિમાનને બોલાવે છે અને તેમાં બેસી બધા અયોધ્યા તરફ ઉડે છે. ભરતવાક્યથી નાટક પૂરૂં થાય છે.

× × × × ×

કવિએ રામાયણના મુખ્ય ભાગના વિપુલ વસ્તુને નાટકની દૃષ્ટિએ કેવી રીતે ગોઠવ્યું છે તે આ સમાલોચનાથી સ્પષ્ટ થયું હશે. રામાયણનો આ ભાગ વિવિધ અને વિપુલ પ્રસંગોથી ભરેલો છે. આપણી સામાન્ય કલ્પનામાં તો રામના વનવાસના પરાક્રમોનું અને રાવણ સાથેના વિગ્રહનું જ પ્રાધાન્ય છે. પણ કવિએ આ નાટકમાં કુશળ કારીગરની જેમ પોતાના ધ્યેય પ્રમાણે અપ્રસ્તુતની સફાઈ બહુ દૃઢતાથી કરી છે. રામાયણના આ ભાગનું મુખ્ય વસ્તુ એટલે રામના અભિષેકની તૈયારી, રાજ્યાસન ઉપરથી વનવાસ, અને વનવાસ પછી પુનઃ રાજ્ય પ્રાપ્તિ. કવિએ આ કથા–ભાગને મુખ્ય વસ્તુ તરીકે લઇ તેની નાટકની દૃષ્ટિએ વ્યવસ્થિત સંકલના કરી છે. આ મુખ્ય વસ્તુને પોષે અને એ ભાવકના ચિત્ત સમક્ષ સ્પષ્ટ રહે એ રીતે બીજા પ્રસંગોને ગોઠવ્યા છે. તેથી રામ–વનવાસના વસ્તુને નિરૂપિત કરતાં છતાં એનાં ઘણા પ્રસંગો તો અયોધ્યામાં જ બને છે. આ મુખ્ય વસ્તુને

નાટકોચિત વ્યવસ્થિતતા આપવા તથા સંકલિત કરવા માટે આખો પ્રતિમાગૃહનો પ્રસંગ છે; આખા વસ્તુ ઉપરની ગૂઢતાનો સ્ફોટ કરી તે ઉપર પ્રકાશ કવિએ આ વસ્તુના રહસ્ય દર્શનથી નાખ્યો છે; અને એ રીતે આખા નાટકમાં સમગ્રતા, બીજ–અંકુર–ફલના રૂપકની સમગ્રતા કહો કે ઉપાય–પ્રત્યવાયના સંઘર્ષણ અને વિરોધની એકતાનતાની સમગ્રતા કહો, સાધી છે.

પ્રત્યેક અંકના કથાંશો એક બીજામાં સાંધો જણાયા વિના કેવા મળી જાય છે તથા પ્રત્યેક પોતાના કથાંશનો કેવા આરોહ—અવરોહથી નિરૂપણ કરે છે તે તે અંકોના વસ્તુ-સંકલનથી દેખાય છે. પ્રથમ અંકમાં રમતમાં પ્હેરેલું વલ્કલ સીતાનું વનવાસમાં પ્હેરવાનું ચીર થાય છે, બીજામાં આ બનાવના પરિણામરૂપ દશરથનું મૃત્યુ થાય છે. આથી આ કાર્યનું ગૂઢ પ્રયોજન સિદ્ધ થઇ જાય છે, એટલે બધાં બળ એ ગૂઢતાને સ્ફુટ કરવા તરફ વળે છે. પણ પ્રકટ રીતે ઉદ્દિષ્ટ પ્રયોજનના ઘાતક બને છે. ત્રિજા અંકમાંથી ઉત્પન્ન થતું બળ આ બે બાજુવાળું કાર્ય સાધે છે એ હવે આપણે સમજીએ છીએ; તે દેખીતે રીતે, ત્રિજા અંકની સમાલોચનાના અન્તે બતાવ્યા પ્રમાણે, મૂળ પ્રયોજનને ઉંધુ વાળી કાર્યને જટિલ બનાવે છે; જ્યારે છઠ્ઠા અંકની દષ્ટિએ વિચારતાં તે ગૂઢ અને પરમ પ્રયોજનને સાધે છે. બીજા અંકમાં મરતા દશરથની અનુજ્ઞાથી કૈકેયીએ બોલાવેલો ભરત પ્રતિમાઓની ઓળખાણ પછી આઘાત પામી, દર્શનાર્થે આવેલી રાણીઓ સાથે મેલાપ પામી, કૈકેયીને ધીટકાર આપી અયોધ્યામાં દાખલ થયા વિના રામ પાસે ચાલ્યો જાય છે. ચોથામાં તે રામને પાછો લાવી શકતો નથી પણ પોતાના માથા ઉપરનું કલંક દૂર કરી શકે છે; અને રામ પાસે ચૌદ વર્ષના અન્તે રાજ્ય સ્વીકારવાનું વચન લઇ પાદુકાનો અભિષેક કરી ભરત પાછો આવે છે. પાંચમામાં વનવાસની સ્થિતિમાંથી પ્રસંગ ઉત્પન્ન થાય છે. તપસ્વીઓનું રક્ષણ કરતાં રામ ખર આદિ રાક્ષસોનો વધ કરે છે અને રાવણ સાથે વેર બાંધે છે અને પરિણામે સીતાનું હરણ થાય છે. છઠ્ઠામાં આ બનાવની ખબર ભરતને પ્હોંચે છે અને ભરત અતિશય ઉદ્વિગ્ન થઇ કૈકેયીને સખત મ્હેણું મારે છે; એના પરિણામે આખા કાર્યનું પ્રયોજક તત્ત્વ વ્યક્ત થાય છે અને એ રીતે સીતાહરણનો છૂટો લાગતો પ્રસંગ નાટકના કાર્યમાં સંગઠિત થાય છે. રામના પુનરભિષેકના સર્વ વિઘ્નો દૂર થયાં છે; એટલે સાતમા અંકમાં રાવણનો વધ કરી રામ આવે છે તે પછી કૈકેયીની આજ્ઞાથી જ રામ રાજા થાય છે. એ રીતે દશરથ રાજાનું સત્ય વચન અને ઇચ્છા બન્ને સચવાય છે.

આ રીતે કવિ આખા વસ્તુને ગોઠવે છે. રાવણ સાથેના વિગ્રહના આખા એવડા મોટા પ્રસંગને એક નાટકકારને છાજે એટલી દક્ષતાથી કવિ દબાવી દે છે. એ બધા વનવાસના પ્રસંગોને–રામે સીતાને કેવી રીતે પાછી મેળવી એ પ્રસંગોને–કવિ આમાં પેસી જવા દેતો નથી. આ નાટકના કાર્યમાં તેમનું પ્રધાનપદ અનુચિત ગણી તેને અર્થે બીજું નાટક લખવાનું કવિ ઔચિત્ય બતાવે છે.

આ મહાન કાર્યના કર્તાઓનું વ્યક્તિવૈશિષ્ટ્ય પણ કવિએ સુરેખ, સૂક્ષ્મ અને મર્મગ્રાહી રીતે કર્યું છે એ કહેવાની જરૂર નથી. છતાં આ નાટકમાં કાર્યના કર્તાઓ કરતાં કાર્ય જ પ્રધાનપદ ભોગવે છે. જો કે ભરતની વૃત્તિ અને પ્રવૃત્તિના વિકાસનું નિરૂપણ કવિએ અદ્ભુત કૌશલ્યથી કર્યું છે. ત્રિજા અંકમાં પ્રવેશ કરતો અલ્હડ નિર્દોષ રાજકુમાર પરિવર્તન પામતો પામતો ત્રિજા અંકને અન્તે મોટી આફતને દૂર કરવા સમર્થ આવેગવાળો આદર્શ વીરપુરુષમાં વિકાસ પામે છે.

સાતે અંકોમાં ભિન્ન ભિન્ન પ્રસંગોના નિરૂપણદ્વારા અને સમગ્ર કાર્યદ્વારા જે રસનિષ્પત્તિ કવિએ કરી છે તે બતાવવું એટલે બધું ફરીથી કહી જવું. વાચકોને—આ નાટકને સામાજિકો મળે તો તો સુભાગ્ય—તે તે ભાગનો પુનઃ પુનઃ પરામર્શ કરવાની વિજ્ઞપ્તિ કરવી એ જ યોગ્ય છે. પ્રસંગે પ્રસંગે નાટક કરુણ રસથી ટપકે છે, પણ આખા કાર્યના પરામર્શથી ઉત્પન્ન થતો રસ વધારે ગંભીર છે, જીવનના રહસ્યદર્શનમાંથી નિષ્પન્ન થતો હોઇ અનિર્દેશ્ય છે.

# પ્રો. ક્રીશ્ચીયન લાસેનનો પ્રાચીન હિંદના વાણિજ્યનો ઇતિહાસ

જર્મન ઉપરથી પ્રો. કે. પી. જયસ્વાલ તથા પ્રો. બેનરજીના અંગ્રેજી
ઉપરથી ગૂજરાતીમાં અનુવાદક

[ અ. શ્યામલાલ હ. ભગવતી. ]

( પુરાતત્ત્વ પુ. ૩. પૃષ્ઠ ૩૮૯ થી ચાલુ )

## વહેપારની વસ્તુઓ ( ચાલુ )

હવે આપણે હિન્દુસ્તાનમાંથી નિકાસ કરવામાં આવતા છેલ્લા વનસ્પતિવર્ગને અથવા સુગંધિદાર પદાર્થોના વર્ગને તપાસીશું. આ વર્ગના પદાર્થોમાં અગલોચમ ( Agallochum ) અથવા અગર એ હિન્દુસ્તાનની અંદરના ભાગમાં બનતો એટલું જ નહિ પરંતુ આસામમાં પણ બનતો, અને પુરાણોમાં આસામમાંથી હિન્દના રાજાઓને નજરાણાં તરીકે અપાતી વસ્તુઓમાં તેનો ઉલ્લેખ સંસ્કૃત નામ અગુરુથી કરવામાં આવ્યો છે.[1] પ્રાચીનકાળમાં તેનો ઉપયોગ ફક્ત દવા તરીકે થતો.[2] પ્રસ્તુત હિન્દના વેપારી ઇતિહાસના સમય પછીના સમયમાં માલુમ પડે છે કે વેપાર અર્થે પૂર્વના દેશોમાંથી અગુરુ લંકામાં આવતું અને તેને એલો ( aloe ) નામ આપવામાં આવ્યું હતું.[3]

રોમન લોકો સારામાં સારો લોબાન હિન્દને બદલે અરબસ્તાનમાંથી મેળવતા હોવાને લીધે, અત્રે આપણે એટલું જ જાણવું જોઇએ કે પેરીપ્લસ ઓફ ધી રેડ સીના લેખકના

---

૧. જુઓ ૧. ૨૮૫ અને પા. ૫૫૪, નોંધ ૧. તથા રોબીનસનનો A descriptive Account of Assam પા. ૬૩.

૨. Dioskorides De mat med. ૨૧ જેની અંદર અગલોચમ હિન્દ અને અરબસ્તાનમાંથી આવતું હતું એમ લખેલું છે. તેનો અર્થ હિન્દુસ્તાનનું અગલોચમ અરબસ્તાન દ્વારા પાશ્ચાત્ય દેશોમાં જતું હતું એમ સમજવો જોઇએ. ડાઇજેસ્ટમાં ગોથો પ્રેડસની માફક આપણે alohelacia ને બદલે agalloche વાંચવું જોઇએ. તથા જુઓ Gabnos De succed XIX પા. ૭૨૩ અને ૭૩૨.

૩. Kosmas. પા. ૩૩૭.

મત પ્રમાણે હિન્દમાંથી પણ લોબાન નિકાશ થતો હતો.[1] રોમન લોકો તેનો ઉપયોગ દારૂને સુગંધિત બનાવવા માટે કરતા, જો કે તેનો ખાસ ઉપયોગ તો દવા તરીકે હતો.[2] આ સ્થાને એ પણ કહેવું ઉચિત છે કે હિન્દનો રસગંધ ( myrrh ) કાંટાવાળાં છોડવાઓમાંથી લેવામાં આવતો હતો અને સહેલાઇથી ઓળખાય તેમ હતો, તેની ખરાબમાં ખરાબ જાત હિન્દમાંથી નિકાશ કરવામાં આવતી હતી અને ઘણી વાર તેને અરબસ્તાનમાં રસગંધ સાથે ભેળવવામાં આવતી.[3]

સુખડના ઝાડની વસ્તુઓ જેને હિન્દીઓ ઘણી કિંમતી ગણતા હતા અને જેને અનેક રીતે તેઓ ઉપયોગમાં લેતા હતા, તેનો રોમન તથા ગ્રીક લોકો જુજ ઉપયોગ કરતા હતા. પેરીપ્લસ ઓફ ધી રેડ સીમાં આને લગતો પાઠ અશુદ્ધ છે એટલે ઝુલોન સેગેલીનોન ( Zulonsagalinon ) ને બદલે આપણે સેટેલીનોન ( Satalinon ) અથવા સેન્ટેલીનોન ( Santalinon ) વાંચવું જોઇએ. આ ( શબ્દ ) નો ઉપયોગ તેઓ વૈદકમાં રેચક તરીકે કરતા હતા. ઇ. સ. ની છઠ્ઠી સદીના પ્રથમ ભાગમાં પૂર્વના પ્રદેશોમાંથી સુખડ લંકા તરફ નિકાશ થતું હતું. આ પ્રદેશોને આપણે સુન્દ ટાપુઓ ઉપર આવેલા સમજવા જોઇએ કારણકે સુખડનાં ઝાડો ત્યાં ઉગતાં હતાં.[4]

પ્રાચીન સમયનો "કોસ્ટોસ" ( Kostos ) શબ્દ, સંસ્કૃત શબ્દ 'કુષ્ઠ'[5] ઉપરથી નીકળતો હોવાને લીધે, આ સુગંધિ દ્રવ્ય જે રોમન લોકો સીરીયા તથા અરબસ્તાનમાંથી પણ મેળવતા હતા, તે પ્રથમ હિન્દમાંથી મળતો હશે એમ સંભવ છે. અને ત્યારબાદ તે રોમન રાજ્યમાં મુખ્યત્વે હિન્દમાંથી જ લાવવામાં આવતો હશે. રોમન લોકો તેનો ઉપયોગ ઘણું કરીને તેલો, લેપો, તથા યજ્ઞોમાં કરતાં, તેને દારૂમાં પણ નાંખવામાં આવતો અને તે ઉપરાત વૈદ્યો તેનો ઉપયોગ દવા તરીકે પણ કરતા.[6] તેના એક રતલની કિંમત ૬ દીનાર અથવા લગભગ એક થેલર પાંચ ગ્રોસન જેટલી હતી.

---

૧. Periplus mar Erythr પા. ૨૮ અને પ્લીની XII, ૩૫. ૪. તેમ જ ડાઓસ્કોરાઇડસ હિન્દી ધુપ વિષે De mat mod. ના. I, પા. ૮૧.

૨. પ્લીની પ્ર. ૧૪. ભા. ૧૫–૧ અને દવા તરીકે ધુપના ઉપયોગ માટે Galenos, De, simplic. med. Temp. પ્ર. ૭. ભા. ૩૦. D માં તેને સ્મીર્ના કહેવામાં આવ્યું છે.

૩. પ્લીની પ્ર. ૧૨. ભા. ૩૫. ૪.

૪. જુઓ I. પા, ૨૮૭ અને નોંધ ૧. સામાન્ય ગ્રીકરૂપ Santalon છે. જુઓ Galenosmed પ્ર. ૧૪. પા. ૭૫૯ જેમાં તે નામનું રૂપ Sandala છે અને તે પ્રસ્તુત નામને તથા Kosonas ના શબ્દ Zandana તે બહુ મળતું આવે છે.

૫. cf ૧. પ્રા. ૨૮૮ ટીકા ૧.

૬. P. અને D. કોસ્ટમની સાથે આની અંદર આપેલ કોસ્ટેમોમ એ ઘણું કરીને એક પ્રકારનો એમોમમ છે, જે કુષ્ઠના જેવો હશે. આ

જો કે રોમન લેખકો ગેલીક, કેલ્ટીક, સીરીયન અને બીજી જાતના જટમાશીના (Nard) છોડોનું વર્ણન કરે છે અને આ છોડ ગીડ્રોસીયામાં પણ ઉગતો હતો તે છતાં, આ સર્વેમાં હિન્દની જટમાશીને પ્રથમ સ્થાન આપવું જોઇએ. તેનાં પાંદડાંઓને હેડ્રોસ્ફેરોન (Hadrosphaeron) નામ આપવામાં આવ્યું હતું અને તેના એક રતલની કિંમત ૫૦ દીનાર હતી. મેસોસ્ફેરોન (mesosphaeron) ના એક રતલની કિંમત ૬૦ દીનાર હતી અને નાનામાં નાના માઇક્રોસ્ફેરોન (microsphaeron) ના રતલની કિંમત ૭૫ દીનાર હતી.[૧]

નાર્દીનમ (Nardinum) અથવા જટમાશીનો લેપ બનાવવામાં ઉતફળ અથવા દ્રાક્ષનો રસ, ગલમંદી, સરખટ, કુષ્ઠ, જટમાશી, એમોમમ (amomum), રસગંધ; અને ચેસ્ટનટ મેળવવામાં આવતાં હતાં—પરંતુ આની અંદર છેતરપીંડી થતી હતી અને હિન્દની જટમાશીને બદલે નવ પ્રકારના જુદા જુદા છોડોને તે નામ આપવામાં આવતું હતું. તે ઉપરાંત, જટમાશી દારૂમાં નાંખવામાં આવતી હતી અને તે સમયે રોમન લોકોએ જટમાશીના પાંદડાંઓના હાર પહેરવા શરૂ કર્યા હતા. છેવટે એટલું કહેવું જોઇએ કે આ પાંદડાંઓ દવા તરીકે પણ વપરાતાં અને સૌથી શ્રેષ્ઠ[૨] જટમાશી હિન્દમાંથી આવતી.

હવે આપણે પ્રથમ એ જાણવું જોઇએ કે ડેલીઓન (Bdellion) જેને પેરીપ્લસ ઓફ ધી રેડ સીમાં ડેલા (Bdella)નું નામ આપ્યું છે તે ફક્ત હિન્દુસ્તાન[૩] અને તેની પાસે આવેલ ગીડ્રોસીયામાં જ[૧] ચોક્કસ મળતો હશે. યજ્ઞપ્રસંગે તેને દારૂમાં નાંખવામાં આવતો અને તે ઉપરાંત દવા તરીકે પણ વપરાતો. ત્યાર પછી, એક બીજા છોડને

છોડ જેનો ચોક્કસ નિર્ણય થયો નથી તે મીડીયા અને આરમીનીયામાં ઉગતો હોવાને લીધે, કારડેમોમમ ઘણું કરીને હિન્દમાંથી આવતો નહિ હોય. આ ઉપરાંત જુઓ પ્લીની પ્ર. ૧૨. ભા. ૨૫, ૧. પ્ર. ૧૩. ભા. ૨–૯. પ્ર. ૧૪. ભા. ૧૯–૬ અને પ્ર. ૨૨ ભા. ૫૬ અને ૧ કુષ્ઠના દવા તરીકેના ઉપયોગને માટે જુઓ Dioskorides De mat med પ્ર. ૧ અને ૧૫ તથા Galenos De simplic medic temp. પ્ર. ૫ ભા. ૨૨ તથા પ્ર. ૭ ભા. ૪૬ De composit medic sec loc. VI. પા. ૧૫૫

૧. આ વેપારી નામો માટે જુઓ ઉપરનું પા. ૩૮

૨. Galenos De simplic medic temp. પ્ર. ૮, ભા. ૧૩.

૧. ગીડ્રોસીયા—સીંધુ નદીની પશ્ચિમે આવેલ પ્રદેશ જ્યાં અત્યારે બલુચીસ્તાન આવેલ છે.

૩. cf. પ્ર. ૧. પા. ૨૮૯. આના ઉપરની માહિતી તથા જુદા નામો માટે જુઓ પા. ૨૯૦, નોંધ ૧ અને પ્લીની પ્ર. ૧૨. ભા. ૧૯. ૧. Dioskorides De mat med ૧, ૮૦ અને Galenos Ad glauce. de med. meth II પા. ૧૦૬ તથા De. mat. tempos V. ૮ અને ૯ તથા De. compos. med. per Gen. IV ૮.

તપાસવો જોઇએ, જેનો નિર્ણય કરવો ઘણો મુશ્કેલ છે. તેને એમોમમ (amomum) નામના જંગલી છોડની દ્રાક્ષ (ફળ) તરીકે વર્ણવામાં આવે છે, જ્યારે બીજા લેખકો તે હાથ જેટલો ઉંચો થતો એક જાતનો જંગલી છોડ હતો એમ વર્ણવે છે. ફળને મૂળ સાથે તોડવામાં આવતાં અને બહુ નાજુક હોવાને લીધે તેની ઝુડીઓ બાંધવામાં આવતી. જેના પાંદડાં પ્યુનિક (punic) સફરજન જેવાં હોય અને જેના ઉપર કરચલી ન હોય તથા જેનો રંગ રાતો ન હોય તે જાત ઘણી ઉત્તમ ગણાતી. તેથી ઉતરતી જાત ફીકકાશ પડતી હતી. તેનાથી ઉતરતી ઘાસ જેવી હતી. અને સૌથી ખરાબ જાત સફેદ હતી—જે, રંગ કદાચ તેની વૃદ્ધાવસ્થાનો રંગ હોય. એમોમમ અને તેની દ્રાક્ષ રોમન લોકો આયાત કરતા. ઉત્તમ જાતના એક રતલની કિંમત ૬૦ દીનાર હતી અને સાધારણ જાતના રતલની કિંમત ૪૮ દીનાર હતી. તે આરમીનીયાના ઓટેન (Otene) ભાગમાં તથા મીડીયા અને પોન્ટાસમાં થતાં. તેની અંદર પ્યુનિકનાં પાંદડાંઓની તથા ચોંટી રહે અને દ્રાક્ષ જેવા આકારના થાય તે માટે ગુંદરની ભેળસેળ કરવામાં આવતી. છેવટે એમોમમની બીજી એક એવી જાત[1] હતી જેમાં નસો તથા સુગંધ ઓછી હતી પરંતુ તે વધુ મજબુત હતી અને તે ઉપરથી એમ માની શકાય કે તે કાં તો તદ્દન જુદી જ જાતનો છોડ હશે અથવા તેને કાચો તોડવામાં આવતો હશે. આ વર્ણન સીસસ વીટીગીને ( Cissus Vitiginea ) નામના છોડને બંધ બેસતું આવે છે—જેને આરબ લોકો હમાન (hamana) તરીકે ઓળખે છે અને જે આરમીનીયા, મીડીયા તથા હિંદુસ્તાનમાં ઉગે છે.

ખનીજ અને વનસ્પતિની વસ્તુઓની સરખામણીમાં, હિન્દમાંથી નિકાશ થતો પ્રાણીવર્ગ ઓછી અગત્યનો છે. હિન્દુસ્તાનનું કિંમતીમાં કિંમતી પ્રાણી હાથી, રોમન શહેનશાહોને ઉપયોગી ન હતું કારણ કે તેમની પાર્થીઆના લોકો સાથેની લડાઇઓમાં તેઓ આ ધીમા પ્રાણીઓનો ઉપયોગ પાર્થીઆના જલદ ઘોડેસ્વારો સામે કરી શકતા ન હતા અને સરકસની લડાઇઓ વખતે તેઓ મોરીટેનીયા (mauritania)માંથી હાથીઓ આયાત કરતા. બીજા જે પ્રાણીઓને રોમન લોકો આયાત કરતા તે ફક્ત તેમની સીરીસેન્સીઅન (ciricensian) રમતો[2] માટે જ ઉપયોગમાં આવતાં. આ ઉપરાંત હિન્દનાં પ્રાણીઓ રોમન રાજ્યના માણસોને બીજા વધુ ઉપયોગનાં નહતાં. આમાં ફક્ત રેશમ અને મોતી અપવાદરૂપે છે. પરંતુ તેમને વિષે આપણે આગળ ઉપર વર્ણન કર્યું છે. આ

---

૧. પ્લીની પ્ર. ૧૨. ભા. ૨૮. ૧.

આરમીનીયાનો 'ઓટેન' નામનો પ્રદેશ ચોક્કસાઇથી નક્કી થઇ શકતો નથી કારણકે તે નામ બીજે કોઇ ઠેકાણે જડતું નથી.

૨. આ પ્રસંગે હું એટલું કહેવા માગું છું કે પેરીપ્લસ ઓફ ધી રેડ સીના પા. ૩૫ ઉપર આપેલ ડોસારેનના હાથીઓનું નામ બોસારેને બદલે ડોસારે વાંચવું જોઇએ કારણ કે તેઓ તથા તે પ્રદેશને અપાતું નામ ત્યાંની નદી ડોસારોન ઉપરથી આવેલ છે.

(રેશમ તથા મોતી) તથા હાથીદાંત ઉપરાંત રોમન કાયદાશાસ્ત્રમાંના ફક્ત સિંહ, સિંહણ, વાઘ અને ચિત્તાઓ જેનો ઉપયોગ રમતોમાં કરવામાં આવતો હતો, તે જ અગત્યનાં હતાં.

પશ્ચિમના દેશોમાં બીજું કોઇ હિન્દનું પ્રાણી લઇ જવામાં આવ્યું હોય તો તેનો ફક્ત એક જ ઉલ્લેખ છે અને તે એ છે કે એક હિન્દનો મોર મીસરના રાજાને (લેગાઇડ કુળના) ભેટ કરવામાં આવ્યો હતો.[1]

હાથીદાંત રોમ તથા રોમન રાજ્યના બીજા ભાગોમાં ઇથીઓપીયામાંથી નિકાશ તથા હોવાને લીધે, તેનો ઘણોખરો ભાગ હિન્દમાંથી કે ઇથીઓપીયામાંથી આવતો હતો તેનો નિર્ણય કરવો અશક્ય છે. કારણ કે રોમન કવિઓ હાથીદાંતમાંથી બનાવેલી વસ્તુઓ હિન્દની હોય તેમ કેટલેક ઠેકાણે વર્ણવે છે જો કે તે ઉપરથી જ તે હિન્દની હતી તેમ માનવું ઉચિત ન કહેવાય.[2] તે છતાં એલેક્ઝાન્ડ્રીયન વેપારીના અહેવાલ ઉપરથી નક્કી થાય છે કે હિન્દમાંથી પણ હાથીદાંત નિકાશ કરવામાં આવતો હતો અને રોમની અંદર તેની એટલી બધી વપરાશ હતી કે હિન્દ સિવાય બીજેથી મોટા હાથીદાંત મેળવવા અશક્ય હતા અને તેથી હાથીદાંતને બદલે હાથીના હાડકાને તેવી રીતે વ્હેરવાની જરૂર પડતી.[3] આનું કારણ એ છે કે હાથીદાંતનો ઉપયોગ ફક્ત ચિત્રકામ માટે જ નહિ પરંતુ નાનામોટા વાસણો તથા અલંકારની ચીજો બનાવવામાં પણ થતો.

કયા પ્રાણીનું ઉન અલેક્ઝાન્ડ્રીયા લાવવામાં આવતું હતું તેનો નિર્ણય થઇ શકે તેમ નથી કારણ કે રોમન કાયદાશાસ્ત્રમાં તે પાઠ અશુદ્ધ છે અને તેનો સમર્થનકારક સુધારો હજુ કોઇએ કર્યો નથી.[4] આ ટીકા તે જ પુસ્તકમાં વર્ણવેલા હિન્દના શીંગડાંઓને પણ લાગું પડે છે. ઘણું કરીને તેનો (શીંગડાંઓનો) ઉપયોગ ચાળણીઓ બનાવવામાં થતો હશે. જે શીંગડાઓ પેરીપ્લસ ઓફ ધી રેડ સીમાં નિકાશ થતી વસ્તુઓમાં વર્ણવ્યાં છે તે ઘણું કરીને બળદનાં શીંગડાં હોવાં જોઇએ. ગમે તેમ હોય પરંતુ એમ કહેવામાં આવ્યું છે કે એક મોટું બળદનું શીંગડું હિન્દમાંથી પોલેમી બીજાને મોકલવામાં આવ્યું હતું, જો કે તેના કદનું વર્ણન અતિશયોક્તિ ભરેલું હોવાથી સ્વીકારનીય નથી.[5]

તે સમયે કસ્તુરી હિન્દમાંથી રોમન રાજ્યમાં આવતી હતી કે નહિ તે શંકાસ્પદ છે, કારણ કે "કેસ્ટોરીયમ" (castoreum) જેનો વૈદ્ય લોકો ઉપયોગ કરતા હતા તે

---

૧ Ailianos De mat. amim. XI, ૩૩.

૨ A. W. Von Schlegel તેના પુસ્તક On the history of the elephant માં વર્ણવે છે તે પ્રમાણે.

૩ પ્લીની પ્ર. ૮ ભા. ૪–૧.

૪ D. તે marocorum lana કહેવાય છે.

૫ Ailianos, De nat amim III, ૩૪. તેના કહેવા પ્રમાણે તે ત્રણ એમ્પોરા જેટલું મોટું થાય.

પોન્ટાસ અને ગેલેટીઆના બીવર નામના પ્રાણીઓમાંથી મેળવવામાં આવતું હતું અને ફક્ત કોસ્માસે જ ( Kosmas ) હિન્દના કસ્તુરીમૃગ તથા કસ્તુરીનું વર્ણન કર્યું છે—જો કે તેમ કરવામાં પણ તેણે ખોટી રીતે તે પ્રાણી તીબેટ, નેપાલ, ભુતાન અને આસામને બદલે લંકામાં મળતાં હતાં એમ કહ્યું છે.[1]

પ્રાણીવર્ગને લગતી બે વસ્તુઓ હજુ વિચારવી બાકી છે અને તેમના વિષે આપણે નક્કી જાણીએ છીએ કે તે હિન્દમાંથી રાતા સમુદ્રના રસ્તે પશ્ચિમના દેશોમાં આવતી હતી. પહેલી વસ્તુને પેરીપ્લસ ઓફ્ ધી રેડ સીમાં 'પીનીકોન' ( pinikon ) કહેવામાં આવેલ છે. તેનો અર્થ " પીના " નામની સમુદ્રની છીપોમાંથી મળતો રેશમ જેવો લાગતો ખરાબ પદાર્થ જેના તાર કાઢવામાં આવતા હતા અને જેને વણીને તરેહ તરેહનાં કપડાં, મોજાં. વિં. બનાવવામાં આવતાં હતા, તે થાય છે.[2] આ પદાર્થ જમીન તથા દરીયામાં વસતા કાચબાઓ બનાવતા હતા. આ કાચબાઓ કેટલાક મલબાર કિનારા પાસે આવેલા નાના ટાપુઓમાં પકડવામાં આવતા હતા અને તેઓ " કૃસોનેતીઓતીકા " ( Chrusonetiotika ) નામથી ઓળખાતા હતા. આ નામ અશુદ્ધ છે અને તેને સુધારીને " કૃસોનીસીઓતાઇક " ( Chrusonesiotike ) વાંચવું જોઇએ કારણ કે પેરીપ્લસ ઓફ્ ધી રેડ સીના લેખકે બીજે સ્થળે એમ વર્ણવ્યું છે કે ગંગાનદીના મુખની પાસે પૂર્વ તરફ સમુદ્રમાં એક ટાપુ આવેલો હતો અને ત્યાંથી મળી આવતા કાચબાઓ ઘણા જ ઉત્તમ હતા.[3] કાચબાઓની બીજી જાત આ ટાપુમાંથી નહિ, અને કદાચ આ ટાપુ ફક્ત કલ્પિત જ હશે, પરંતુ મલાકાની સામુદ્રભૂમિ જેને ગ્રીક લોકોના અહેવાલો પ્રમાણે મલાકાની સુવર્ણ સામુદ્રભૂમિ કહેવામાં આવતી હતી, ત્યાંથી મળતી હશે. પેરીપ્લસનો લેખક હિન્દની દક્ષિણ ભૂશીરથી આગળ ગયેલો નહિ હોવાથી અને પૂર્વ તરફ આવેલા હિન્દના ભાગની ફક્ત બીજાઓ પાસેથી સાંભળેલી હકીકતો વર્ણવેલી હોવાથી, આ ભૂલ જેને માટે તે અથવા તેના બીજા આધારો જવાબદાર હશે, તે સમજી શકાય છે. તેના અહેવાલ પ્રમાણે લંકાના કિનારે પણ કાચબાઓ પકડવામાં આવતા હતા. આ અહેવાલની સત્યતાના પુરાવા તરીકે એમ પ્રમાણ છે કે નર્મદા[4] નદીના મુખ આગળ મોટા

૧. પ્લીની પ્ર. ૮ ભા. ૪૭, ૧ તથા પ્ર. ૩૨ ભા. ૧૨, ૨ તથા Galenos De simplic medic temper ૧, ૪૫: એન્ટીગોનોસે કસ્તુરીના ઉપયોગ ઉપર એક ખાસ પુસ્તક લખ્યું છે, તથા Kosmas પા. ૩૩૫ તે કસ્તુરીમૃગને મોચોસ ( moschos ) કહે છે અને કસ્તુરીને કસ્તોરી ( chastouri ) કહે છે અને લખે છે કે તે નામોથી ત્યાંના પ્રદેશોમાં તેને ઓળખતા. પણ પ્રથમ નામ એશિયા માઇનોરમાંથી અને બીજું સંસ્કૃતમાંથી લીધેલું લાગે છે.

૨. તેથી આ શબ્દ ખરેખરી રીતે rinnichon લખાય છે.

૩. Peripl mar. Erythr. પા. ૩૨, ૩૫, ૩૬.

૪. cf. પ્ર. ૨ પા. ૫૪૧ અહિંયાં ઉમેરવું જોઇએ કે તે ગંગા નદીના મુખ આગળ એક બીજા ટાપુને પણ વર્ણવે છે જેને તે કાઇસ કહે છે અને જે ઘણું કરીને પહેલો જ ટાપુ હોવો જોઇએ.

કાચબાઓ મળતા હતા તેમ જ લંકાના કિનારા ઉપર તથા દક્ષિણ હિન્દના ટાપુ કેડુબામાં (Keduba)[૧] પણ મળતા હતા, અને આ ઉપરથી એમ અનુમાન થઇ શકે કે આ પ્રાણીઓ મલબાર કિનારા ઉપરના નાના ટાપુમાં તેમ જ મલાક્કાના કિનારા ઉપર પણ પકડવામાં આવતાં હશે. કાચબાઓના કરવામાં આવતા ઉપયોગની બાબતમાં, તેમના ટુકડા કરવામાં આવતા હતા; અને તેમની ચામડીનો ઉપયોગ પથારીઓ બખ્તરો વગેરે જડવામાં થતો હતો. તેની પીઠ ઉપરની ચામડીમાંથી હિન્દના લોકો વાજીંત્રો બનાવતા હતા.[૨]

નિકાશની વસ્તુઓની સમાપ્તિ આપણે બે ચીજોથી કરીશું જે હિન્દમાં બનતી ન હતી પરંતુ એલેક્ઝાન્ડ્રીયન વેપારીના કહેવા પ્રમાણે હિન્દમાંથી એલેક્ઝાંડ્રીયા લાવવામાં આવતી હતી. પહેલી વસ્તુ તે રેશમ જેવી સુંવાળી ચામડીઓ (ચર્મો), જે આ બાબત ઉપર આગળ બતાવ્યા પ્રમાણે આંતર એશિયામાંથી આવતી હતી પરંતુ તે મેળવવા માટે કયા પ્રાણીઓની ચામડીઓ ઉતારવામાં આવતી હતી તેનો નિર્ણય થઇ શકે તેમ નથી. કિંતુ આ હકીકત ઉપરથી એમ પુરવાર કરી શકાય કે હિન્દ અને ઉત્તર એશિયા વચ્ચે વેપારી સંબંધ હતો અથવા ચાલુ રહ્યો હતો કારણ કે તે સંબંધ તો ઘણા જુના કાળથી શરૂ થયો હતો. કિંમતની દૃષ્ટિએ જોતાં બીજી વસ્તુ વધુ મહત્વની છે કારણ કે રોમન લોકો તેના માટે માની ન શકાય તેટલી ભારે કિંમત આપતા હતા. આ વસ્તુ તે પ્રખ્યાત મુરીનીયન (murhinian) વાસણો જે એલેક્ઝાન્ડ્રીયન વેપારીના અહેવાલ પ્રમાણે ગોમેદની સાથે ભરૂચથી નિકાશ થતા હતા.[૩] જે પથ્થરોમાંથી આ કિંમતી વાસણો બનાવવામાં આવતાં હતાં તે પારથીઅન રાજ્યના દૂરના પણ જાણીતા ભાગોમાંથી આવતા અને ખાસ કરીને કારમીનીયામાંથી. બીજી કેટલીક જગાઓ જ્યાં આ પથ્થર મળતા હતા તે પૂર્વ ઇરાનમાં હોવી જોઇએ કારણ કે તેમ ન હોય તો આ વાસણો હિન્દમાંથી કેવી રીતે નિકાશ થતા હતા તે સમજી શકાય તેમ નથી. ઘણું કરીને પેરીપ્લસ ઓફ ધી રેડ સીમાં તેના પછી વર્ણવેલી વસ્તુઓની માફક આ વાસણો પણ "પુષ્કલ"ની આસપાસના ભાગ દ્વારા ભરૂચ લાવવામાં અવતા હશે.

આ પથ્થરને લગતા ગ્રીક તથા રોમન લેખકોના જુદા જુદા અહેવાલો જેને અહિંયાં આપવાનો અથવા સમજાવવાનો અવકાશ નથી તેનો સમન્વય કરવા માટે આપણે આ

---

૧. Ritter's Asien IV, ૧ પા. ૧૪૭ અને ૫૮૦ તથા Edward, P. Halstead નો Report on the island of Kedooba. પ્લીની પણ સાક્ષી દે છે કે હિન્દી સમુદ્રમાં મોટા કાચબાઓ રહેતા હતા.

૨. પ્લીની પ્ર. ૯ ભા. ૧૩. ૧. તથા Pausanias પ્ર. ૮ ભા. ૨૪. ૯ તેના કહેવા પ્રમાણે આરકેડીયાના જંગલોમાં મોટા કાચબાઓ હતા તેમાંથી તેઓ હિન્દીઓની માફક વાજીંત્રો બનાવતા.

૩. Peripl. mar. Erythr. પા. ૩૨. અને પ્લીની પ્ર. ૩૩, ભા. ૨. ૩. તથા પ્ર. ૩૫. ભા. ૪૬, ૧. તથા પ્ર. ૩૭ ભા. ૭, ૧. અને પ્ર. ૩૮ ભા. ૮, ૧.

પથ્થર કેટલે અંશે સરિતક્ષાર (River-spate), કેટલે અંશે ક્ષેત્રક્ષાર (field-spate), કેટલે અંશે ચૂનાક્ષાર (Lime-spate) તથા કેટલે અંશે ચંદ્રમણિ હશે એ સમજવું જોઇએ. તે તેની કઠણાશ તથા સુંદર રંગને લીધે ઓળખી શકાતા હતા, અને જાંબલી અને સફેદ એ બે મુખ્ય વર્ણો હતા. આ ગુણોને લીધે તેઓ કિંમતી પત્થર જેવા લાગતા. આ જાતના પત્થરનો ઉપયોગ મુખ્યત્વે કરીને પીવાના તથા ખાવાના વાસણો બનાવવા માટે તથા નાના ટેબલો બનાવવામાં થતો. ઈ. સ. પૂર્વેની ૬૧ મી સાલમાં એશિયા માઇનોરના રાજ્યોની જીત પછી તેની ત્રીજી વિજયયાત્રા વખતે સમ્રાટ પોમ્પેઈ આ મુરીનીયન વાસણો સૌથી પ્રથમ રોમમાં લાવ્યો હતો. ત્યારબાદ મુરીનીયન વાસણો ઘણા વપરાવા લાગ્યાં અને દીન પ્રતિદિન તેને અવલંબીને મોજશોખમાં વૃદ્ધિ થવા માંડી. આ પથ્થરનો એક ટુકડો જેની અંદરથી સેકસટેરીયસના જેટલી કદવાળી અને એમ્પોરાનો $\frac{1}{24}$ મો ભાગ માઇ શકે તેટલી ફક્ત ત્રણ જ પ્યાલીઓ બનાવી શકાય, તેની કિંમત લખાણના જુદા જુદા પાઠોના આધારે ૭૦,૦૦૦ સીસ્ટેરટી અથવા લગભગ ૪૦૦૦ થેલર અથવા ૭૦ ટેલન્ટના પ્રમાણે લઇએ તો લગભગ ૨૦૦૦ થેલર જેટલી આપવામાં આવતી. પ્લીનીના આ વસ્તુને લગતા ભાગના અર્થાન્વય પ્રમાણે બીજી કિંમત વધુ પ્રમાણભૂત છે અને તે પણ તે સમયે રોમન લોકો આ જાતના વાસણો માટે કેટલી ઉંચી કિંમતો આપતા હતા તે બતાવી આપે છે.

## હિન્દની આયાતની વસ્તુઓ

હિન્દની અંદર આયાત કરવામાં આવતાં માલની બાબતમાં પેરીપ્લસ ઓફ ધી રેડ સીના જાણીતા ભાગો સિવાય કેટલાક જુજ ગ્રીક તથા રોમન લેખકોના ફકરાઓ છે અને આપણે તેનો ઉપયોગ ઉચિત સ્થળે કરીશું. આયાતની વસ્તુઓ વર્ણવવામાં હું તેમને ભૌતિક પદાર્થની ત્રણ કોટિઓ પ્રમાણે ગોઠવીશ.

ખનીજ પદાર્થોમાં, હિન્દીઓ પરદેશીઓ પાસેથી ત્રાંબુ, સીસું અને કલાઈ લેતા. તે ઉપરાંત ગ્રીક અને રોમના વેપારીઓ રૂપાના તથા સોનાના સીક્કાઓ લાવતા જેને તેઓ હિન્દના ચલણમાં ફાયદાકારક રીતે વટાવતા. તેઓ બીજા રોમન સીક્કાઓ પણ લાવતા. આ વસ્તુ ઘણી અગત્યની ગણવી જોઇએ કારણ કે હિન્દનો માલ ઘણો મોંઘો હતો અને તેથી તેની ખરીદ માટે પરદેશી વેપારીઓને ઘણું રોકડ નાણું લાવવું પડતું હતું. રોમન રાજ્યમાંથી પ્રતિવર્ષ હિન્દ કેટલી મોટી રકમ મેળવતું હતું તે આપણે આગળ જોઇ ગયા છીએ[1] અને આપણે હવે પછી જોઇશું કે હિન્દના કેટલાક ભાગોમાં જુના શહેરોના ખંડેરોમાંથી રોમન સીક્કાઓ મળી આવતા હતા.

કાચના વાસણો ખનીજ પદાર્થની બીજી કોટિમાં આવે. તે સમયે હિન્દમાં ઘણા મોટા પ્રમાણમાં દારૂ આવતો હોવાથી (જે વિષય ઉપર હું આગળ ઉપર વધુ માહિતી આપીશ) એ સિદ્ધ

૧. જુઓ આગળ પા. ૪

થાય છે. જો આ વસ્તુ હિન્દના પુરુષોના ઉપભોગને લગતી હતી, તો હવે જે વસ્તુ વર્ણવવામાં આવે છે તે હિન્દની સ્ત્રીઓના કામની હતી. આ વસ્તુ તે સ્ટીમી અથવા સ્ટીબીયમ જે વડે સ્ત્રીઓ પોતાની ભમર તથા પાંપણોને કાળો રંગ કરતી. આ ઉપરથી એમ આશ્ચર્ય થાય છે કે હિન્દીઓ આ વસ્તુ શા માટે પરદેશથી આયાત કરતા હશે ? કારણ કે આ ( કાજળ વાપરવાનો ) ચાલ ઘણા જુના કાળથી ઉતરી આવેલો છે અને ખુદ હિન્દમાં જ એવી કેટલી વસ્તુઓ થાય છે દા. સુરમો વગેરે કે જેમાંથી તેઓ અંજન બનાવી શકે. બીજા ઉપયોગો માટે શિલારસ, સોમલ, અને રાતા સમુદ્રમાંથી આવતો અગ્નિવર્ણો સન્દારીક (Sandaricho)–જે રાતો સોમલ તથા ગંધકના મિશ્રણથી થાય છે, તે વાપરવામાં આવતો હતો.[૧]

પરવાળાં, જે પેરીપ્લસ ઓફ ધી રેડ સીના લેખકના કહેવા પ્રમાણે હિન્દમાં આયાત થતાં હતાં તે મુખ્યત્વે કરીને અરેબાયન અખાતમાંથી નહિ પણ ઘણું કરીને પરસ્યન અખાતમાંથી આવતાં હશે. અને પરવાળાની મુખ્ય જાત જે ગોલ ( Gall )માં બનતી હતી તે ત્યાંથી દૂરના હિન્દુસ્તાન તરફ નિકાશ થતી હતી એમ માનવું મુશ્કેલ છે.[૨] રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખકનો અહેવાલ ખરો હોય તો જેમ રોમમાં મોતી પ્રિય ગણાતાં તેમ હિન્દમાં પરવાળાં પ્રિય ગણાતાં.

લસણીયા હીરાની બાબતમાં તો આપણે આગળ જોઇ ગયા છીએ કે હિન્દમાં આયાત થતા હીરા ઇથીઓપીયામાંથી આવતા, જો કે હિન્દની અંદર પણ આ જાતનો પથ્થર મળી આવતો.[૩] પોખરાજની પણ આવી જ સ્થિતિ હતી. આ જાતના અરેબીયાના હીરાઓમાં ' સાર્દ ' ની છાંટ ન હતી અને જુદા જુદા રંગના સાર્દોને પોખરાજ તરીકે વેચવામાં આવતા હતા. તે, થોડે અંશે કાળા અને થોડે અંશે ભુરા રંગના હતા અને તેમના ઉપર કાં તો જાડી ધોળી રેખાઓ હતી અથવા પર્વતીયા સિંદુર જેવો ચળકાટ હતો.[૪] ક્રીનોડોટસના અહેવાલ પ્રમાણે પ્રથમ તો હિન્દવાસીઓ આને પ્રસંદ કરતા ન હતા. આ જાતના કેટલાક પથરાઓ તો એટલા મોટા હતા કે તેમાંથી તલવારો બનાવી શકાતી. રોમન લોકો આ પથ્થરને ખાસ પસંદ કરતા, કારણ કે સીલ કરવાની વીંટીનો ઉપયોગ કરતી વખતે તેને લાખ ચોંટી રહેતી નહિ. આ પત્થરનો શોખ હિન્દીઓને કેમ લગાડવો તે રોમન લોકો જાણતા હતા અને રોમના મધ્યમ વર્ગના માણસો પણ આ હીરાને ગળામાં પહેરતા. આ દાખલા ઉપરથી તથા ઉપર આપેલા જનના દાખલા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે કેટલીક ક્ષુલ્લ વસ્તુઓના વિષે હિન્દના લોકો પરદેશની વસ્તુઓને તેમની પોતાની વસ્તુઓ કરતાં વધુ પસંદ કરતા. હિન્દની અંદર પુષ્કળ પોખરાજ થતા હતા તે આપણે આગળ જોઈ ગયા છીએ.

---

૧. પ્લીની પ્ર. ૩૫ ભા. ૨૨ તથા ડેલાકેસની આવૃત્તિમાં પ્ર. ૯. પ. ૨૭૨.

૨. પ્લીની પ્ર. ૩૨. ભા. ૧૧. ૧.

૩. જુઓ આગળ પા. ૧૮

૪. પ્લીની પ્ર. ૩૭ ભા. ૨૬–૮.

હિન્દુસ્તાનની વનસ્પતિની સમૃદ્ધિ ધ્યાનમાં રાખતાં આપણે એમ ધારીએ કે આ બાબતમાં બીજા દેશોમાં હિન્દીઓને આકર્ષી શકે તેવી જુજ વસ્તુઓ પ્રાપ્ત થતી હશે. અને ખરેખર પરદેશી વેપારીઓ આ જગતની ઘણી થોડી વસ્તુઓ હિન્દમાં લાવતા હતા અને આપણી પ્રથમ ધારણા સત્ય છે.

આ વસ્તુઓમાં, ધુપ અને તેમાંથી બનાવવામાં આવતું કિંમતી તેલ અથવા લેપ પ્રથમ આવે છે. પછી, મીસરનાં કમળ આવે-જેના સાંઠાઓમાં મીઠો સુગંધીદાર પદાર્થ રહેતો અને જે મીસરવાસીઓને ઘણો પ્રિય હતો.[૧] તેના પછી, આયાતની બીજી વસ્તુ તે દારૂ, જેથી આપણે વિસ્મય પામીએ છીએ. તે સીરીયાના "લુડીકેઇઆ" ભાગમાં થતો તે ઉપરાંત ઇટાલીમાં[૨] પણ બનાવવામાં આવતો. વધુ વિચિત્ર તો એ છે દારૂ અને એવા બીજા માદક પદાર્થોનો હિન્દીઓના કાયદાઓમાં નિષેધ કરવામાં આવ્યો છે અને તે પ્રમાણે દારૂની આયાત કરવી એ કાયદાનું ઉલ્લંઘન ગણાય. કેટલેક અંશે આમ થયું પણ હોય પણ તે મુખ્યત્વે કરીને હિન્દના રાજાઓમાં, કારણ કે એલેક્ઝાન્ડ્રીયન વેપારીના અહેવાલ પ્રમાણે અમુક રાજાને દારૂ ભેટ તરીકે મોકલવામાં આવ્યો હતો. પરંતુ આ દારૂની આયાત ઉપરથી અને એલેક્ઝાન્ડરના ઇતિહાસકાર મીટીલેનના કેરસ (Charis of mitylene)[૩] ના પુરાવા ઉપરથી હિન્દીઓ દારૂ પીતા હતા અને દારૂ તેઓમાં સામાન્ય થઈ પડ્યો હતો એમ અનુમાન કરવામાં આપણે હિન્દીઓને અન્યાય કરીશું કારણ કે આ હકીકતને ગ્રીક લેખકોની કલ્પના તરીકે જ રદ કરવી જોઇએ.

પેરીપ્લસ ઓફ ધી રેડસીમાં હિન્દની આયાત તરીકે વર્ણવેલ બીજી વસ્તુ તે કપડાં છે અને તેની એક જ જાત સામાન્ય શબ્દોમાં સૂચવવામાં આવી છે. આ શબ્દ તે Ima-tismosaplans અથવા Nodos અને Rolumita અથવા Rolumiti. છેલ્લા શબ્દનો અર્થ જે કપડાના વાણામાં ફુલો તથા બીજી આકૃતિઓ વણવા માટે વધુ તાર

---

૧. Vincent 1- q. w. પા. ૭૪

૨. Peripl mar. Erythr પા. ૨૨, ૨૮. અરબસ્તાનનો દારૂ તે ઘણું કરીને અરબસ્તાનમાં બનતો નહિ હોય પણ અરબસ્તાન દ્વારા આયાત થતો હશે.

૩. આ ભાગ A thenaiosમાં પ્ર. ૧૦. પા. ૪૩૭માં આવે છે. તથા Ailianos var his. II પા. ૪૧. તથા પહેલા લેખકની ચોપડીમાંથી script, Er, Alex, magn ના પા.૧૮ માં આ અહેવાલ પ્રમાણે કેલેનોસ પર્શીયામાં બળી અગ્નિને પોતાની જાતનો ભોગ આપી મુઓ. તેને લગતા ઉત્સવને પ્રસંગે એલેક્ઝાન્ડરે ફરમાવ્યું હતું કે હિંદીઓના દારૂ ઉપરના પ્રેમને લીધે દારૂ પીવાની શરત કાઢવી. પ્રથમ નંબરે આવનારને ૧ ટેલન્ટ, બીજાને ૩૦ મીન અને ત્રીજાને ૧૦ મીન આપવાના હતા. પ્રથમ જીતનાર ચાર કોસ દારૂ પી ગયો અને એક અહે-વાલ પ્રમાણે તરત જ મરી ગયો અને બીજા અહેવાલ પ્રમાણે ત્રણ દિવસ પછી મરી ગયો. તેનું નામ પ્રોમેચોસ હતું. આ નામ બનાવટી છે અને બીજી બાબતો ઉપરથી સમજી શકાશે કે આ આખી વાત બનાવટી છે.

રાખવામાં આવે છે તેવા કપડાં થાય છે. આ ઉપરથી એમ અનુમાન થઇ શકે કે પહેલા શબ્દનો અર્થ એકવડા કાપડમાંથી બનાવેલા લુગડાં થતાં હશે અને બીજા શબ્દનો અર્થ સાધારણ જાતના લુગડાં થતો હશે. ઉપરના શબ્દથી આપણે ખરી રીતે શણનાં કપડાં સમજવાં જોઇએ કારણ કે પાશ્ચાત્ય દેશો હિન્દમાંથી સુતરાઉ તથા રેશમી કાપડ મેળવતા હતા. બીજી જાતનાં કપડાં જે આવતાં તે એક એલ (Ell) લાંબા કમરબંધો હતાં.

વાજીંત્રો કયા પ્રકારનાં હતાં તે ચોકસાઇથી કહી શકાય તેમ નથી અને ઘણું કરીને તે આયાતની વસ્તુ તરીકે ખરી રીતે ગણાય પણ નહિ કારણકે તે એરીએકના રાજા મુબેરાસ[1] અથવા અકબર્નર્સને ભેટ તરીકે મોકલવામાં આવ્યાં હતાં. તે ઉપરાંત તેને ત્યાં ઝનાના માટે સુંદર સ્ત્રીઓ પણ લાવવામાં આવતી હતી પણ તે કંઇ વેપાર અર્થે નહિ.

આ પ્રમાણે હિન્દની આયાત તથા નિકાશના વર્ણન કર્યા પછી હવે હું તેમને કયાં ભાગોમાં વહેંચવામાં આવતી હતી તે બતાવીશ. આમ કરવામાં હું પેરીપ્લસ ઓફ ધી રેડ સીમાં આપેલી શ્રેણીને અનુસરણ માટે સ્વીકારીશ અને મેં આગળ ઉપર દર્શાવેલા નામોના અર્થને વળગી રહીશ. હિન્દુસ્તાનની બહાર આવેલા વેપારી મથકો માટે ચૂંટણી કરવી જરૂરી છે અને ફક્ત એવી જ વસ્તુઓ બતાવવી કે જે હિન્દમાં ચોક્કસ મળતી ન હતી અને જેની આયાત કરવી પડતી.

મુસા—અરબસ્તાનના કિનારા ઉપર.[2] આયાતની વસ્તુઓ–કેસર અને ઝીણું સુતરાઉ કાપડ. નીકાશ–ધુપ.

ઓપોન—ઇથીઓપીયાના[3] બારબેરીયન અખાત ઉપર આરજક (Arjake) નામના આંતર હિન્દના પ્રદેશમાંથી તથા ભરૂચમાંથી અથવા વધુ ચોક્કસાઇથી કહીએ તો ભરૂચ મારફત નીચેની ચીજો નીકાશ થતી હતી; ચોખા, હિંગ, તલનું તેલ, મોનોચ જાતના ઝીણાં ગરમ કપડાં, સાકર અને ખાંડ.

એઝેનીયા—આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર આવેલ આ ટાપુ ઉપર અથવા અત્યારના પેમ્બા ટાપુ ઉપર વેપાર અર્થે ગ્રીક, હિન્દી તથા આરબ વેપારીઓ રહેતા હતા.[4] ત્યાં માંગરોળ, ભરૂચ અને તામીલથી થોડા હિન્દી વેપારીઓ આવતા કારણકે તેમનાં વહાણો પ્રતિકુલ પવનને લીધે ત્યાં ઘસડાઇ આવતાં. ત્યાં તેઓ ચોખા, ઘઉં, સુંદર ઝીણું કાપડ તથા ગુલામ સ્ત્રીઓ જેમની સાથે તેઓ કોઇ વાર ત્યાંથી નાસી પણ જતા, તે વેચતા અને કાચબાઓથી તેમનાં વહાણ ભરતા.

---

૧. આ રાજાના શંકારપદ નામ માટે તથા આરયકની સરહદ માટે જુઓ Peripl. mar. Erythr પ્ર. ૨. પ. ૮૫૫. વીન્સન્ટ તેને શક હિન્દનો રાજા માને છે તે ભૂલ છે.

૨. Peripl. mar. Erythr. પા. ૨૨ તથા પ્ર. ૨. પા. ૫૮૪.

૩. Peripl. mar. Erythr. પા. ૭ તથા ૩.

૪. „ પા. ૧૭. ૧૬. તથા G. Bunsen's Diss on the East coast of Zania in Africai પા. ૧૭.

મોસીલોન—સેચેલીટીક અખાતના પૂર્વના ખુણા ઉપર આવેલું આ ઉત્તમ બંદર હતું અને ત્યાં ભરૂચ તથા તામીલથી, તોફાનને લીધે ઉધે રસ્તે ચઢી ગયેલાં વ્હાણો કોઇ વાર આવતાં અને આગળ જવાને માટે વહાણના કપ્તાનો ત્યાં આખો શિયાળો ગાળતા.[૧] ત્યાંના રાજાના પ્રધાન સાથે તેઓ કપડાં, ઘઉં, અને તેલ ધુપને સાટે ખરીદતા.

પર્શીઅન અખાત ઉપર, ટેરીડોનની જરા દક્ષિણે અને પેરટી ગ્રીસ નદીના પશ્ચિમ કિનારા ઉપર એપાલોગોઇ નામનું પ્રખ્યાત બંદર આવેલું હતું–જ્યાં વેપારીઓની સાથે ન્યાયથી વર્તવામાં આવતું હતું. તેથી વધુ પૂર્વ તરફ, કારમેનીયાની કિનારા ઉપર 'ઓમાન' નામનું[૨] બીજું વેપારી મથક હતું જ્યાં ઘણા વેપારીઓ આવતા હતા. આ બન્ને મથકોમાં મોટા વહાણોમાં, ત્રાંબુ–જે ભાગ્યે જ હિન્દમાંથી આવતું, સુખડ, ઘણું કરીને સાગના લાકડાના પાટડાઓ, શીંગડાં, તલનું તેલ અને મહોગની લાવવામાં આવતાં.

હિન્દુસ્તાનની અંદર આપણે પ્રથમ બારબરીકોન બંદર લઇશું જે સિંધુ નદીના મુખ ઉપર આવેલું હતું અને જે સિંધુ નદી દ્વારા શક–હિન્દના ( Indo-Scythia ) પાટનગર મીનાગર[૩] અથવા અત્યારે જ્યાં અહમદપૂર આવેલું છે તેની સાથે વેપાર કરતું. ત્યાં એક તારના વાણાવાળાં ઘણાં કપડાં અને સામાન્ય જાતનાં થોડાં કપડાં આયાત થતાં હતાં. તે ઉપરાંત, ઘણી જાતના કાપડમાંથી બનાવેલાં કપડાં, તથા પુષ્પરાગો, પરવાળાં, શિલારસ, કાચનાં વાસણો જેથી મુખ્યત્વે આપણે પીવાના વાસણો સમજવાં જોઇએ, તથા થોડો દારૂ, ચાંદીની ચીજો તથા સીક્કા આવતાં હતાં. નિકાશની વસ્તુઓ આ પ્રમાણે હતી. કુથ, ડેલીઓન, લીકીઓન, નાર્દ (જટમાશી), કલ્યાણ, કિંમતી હીરા, રેશમી ચર્મો, ઝીણાં કપડાં, રેશમી સુતર અને ગળી.

તે સમયના સર્વ વેપારી મથકોમાં સૌથી પ્રખ્યાત મથક ભરૂચ હતું. તે હિંદના જુદા જુદા ભાગો તથા પરદેશો સાથે ઘણો સુંદર વેપારી સંબંધ ધરાવતું હતું.[૪] તેના વેપારી સંબંધનો દૂરમાં દૂર પ્રદેશ તે ચીન દેશ હતો જ્યાંથી બેકટ્રીયાના[૫] રસ્તે જમીન

---

૧. Peripl. mar. Erythr. પા. ૮ તથા પ્ર. ૨. પા. ૫૮૪.

૨. ,, પા. ૨૨. તથા Markianos Heracl પા. ૨૨.

૩. ,, પા. ૨૨ તથા ૨૪.

૪. Peripl. mar. Erythr. Peripl. પા. ૨૪, ૨૮, ૨૯, ૩૬.

૫. આ કપડાં પ્રથમ ભરૂચથી ગંગાનદી અને ત્યાંથી તામીલ લઇ જવામાં આવતાં હતાં એમ કહેવું ભૂલ ભરેલું છે કારણકે તેમ કરવું નકામું અને વધારે પડતું છે.

માર્ગે રેશમી કાપડ ભરૂચ આવતું હતું. ઘણું ખરૂં ઝીણું સુતરાઉ કાપડ મીન્નગરમાંથી આવતું, તે ઉપરાંત બીજું ઝીણું કાપડ બીજા પ્રદેશોમાંથી પણ આવતું અને સસ્તું ગોલો ચીનાઇ નામનું કાપડ તથા તેનાથી પણ હલકી જાતનું કાપડ પણ ત્યાં આવતું. સીંધુ નદી પાસે આવેલ પુકેલ શહેરની પાસેથી અથવા ' પોકલે ' માંથી શક-હિન્દ દ્વારા ત્રણ પ્રકારની જટમાંશી ભરૂચ લાવવામાં આવતી હતી, જેનાં નામ કેટી બુરાઇનિ, પેટ્રોપેપીગ, તથા કાબુલાઇટ હતાં અને જેની સમજુત આગળ આપવામાં આવી[૧] છે. તે ઉપરાંત આ માર્ગ દ્વારા કુષ્ઠ અને ડેલીઓન આવતાં. ગોદાવરીના ઉત્તરના ભાગ ઉપર આવેલ પૈથાન અથવા પ્રતિષ્ઠાનમાંથી પુષ્કળ ગોમેદ આવતાં અને અત્યારના કોલ્હાપુરો પાસે આવેલ તગારામાંથી દરેક પ્રકારનાં સામાન્ય સુતરાઉ કપડાં આવતાં. આ પ્રમાણેના બહોળા વેપારને લીધે ભરૂચના વેપારીઓ તેમના ગ્રીક તથા રોમન ગ્રાહકોને માલની પસંદગી કરવા સારૂં મોટું ક્ષેત્ર આપી શકે તેવી સ્તીતિમાં હતાં અને તે નીચેની નોંધ ઉપરથી સ્પષ્ટ થશે. ત્યાંથી નિકાશ થતી વસ્તુઓઃ—કેસર, લીકીઓન, લાખથી રંગેલાં કપડાં તલનું તેલ, હિંગ, સુખડ, સાગના પાટડાઓ, કાળાં મરી, કુષ્ઠ, ત્રણ પ્રકારની જટમાશી, ડેલીઓન, ધુપ, સુતર, દરેક જાતનાં સુતરાઉ કપડાં, રેશમી કપડાં, અને છેવટે શીંગડાં અને હાથીદાંત. રાતા સમુદ્રના પ્રવેશ આગળ આવેલ મુસામાં આયાત કરવામાં આવતી વસ્તુઓમાં ભરૂચ પણ પોતાનો ફાળો આપતું હતું.[૨] આ ઉપરાંત બીજી વસ્તુઓ પણ ભરૂચમાંથી નિકાશ થતી. ગંગાપ્રદેશની જટમાશી, બેસાઇના તમાલપત્ર, પીનીકો અને અત્યુત્તમ સુતરાઉ કપડાં દરીયાઇ માર્ગે તામીલ નિકાશ કરવામાં આવતાં હતાં.[૩]

ઇ. સ. ની પહેલી ત્રણ સદીઓ માટે હિન્દુસ્તાનના બીજા દેશો સાથેના વેપારી સંબંધની બીજી શાખાઓ વિષે આપણી પાસે અન્ય સાહિત્ય નહિ હોવાને લીધે, અને પૂર્વના વેપારમાં બહુ જ ઓછા ફેરફારો થતા હોવાને લીધે, તથા વેપાર તે જ દિશાઓમાં ચાલુ રહેતો હોવાને લીધે, હવે પછીના લેખકોને આ વસ્તુ ઉપર વધુ પ્રકાશ પાડવાની અરજી કરવી મને વાજબી લાગે છે. જ્યારે હીરેકલીઓસ નામના બીઝાન્ટાઇનના સમ્રાટે ઇ. સ. ૬૨૭ માં ડેસ્ડાગર્ડનો નાશ કર્યો ત્યારે ત્યાંના સીસેનીયાના બીજા કોસરોસ અથવા ખુશરૂ પરવીઝના મહેલમાંથી કિંમતી ચીજોનો ખજાનો જડયો હતો, જેમાંથી

---

૧. જુઓ આગળ પા. ૪.

૨. Peripl-mar. Erythr. પા. ૧૩

૩. „ પા. ૩૬, ૩૭ તથા બેસાડાઇ ઉપર આગળ આપેલ પા. ૩૭ ની સમજુતી.

કેટલી વસ્તુઓ હિન્દમાં બનાવેલ હતી.[1] દા. ત. અગલોચન અથવા અગુરૂ, તથા તે લાકડાના ૧૮ રતલના મોટા કકડાઓ, તથા મરી, સુંઠ તથા અનેક જાતનો મશાલો તથા ખાંડ તથા સુતરાઉ કાપડનો મોટો જથ્થો આ ઉપરાંત રેશમનો તથા રેશમી કપડાંનો મોટો જથ્થો જે ઘણું કરીને ચીનમાંથી આવ્યો હશે, કે તે હિન્દમાંથી પણ આવ્યો હોય અથવા હિન્દ દ્વારા ડેસ્ડાગર્ડમાં આવ્યો હોય. આ હકીકતં ઉપરથી નીકળતું અનુમાન કે જુનામાં જુના સેસેનીયનો સાથે હિન્દનો વેપારી સંબંધ હતો તે હું વધુ વજુદવાળું માનું છું કારણકે આરદેઝરીસ પહેલો જેને પર્શીઆનું રાજ્ય સ્થાપ્યું હતું તેને હિન્દના સુમ્રાટ સમુદ્રગુપ્ત સાથે રાજયવ્યવહાર શરૂ કર્યો હતો અને તેમ કરવામાં તેનો હેતુ રાજકીય કરતાં વધુ પ્રમાણમાં વેપારી હોવો જોઇએ.[2]

---

૧. Kedrenos I. પા. ૭૩૨ તથા Theophanes પા. ૪૫૪

૨. જુઓ પ્ર. ૨. પ્રા. ૯૫૭

# સ્વાધ્યાય

જર્નલ ઑફ ધી બૉમ્બે બ્રૉન્ચ રૉયલ એશીઆટીક સોસાયટી ના વૉ. ૧. અં. ૨ ( ૧૯૨૫ ) માં કે. આર. પિશરોટીનો ' કેરલ નાટકચક્ર ' નામનો સરસ લેખ છે. તેનો લગભગ અનુવાદ નીચે પ્રમાણે છે.

' આખા હિન્દુસ્થાનમાં કેરલજ ઘણું કરીને એવો પ્રાન્ત છે કે જ્યાં સંસ્કૃત નાટકો પ્રાચીન શાસ્ત્રીય ઢબે ભજવવામાં આવે છે. સ્થાનિક મંદિરની રંગભૂમિ, જેના ઉપર જ આ નાટકો ભજવવા દેવામાં આવે છે, તે ઉંચા વર્ણના હિંદુઓના વિનોદનું વધારેમાં વધારે પ્રિય સ્થાન છે. સ્થાનિક રંગભૂમિનો ઇતિહાસ ઘણો જૂનો છે, અને તે કેરલના સમ્રાટો-ના-અર્વાચીન પેરુમાળોના-સમય સુધી જાય છે. જો શ્રુતપરંપરા સાચી હોય તો-તે કળા છેવટના બે પેરુમાળોના સમયમાં સંપૂર્ણતાની કોટિએ પ્હોંચી; આ પેરુમાળો મોટા કવિઓ હતા એટલું જ નહિ પણ અભિનયની કળામાં પણ નિષ્ણાત હતા. તેઓના વિષે કહેવાય છે કે તેઓએ તેમના માનીતા પ્રધાન ચોલનની મદદથી રંગભૂમિની રીતોમાં ઘણી નવીનતાઓ દાખલ કરી કે જેથી રંગભૂમિ વધારે લોકપ્રિય અને વાસ્તવિક બને. આ લોકવાયકાને વ્યંગ્યવ્યાખ્યાના પ્રારંભના શબ્દોનો થોડો ઘણો ટેકો મળે છે. એમાં આ રાજવી નાટકકારે તેના કર્તાને ' પોતાનું નાટક કે જેમાં રાજાએ પોતે જ પાઠ લીધો હતો તેની રંગયોગ્યતાની પરીક્ષા કરવા ' માટે આદેશ કર્યો છે. પેરુમાળોની સત્તા મોડામાં મોડી આઠમા સૈકાને અન્તે પૂરી થઇ, અને રંગભૂમિના સુધારાની બીજી કોઇ તેનાથી પ્રાચીન પરંપરા હજી જણાઇ નથી એ યાદ રાખવામાં આવે તો ત્યાંની સ્થાનિક સંસ્કૃત રંગભૂમિ પોતાની પ્રાચીનતાનું અભિમાન લે તો તે યોગ્ય ગણવામાં આવે. આ ઉપ-રાંત નટો અને તેમની કળા ઉપર મૂકવામાં આવતા નિયમનો અને તૈયારી કરવાની અને ભજવી બતાવવાની વિવિધ વિશેષતાઓ જોતાં અમારી રંગભૂમિ એ કેવળ સંસ્કૃત નાટક કળાના અભ્યાસીઓને આકર્ષક વિષય છે એટલું જ નહિ પણ પ્રાચીન વસ્તુઓના અ-ભ્યાસીઓ માટે પણ આકર્ષક છે. આપણી આ પ્રાચીન રંગભૂમિનો બરાબર અભ્યાસ, અને તેટલો વહેલો, થવાની જરૂર છે; કારણકે તેની લોકપરિચિતતા ધીમે ધીમે ઘટતી જાય છે, અથવા તો ઘટી જ ગઇ છે. મળી શકે તેટલાં સાધનો ભેગાં કરવાના પ્રયત્નો ચાલે છે; પણ ચાકયારો કે જે તેના રક્ષકો છે તે તેને ગુપ્ત રાખવા અયોગ્ય પ્રયત્નો કરે છે અને તેમના મિત્રોને પણ તે જણાવવા તૈયાર નથી. અને આમાં કંઇ આશ્ચર્ય પણ નથી. તેઓ આ પ્રાચીનતમ કળાનો ધંધો કરતા હોવાથી તેઓ આધુનિક સંસ્કાર નીચે આવ્યા નથી. આ લેખના નીચેના ભાગમાં રંગભૂમિ ઉપર જે નાટકો અને નાટકોના અંકો ભજવાય છે તેમનાં નામ આપું છું.

ચાકયારોની પરંપરા પ્રમાણે તેઓ ૭૨ અંકોમાં નિષ્ણાત થઇ શકે છે અથવા નિષ્ણાત હોય છે. આમાં એકાંકી નાટકો અને પ્રહસનોનો સમાવેશ થઇ જાય છે. તેમાનાં ઘણાંખરાં તો ઓળખી શકાય છે. તે નીચે પ્રમાણે છેઃ

| | |
|---|---|
| ૧ સુભદ્રાધનંજય | ૩ નાગાનંદ |
| ૨ તપતીસંવરણ | ૪ મહાનાટક |

( આ ચાર નાટકોના અંકોનાં કંઈ ખાસ નામ નથી. અને તો તે નામો જડયાં નથી. )

| | |
|---|---|
| ૫ ભગવદજ્જુક | ૯ શ્રીકૃષ્ણદૂત અથવા દૂતવાકય |
| ૬ મત્તવિલાસ | ૧૦ દૂતઘટોત્કચ |
| ૭ કલ્યાણસૌગંધિક | ૧૧ કર્ણભાર અથવા કર્ણકવચ |
| ૮ મધ્યમવ્યાયોગ | ૧૨ ઉરુભંગ |

( નં. ૫ થી ૧૨ ઉપર જણાવ્યા પ્રમાણે એકાંકી છે. )

૧૩ પંચરાત્ર

( બે અંકોના નામ મળે છેઃ વેત્તાંક, ભીષ્મહતાંક. )

૧૪ અવિમારક

( પહેલા પાંચ અંકોના નામ મળે છેઃ આનેટાંક, દૂતાંક, અભિસરિયાંક, પવીક, અને માદમેટાંક. )

૧૫ આશ્ચર્યચૂડામણિ

( અંકોના નામઃ પર્ણશાલાંક, શૂર્પણખાંક, માયા( સીતા )ઙ્ક, જટાયુવધાંક, અશોકવનિકાંક, અને અંગુલ્યાંક. )

૧૬ અભિષેક નાટક

( અંકોના નામઃ બાલિવધ, તોરણયુદ્ધ, અને માયાશીર્ષાંક. બાકીના અંકોના નામ ઉપલબ્ધ નથી.)

૧૭ પ્રતિમા નાટક

( અંકોના નામઃ વિચ્છિન્નાભિષેકાંક, વિલાપાંક, પ્રતિમાંક, અટવ્યાંક, રાવણાંક, ભરતાંક, અભિષેકાંક. )

૧૮ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ

( અંકોના નામઃ મન્ત્રાંક, મહાસેનાંક, અને આરાદ્ધાંક )

૧૯ સ્વપ્નવાસવદત્ત

( ૭ અંકોના નામ; બ્રહ્મચાર્યાંક, પનતાટ્ટાંક, પૂત્તદાંક, શેફાલિકાંક, સ્વપ્નાંક અને ચિત્રફલકાંક.

૨૦ બાલચરિત

( એમાંના એક અંકનું નામ મલ્લાંક છે બાકીનાનાં નામ મળ્યા નથી. )

૨૧ ચારુદત્ત

( એક ચાકયારના કહેવા પ્રમાણે આના એક અંકનું નામ વસન્તસેનાંક છે. )

૨૨ શ્રીકૃષ્ણચરિત

૨૩ ઉન્માદવાસવદત્ત

૨૪ શાકુન્તલ

આ ચોવીસ નાટકોનો અમારી રંગભૂમિ સાથે સંબંધ છે. તેને નીચે પ્રમાણે વ્હેંચીએ: (૧) આજે પણ લોક પ્રિય છે એવાં, (૨) પ્હેલાં લોક પ્રિય હતાં એવાં, (૩) અને જે કેવળ પરંપરાથી લોકપ્રિય તરીકે જાણીતાં છે એવાં. પ્હેલા વિભાગમાં ૧-૪, ૬, ૭, ૮, ૯, ૧૫, ૧૬, ૧૭, ૧૮ આવે છે. ત્રિજામાં ૨૨, ૨૩, ૨૪ આવે. એમાં ૨૨, ૨૩ હજી અજ્ઞાત છે, અને ૨૪ મું શાકુન્તલ ફક્ત એક જ વાર ભજવવામાં આવ્યું હતું. બીજા વિભાગમાં બાકીનાનો સમાવેશ થાય છે.

ધનંજય અને તપતીસંવરણ પેરુમાળોના છેવટના રાજાની તુરતના પ્હેલા રાજાની કૃતિઓ છે. તે કેરલની રંગભૂમિ માટે કેરલના રાજાએ લખેલાં છે. દરેકના ઉપર ભજવનારની દૃષ્ટિએ લેખકના સમકાલીને ટીકાઓ લખી છે. આથી આ ટીકાઓ કેરલ રંગભૂમિના અભ્યાસીને ઘણી ઉપયોગી છે જો કે ડૉ. ગણપતિ શાસ્ત્રીએ તે પ્રસિદ્ધ કરવી યોગ્ય ગણી નથી. મને એની પ્રતિઓ મળી નથી.

નાગાનન્દ એ હંમેશા લોકપ્રિય હતું અને હજી પણ છે. તેનું કારણ એ હશે કે કેરલ એ આખા હિન્દુસ્તાનમાં બૌદ્ધ ધર્મનો છેવટનો કીલ્લો હતો. આ નાટકે રંગના અધિકારીની અને નટોની કુશળતાની ખૂબ કસોટી કરી છે. પરંપરા એમ કહે છે કે ચોથો અંક પણ વાસ્તવિક દેખાય એ રીતે ભજવી બતાવવવામાં આવતો; અને ગરુડની ભૂમિકા કરનાર નટ સાચેસાચ હવામાં ઉડતો. આવું સફળ ઉડ્ડયન છેલ્લામાં છેલ્લું ઇરિંજલકુડ આગળ થયું હતું, જે સમયે નટ મંદિરના રંગ ઉપરથી ઉંચો ચઢી હવામાં ઉડ્યો અને ઉત્તર બાજુની અડધા માઇલ ઉપરની ટેકરી ઉપર સહીસલામત રીતે બેઠો. એ ટેકરી આજે પણ "કુતુ-પરંબુ" કહેવાય છે. છેવટનો પ્રયત્ન કોચીનના મહારાજાના આશ્રય નીચે કુરિકદ્ આગળ થયો હતો, કે જે તે સમયે રાજાનું નિવાસસ્થાન હતું અને જે ત્રિપુનિથુરથી બે માઇલ દૂર છે. પણ આ પ્રયત્ન નિષ્ફળ ગયો, કારણકે દોરડાં (cords) નો—આ શબ્દનો ચોક્કસ અર્થ હું જાણતો નથી—ચાલક પોતાના કામમાં નિષ્ફળ ગયો અને ઉડનાર નટ આપત્તિમાં આવી પડ્યો. ત્યાર પછી એ પ્રયત્ન ફરીથી થયો નથી. આ ઉડવાના પ્રયાસ વિષેની બધી માહીતી મળે તો આપણા જ્ઞાનમાં સારો વધારો થયો ગણાય. જે ગ્રંથમાં આ માહીતી છે તે મેળવવા પ્રયત્ન થાય છે. બીજો અંક જેમાં આત્મહત્યા આવે છે તે આજે પણ ભજવાય છે. એક લાંબા કપડાને ખૂબ વળ ચઢાવવમાં આવે છે, અને તેને છેડે જાળી કરેલી હોય છે. બીજો છેડો છતમાં ભરાવવામાં આવે છે. નટી-સ્ત્રીઓ જ સ્ત્રીભૂમિકા ભજવે છે—પોતાની ડોક જાળમાં નાંખે છે અને ચકકર ચકર ફરતાં પાંચ છ ફીટ નીચે ધસે છે. તેઓની દૃષ્ટિએ આ ઘણું અભિમાન લેવા જેવું કાર્ય ગણાય છે.

મહાનાટક જ કેવળ દિવસે ભજવવા દેવામાં આવે છે; બાકીનાં બધાં રાત્રિએ ભજવાય છે.

ભગવદજ્જુક એ અપ્રસિદ્ધ+ નાનકડું પ્રહસન છે, જે પ્હેલાં રંગ ઉપર બહુ જ પ્રિય હતું. એક ચાકયાર મને જણાવે છે કે તેની પાસે આ નાટક કેમ ભજવવું એની પુષ્કળ માહિતી વાળી એક ટીકા છે, અને હું આ ગ્રંથ પ્રકટ કરૂં તે પ્હેલાં એની પ્રતની

+ આ નાટક શ્રી. અનુજન્ અચ્યને પ્રસિદ્ધ કર્યું છે. સં.

રાહ જોઉં છું.[1] મૂળ ગ્રંથમાં કર્તાનું નામ નથી, પણ પલિયમ ગ્રંથસંગ્રહની પ્રતમાંની પ્રશસ્તિ તે બોધાયનનું હોવાનું જણાવે છે. આ અને મત્તવિલાસ અમારી રંગભૂમિ ઉપરનાં બે લોકપ્રિય પ્રહસનો છે.

કલ્યાણસૌગન્ધિક–જે હમણાં બુલેટિન ઑફ ધી સ્કૂલ ઑફ ઓરીઅન્ટ સ્ટડીઝ (વૉ. ૩ પૃ. ૩૪) માં પ્રસિદ્ધ થયું છે–એ કારણસર લોકપ્રિય છે. એક તો એ કે તે કોઇ ચાકયારની કૃતિ ગણાય છે. અને બીજું એ કે તેમાં સરસ અભિનયને ખૂબ અવકાશ છે. પ્રસિદ્ધ **अजागरवृत्तनो** આ નાટક સાથે સંબંધ છે.

ત્રિવેંદ્રમ–સંસ્કૃત–સિરિઝમાં પ્રસિદ્ધ થયેલાં પાંચ એકાંકી નાટકોમાંથી દૂતવાક્ય અથવા ચાકયારો કહે છે તે પ્રમાણે શ્રીકૃષ્ણદૂત સૌથી વધારે લોકપ્રિય છે. બીજાં નાટકો પણ ભજવવામાં આવે છે. કારણકે ત્રાવણકોરના મંદિરમાં ભજવવાના વિવિધ અંકોનો ક્રમ આપનાર એક પ્રતમાં તે નાટકોમાંથી ઉતારાઓ આપેલા છે. પંચરાત્ર અને અવિમારક જોકે રંગભૂમિનાં નાટકો તરીકે લોકપ્રિય છે છતાં તે સામાન્ય રીતે ભજવાતાં નથી. એ વાત સાચી છે કે નાટક સાહિત્યની દૃષ્ટિએ તેઓનું બીજું સ્થાન છે. પણ કલ્યાણ–સૌગંધિકની માફક આ નાટકો પણ ચાકયારને અભિનય માટે પુષ્કળ અવકાશ આપે છે.

ચુડામણિ, અભિષેક અને પ્રતિમામાંથી ૨૧ અંકો મળે છે કે જે શ્રીરામની કથા ચીતરે છે. આ બધા અંકો ઘણા લોકપ્રિય હતા, જોકે અત્યારે અમારા નટો ફક્ત થોડાક જ દશ્યો ભજવે છે. આ ત્રણ નાટકોને ચાકયારો અનુક્રમે ચરીય–અભિષેક, વાલીય–અભિષેક અને પાદુકાભિષેક નામ આપે છે.

બાકીનાં ત્રણ નાટકોમાંથી દરેકનો એકેક અંક આજે પણ લોકપ્રિય છે. જેમકે બાલચરિતનો મલાંક. ચારુદત્તની રંગપ્રિયતા વિષે અને કંઇ ખાસ પુરાવો મળ્યો નથી. શ્રીકૃષ્ણચરિત્ર હજી શોધવાનું બાકી છે. કેટલાક ચાકયારો કહે છે કે મલાંક શ્રી કૃષ્ણચરિતમાંથી છે અને સ્થાનિક બાલચરિતની પ્રતની પ્રશસ્તિમાં એ અંકને મલાંક કહે છે. આ રીતે બાલાચરિત અને શ્રીકૃષ્ણચરિત એક ગણાય.

ઉન્માદવાસવદત્ત ચુડામણિના કર્તા શક્તિભદ્રની કૃતિ છે. એ પહેલાં રંગભૂમિ ઉપર પ્રિય હશે પણ તે હજી મળ્યું નથી. પરંપરા પ્રમાણે શાકુંતલ એકવાર રંગભૂમિ ઉપર મૂકવામાં આવ્યું હતું; પણ જ્યારે ચાકયાર તેનો આરંભિક ભાગ ભજવતો હતો ત્યારે વિરુદ્ધદિશામાંની બે વસ્તુઓ તરફ જોતાં તેની બે આંખો ફુટી ગઇ. આ પછી તે કદી સ્થાનિક રંગભૂમિ ઉપર ભજવવામાં આવ્યું નથી.

અમારી રંગભૂમિ ઉપર ઘણાં નાટકો લોકપ્રિય છે એ બતાવવા માટે પૂરતું કહેવામાં આવ્યું છે. એક ચાકયારના મૌખિક પુરાવા પ્રમાણે ભજવાતા અંકોની કુલ સંખ્યા ૭૨ છે. જો આ સાચું હોય તો હજી કેટલાંક નાટકો શોધાવાં બાકી છે. આપણે એવી આશા રાખીએ કે તે ધીમે ધીમે જડી જશે.' ૨.

---

૧ આ લખ્યા પછી પ્રત મળી છે.

નીચેની નોંધો વૈદિકપાઠાવલીની ટિપ્પણી ઉપરથી તૈયાર કરી છે.

ગાડી અને ગાદી. ગર્ત—ગડ્ડ અને ગદ્દ (સરખાવો ગડ્ડી=ગાડી દેશીનામમાલા. વર્ગ ૨. ૮૧. પૃ. ૯૯ )

ઋ. વે. મં. ૫. સ. ૬૨. ઋ. ૫ ( વૈ. પા. પૃ. ૨૨૯–૩૦ ) માં **अधि गर्ते** છે.' **अधि रथे** ' ' રથ ઉપર ' એવો સાયણ અર્થ કરે છે, અને નિરુક્ત ૩. ૫. ને પ્રમાણ તરીકે ટાંકે છે, ' રથ પણ કહેવાય છે. ' નિઘણ્ટુ ૩, ૪ માં ૨૨ ગૃહ નામોમાં 'ગર્ત'ને ગણાવેલો છે. નિરુક્ત ૩. ૫ માં ઉપાવિષેની ઋચામાં '**गर्तारुग्**' ઉપર ટીકા કરતા ગર્તના ત્રણ અર્થ આપ્યા છે. (૧) સભાસ્થાણુ (એટલે કે સભામાંનો સ્તંભ અથવા કોઇ ઉંચી જગા એવો અર્થ પણ કરી શકાય); યાસ્ક 'ગૃ બોલવું' એમાંથી સાધે છે, '**सत्यसंगरो भवति**' 'જેની નીચે કરેલી પ્રતિજ્ઞા સત્ય થાય'; (૨) સ્મશાનનો ઢગલો, સા. ધાતુ 'ગુર, ઉંચુ કરવું' લે છે; **अपगूर्णो भवति** 'ઉંચો કરેલો' છે. (૩) રથ ત્યાં જે અવતરણ આપ્યું છે તે મ. ૫. ૬૨. ૮. માંથી છે, ધાતુ ગૃ=સ્તુતિ કરવી; 'રથ સ્તુતતમ' છે. યૂરોપીઅન વિદ્વાનો ( રૅાથ, ગ્રાસમાન વગેરે) એનો અર્થ 'Throne' 'ગાદી' કરે છે. સેંટપીટર્સબર્ગ લેકસીકોનમાં આ અર્થવાળા બીજા દાખલા આપ્યા છે.

મને લાગે છે. 'ગર્ત'નો મૂળ અર્થ 'કાંઇક ઉંચુ કરેલુ' ' એવો હશે. આ અર્થથી તે ગૃહ, સ્તંભ અને ઉચ્ચાસનને લાગુ પડે. યાસ્કે કલ્પેલા ધાતુઓને બાજુ ઉપર મૂકીએ તો પણ એના અર્થનો આ અર્થને ટેકો મળે છે. ઉચ્ચાસન અને રથ વચ્ચે મુખ્ય તફાવત પૈડાંનો જ હશે. આ કલ્પના સાચી હોય તો એમ માની શકાય કે ગર્ત શબ્દના બન્ને પ્રાકૃત રૂપાન્તરો ગડ્ડ અને ગદ્દ ગૂજરાતીમાં ગાડી અને ગાદીરૂપે તેનાં બે અર્થોને અનુક્રમે સૂચવતા જળવાઇ રહ્યા છે.

ખાડાના અર્થમાં પ્રસિદ્ધ 'ગર્ત' શબ્દને સેં. પી. લે. 'કર્ત' સાટેનું 'Jungere Form અર્વાચીનરૂપ' ગણે છે. આ 'કર્ત' સ્પષ્ટ રીતે કૃત–છેદવું એમાંથી આવેલો છે., ઉપર જણાવલા અર્થો વાળા ' ગર્ત ' શબ્દમાં પણ આ જ ધાતુ ન હોય ? ખોદવાની ક્રિયાથી જેમ એક બાજુ ખાડો થાય તેમ બીજી બાજુ ઢગલો થાય, અને બન્ને એક જ ક્રિયાના પરિણામ હોઇ એક જ શબ્દથી સૂચવાય તો તેમાં કાંઇ અસંભવિત નથી.

**ઉપવસથ**—ઉપોસથ ( પાલી બૌદ્ધ ), પોસહ ( પ્રાકૃત જૈન ), પોસો ( ગૂજરાતી જૈન ). ઉપવાસમાં અને આ શબ્દમાં કેવળ પ્રત્યયનો જ તફાવત છે. બાકી બન્ને એક જ છે. શતપથબ્રાહ્મણ. કા. ૧. એ. ૧. બ્રા. ૧ વ્રતોપાયનના પ્રકરણના સાતમાં પેરામાં–**तेऽस्य विश्वे देवा गृहानागच्छन्ति, तेऽस्य गृहेषूपवसन्ति स उपवसथः** તે બધા દેવો એના ઘેર આવે છે, તેઓ એના ઘરમાં ઉપવસે–રહે–છે, તે ઉપવસથ'. યજ્ઞ માટે દેવો નોતરાઇ યજમાનના ઘેર આવે અને ત્યાં રહે—આ વસ્તુસ્થિતિ ઉપવસથ શબ્દ સૂચવે છે. જેમ એ દેવોનો ઉપવસથ છે તેમ યજમાન નો પણ છે. યજમાન દેવો કે અગ્નિ પાસે રહે તે ઉપવસથ કે ઉપવાસ. આ અર્થમાં

તે ઉપાસના (ઉપ+આસ્=પાસે બેસવું)શબ્દના મૂળ અર્થને મળતો છે. આ દિવસે અન્ન ત્યાગ કરવાનો વિધિ હોવાથી ( શ. બ્રા. અ. ૧. બ્રા. ૧. ૭ ) ઉપવાસનો અર્થ ધીમે ધીમે અન્નત્યાગ થઇ ગયો.

બૌદ્ધ સંપ્રદાયે આ વૈદિક વિધિને પોતાના સંપ્રદાયમાં અનુકૂળ ફેરફારો કરી લઇ લીધો, એ ઉપોસથ શબ્દ કે જે ઉપવસથનું પાલી રૂપાન્તર છે તે ઉપરથી સમજાય છે. " એ વખતે બુદ્ધ ભગવાન રાજગૃહમાં ગૃધ્રકૂટ પર્વતપર રહેતા હતા. બિંબિસાર રાજા એમની પાસે આવ્યો. તથા એમને નમન કરી એક બાજુએ બેઠો.અને બોલ્યો ' ભદંત, હું એકલો જ બેઠો હતો ત્યારે મારા મનમાં એવો વિચાર આવ્યો કે બીજા પંથના પરિવ્રાજકો ચૌદશ પુનમ અથવા અમાસ અને આઠમે એકઠાં થઇ ધર્મોપદેશ કરે છે. લોકો ધર્મોપદેશ સાંભળવા માટે એમની પાસે જાય છે અને એમનાપર પ્રસન્ન થાય છે, તેથી આપણા ભિક્ષુઓ પણ જો દર પખવાડીએ ભેગા મળ્યા હોય તો ઠીક થાય. " બુદ્ધે એમ કરવાની રજા આપી. × × ×
" એ પછી બુદ્ધના મનમાં એવો વિચાર આવ્યો કે ભિક્ષુઓને માટે મેં જે નિયમો કરી આપ્યા છે તે પ્રાતિમોક્ષના ( પ્રતિબંધક નિયમોનો સંગ્રહ ) રૂપમાં એમણે ઉપોસથને દિવસે બોલી જવા એટલે એ જ એમનું ઉપોસથકર્મ થશે " ઇત્યાદિ; (જુઓ બૌદ્ધ સંઘનો પરિચય. ઉપાસથ. પૃ. ૧૯–૨૨). આમાં ઉપ+વસ્નો અર્થ એક બીજાની પાસે રહેવું, ભેગા થવું એવો દેખાય છે. બીજાઓ પાસેથી આ રીવાજ લીધો છે એ આ ઉતારા ઉપરથી સ્પષ્ટ થાય છે.

જૈનોનો પ્રા. પોસહ, અને ગૂ. પોસાનો પણ આ ઉપવસથ સાથે સંબંધ હોય એમ લાગે છે, જો કે શ્વેતામ્બર જૈન આચાર્યો પોસહનું સંસ્કૃત પૌષધ આપે છે અને દિગમ્બરો પ્રોષધ આપે છે. પણ આ તો મને પ્રાકૃત ઉપરથી કલ્પી કહાડેલું સંસ્કૃત-રૂપ લાગે છે. આવા દાખલાઓ જૈનોમાં ઘણા મળે છે. આ પોસો પર્વના દિવસે કરવામાં આવતો. પર્વમાં પૂર્ણિમા, ચૌદશ, અને આઠમ ગણાય છે. આ રીતે વૈદિક ઉપવસથની સાથે દિવસનું પણ કાંઇક સામ્ય છે. ( આચાર્ય જિનવિજયજી જણાવે છે કે પ્રથમ પૂર્ણિમાને દિવસે પોસા થતા અને પછીથી આઠમ, અને ચૌદશની તિથિઓ ઉપર પણ પોસા કરાવા લાગ્યા.)આ પોસાનું ખાસ લક્ષણ એ છે કે તે દિવસે શ્રાવકો ઉપાશ્રયમાં રહે છે, અને તે દિવસે અન્નત્યાગ કે એકાશન કરે છે. એટલે અંહીઆ ઉપ+વસ્નો અર્થ સાધુધર્મ પાસે રહેવું એવો થાય. કેટલાક જૈન ટીકાકારો ઉપવાસનો અર્થ ' આત્મા પાસે રહેવું ' એવો કરે છે.

ઉપવસથ અને પોસહમાં ભાષાશાસ્ત્રના માત્રાના નિયમને જરા બાધ આવે છે. ઉપ-વસથમાં પાંચ માત્રા છે જ્યારે પોસહમાં ચાર છે. ઉપોસથમાંથી 'ઉ' લોપાઇ 'પોસહ થયું હશે. આવા 'ઉ' લોપના દાખલા મળે છે, જેમકે 'ઉપાધ્યાય' ઉપરથી મરાઠી 'પાધ્યે' થાય છે.

૨.

———

अस्मिन् महऋपिस्तुत्ये नृपान्शममहाऋपीन्।
दृष्ट्वेव लज्जिता जग्मुस्ते द्यां सप्त महर्षयः ॥ १० ॥

મહર્ષિઓએ વખાણેલ આ નગરમાં શમવૃત્તિને વિષયે મોટા ઋષિ જેવા રાજાઓને જોઈને જ જાણે સપ્તર્ષિ લાજ પામીને આકાશમાં ચાલ્યા ગયા.

अत्र मऋजवन्त्येव दुर्जनेष्वपि साधवः ॥ १५ ॥

આંહીં સજ્જનો દુર્જનો પ્રત્યે પણ અત્યંત ઋજુભાવ જ ધરે છે, અર્થાત્ તેમનું પથ્ય હિત જ કરે છે.

उपस्थिते प्रभोः कार्ये गुणौघैर्यैरितवृत्तयः।
प्रैषमौढा इह प्रैष्याः प्रौहमौढिं न कुर्वते ॥ १७ ॥

ધણીનું કામ આવી પડે એટલે, ગુણસમુદાયે કરીને સ્વચ્છવૃત્તિવાળા અને સ્વામીની આજ્ઞા પાળવા સમર્થ એવા સેવકો આંહીં તર્કવિતર્ક કરવા રહતા નથિ, અર્થાત્

Theirs not to reason why,
Theirs but to do and die.

रोदस्यौ पावयन्त्येनोलवन्यौर्वाग्निनायिनी।
श्रव्येतिवृत्ता ब्राह्मयत्र गव्यनाव्यजला नदी ॥ २३ ॥

આંહીં આકાશ તથા પૃથ્વીને પાવન કરતી, પાપનો નાશ કરતી, વડવાનલને લઈ જતી, શ્રવણીય ઇતિહાસવાળી, ગાયને હિતકારી તથા નાવ ચાલી શકે એવા ગંભીર જલવાળી બ્રહ્માની પુત્રી સરસ્વતી નદી વહે છે.

न गव्यत्यत्र गोयानो नौयानो न च नाव्यति।
उपोयमानः श्राव्याभिर्लौयमानीसुगीतिभिः ॥ २४ ॥

બળદગાડીમાં બેઠેલા પોતાના બળદની અને નાવમાં બેઠેલા પોતાના નાવના સાંમુએ જોતા નથિ. તેમનાં મન તો લણણી કરતી સ્ત્રીનાં મધુર ગીતમાં લીન થઈ ગયાં છે.

Behold her, single in the field,
Yon solitary Highland lass!
Reaping and singing by herself;
Stop here, or gently pass!
Alone she cuts and binds the grain,
And sings a melancholy strain;
O listen! for the vale profound
Is overflowing with the sound.

No nightingale did ever chant
More welcome notes to weary bands

Of travellers in some shady haunt,
    Among Arabian sands;
A voice so thrilling ne'er was heard,
In spring-time from the Cuckoo-bird,
Breaking the silence of the seas,
Among the farthest Hebrides.

Will no one tell me what she sings?
Perhaps the plaintive numbers flow
For old, unhappy, far-off things,
    And battles long ago:
Or is it some more humble lay,
Familiar matter of to-day?
Some natural sorrow, loss, or pain,
That has been, and may be again!

Whate'er the theme, the maiden sang
As if her song could have no ending:
I saw her singing at her work,
    And o'er the sickle bending;—
I listened, motionless and still;
And, as I mounted up the hill,
The music in my heart I bore,
Long after it was heard no more.

पित्र्ये पक्षेऽत्र वीक्षन्ते गवाक्षस्थाः पुरन्ध्रयः।
गोक्षानन्दितृणां भूमिं गवाक्षानन्दिनीं नदीम् ॥ २५॥

આંહીં પિતૃપક્ષમાં ( અર્થાત્ શરદ્ ઋતુમાં ) ગોખે બેઠેલી ગૃહિણીઓ ગાયને સુખકારી ઘાસવાળી ભૂમિને તથા ઇન્દ્રિયોને શાન્ત કરતી નદીને ધારી ધારીને જુવે છે.

गवोष्ट्रिभिर्गवेन्द्रांसैर्गवुष्ट्रप्रियवीरुधः।
गोअग्रस्थायिभिश्चास्य निषेव्यन्ते बहिर्भुवः ॥ २६ ॥

ગાય તથા ઉંટને પ્રિય એવા વેલાવાળાં આંહીંનાં પાદર, મહાવૃષભના સ્કંધ જેવા સ્કન્ધવાળા અને વૃષભ ઉપર બેઠેલા ગાય તથા ઉંટના ગોવાળો વડે સેવાય છે.

न जानू अरुजल्लङ्कां भ्रमतो यस्य मारुतेः।
अहो श्रान्तं जिगमिषो रुजेत्तस्यापि जान्विह ॥ ३२ ॥

જે મારુતિના પગ લંકામાં ફરી વળતાં નહોતા થાક્યા, તે આ નગરને એક છેડેથી બીજે છેડે જાતાં થાકી જાય એમ મને લાગે છે.

सामँ साम ध्रुवं तावद्दधि दधि मधुँ मधु ।
श्रूयन्ते सुभ्रुवामत्र न यावन्मधुरा गिरः ॥ ३५ ॥

આ નગરની સુન્દરીઓની મધુરગિરા સાંભળી ન હોય ત્યાં લગી જ સામવેદ સામ કરનાર છે, મધ મિષ્ટ છે ને દહિં સ્વાદિષ્ટ છે.

अस्मिन् सागरुधूमेव्दशङ्काभागणशिखः शिखी ।
समुन्नचञ्चुरुद्दम्य सुवाङ्ङ्वत उन्ननाः ॥ ३८ ॥

આહીં અગરુના ધૂમાડાને મેઘ ધારીને ણકારના જેવી શિખાવાળો અને ઙકારના જેવી ચાંચવાળો મોર ડોક તથા ચાંચ ઉંચી કરીને મધુર સ્વરે બોલે છે.

न यो हल्मॉंत्रझल्मात्राभिज्ञः सोऽपि क्षणाद्भवेत् ।
ज्ञाता षण्णां दर्शनानामस्मिन्वाङ्मयसद्मनि ॥ ३९ ॥

હલ, ઝલ, આદિ સંજ્ઞા પણ જે જાણતો નથિ એવો નિરક્ષર પણ આ વિદ્યાના ધામમાં ૭ દર્શનનો જાણ થાય છે.

तावद्धिमांशुरानन्दी तावद् हेमाद्रिरुन्नतः ।
वाग्दलादिनोऽत्र नेक्ष्यन्ते यावद्विश्वग्हिता नराः ॥ ४० ॥

સત્ય, મિત અને પ્રિય વાણીએ કરીને આનન્દ દેનારા તથા વિશ્વનું હિત કરનારા આંહીંના સજ્જન ન જોયા હોય ત્યાં સુધી જ ચન્દ્ર આનન્દ આપેછે તથા મેરુ ઉન્નત લાગેછે.

वाक्छूरान्वीक्ष्य सोऽप्यस्मिन् वाग्पतिः स्यादवाकूशिराः ॥ ४२ ॥

આંહીંના વાક્શૂરોને જોઇને બૃહસ્પતિ પણ નીચું માથું નમાવે.

अप्छायी देवो नाप्शायी पश्यञ् श्रियमिहागताम् ॥४४॥

લક્ષ્મી આંહીં આવી છે જાણીને સમુદ્રશાયી ભગવાન સમુદ્રમાં નથિ સુતા (આંહી આવે છે).

निस्तन्द्रैश्चञ्चलैश्चकैकटीकमानिष्टकारिभिः ।
तैस्तैस्यट्टैरिहाश्वानां रसति व्यथितेव भूः ॥ ४७ ॥

અમત્, ચંચળ, પાંચ ગતિના જાણ, ખેલતા અને ટકાર જેવા દાબડા વડે ભૂમિ ઉપર ટકાર કરતા એવા અશ્વગણને લીધે પીડાતી જાણે પૃથ્વી આંહીં રડે છે.

जानंस्तृत्कसमान् प्राणॉंश्चरॅंष्टङ्कारिकार्मुकः ।
परॉंश्छयन् भट्लोकोऽस्मिॅंस्त्रायकः शरणार्थिनाम् ॥ ४९ ॥

આંહીંના સુભટ પ્રાણને ધૂળસમાન ગણનાર, શત્રુનો નાશ કરનાર, ટંકાર કરતા ધનુષને ધારીને ફરનાર અને શરણાગતને રક્ષનાર એવા છે.

रत्नसंकरसंस्कारि त्वष्टा पश्येदिदं यदि।
संस्कर्तुं स्वःपुरीं कं कमुपस्कारं न चिन्तयेत् ॥५७॥

રત્નસમુદાયે કરીને શોભતું આ નગર વિશ્વકર્મા જુવે તો અમરાવતીને શણગારવાના એને કેવા કેવા ઉપાય સૂઝે ?

रम्यन्ते जना गोभिरभ्रंलिहवहल्लिहैः ॥ ६१ ॥

આંહીંના લોકો આકાશચુંમી ઊંટને ચાટતા વૃષભથી પરસ્પર રમે છે.

अत्र मन्दं ह्मलत्स्त्रैणं ह्मालयेत्कस्य नो मनः।
स्वैरं ह्वलत्करिकुलं ह्वालयत्यवनीमपि ॥ ६२॥

સ્વેચ્છાએ હાલતા હાથી પૃથ્વીને પણ હલાવે તેમ આંહીં મંદ મંદ મહાલતી સ્ત્રીઓ કોના મનને ન હલાવે ?

अभ्यागततानां निर्मातुं हृत्तिं ह्वादितमानसः।
असंह्वुवान आत्मानं ह्नुतेऽर्थं नात्र कश्चन ॥ ६३ ॥

આંહીં કોઇ પણ માણસ અતિથિનો આનન્દપૂર્વક સત્કાર કરવામાં દ્રવ્ય કે પોતાનું શરીર ચોરતો નથિ.

देहि नः सुमनः नेति देहिनामिह भारती ॥ ७१ ॥

'હે રાજા, અમને કાંઈક દે,' એવી વાણી બોલતો ભિક્ષુક આંહીં નથિ.

तपःकार्श्यजुषां हर्षकृतां हिंस्रोऽपि दर्शनात्।
धनुस्त्यागं करोत्यस्मिन्नर्कवत्कार्सरोत्सवे ॥ ९२ ॥

તપશ્ચર્યાએ કરીને કૃશ થયેલ અને દર્શનથી હર્ષ પમાડનાર યતિનાં દર્શનથી હિંસક પણ ઉત્તરાયણમાં સૂર્યની પેઠે આંહી ધનુ (૧ ધનુષ ૨ ધન રાશિ) નો ત્યાગ કરે છે.

यदि स्त्रीणां श्रुतास्मिन् गीर्यदि दृष्टा मुखेन्दवः ।
कलः क्वाणः खरः पिक्याः फल्गुश्चन्द्रोऽपि तर्क्यते ॥१११॥

આંહીંની સ્ત્રીઓની વાણી સાંભળી હોય ને તેમનાં મુખ જેયાં હોય તો કોયલનો મધુર સ્વર પણ કઠોર લાગે ને ચન્દ્ર પણ નિરર્થક જણાય.

वसन्ताद्यर्तुभिः सर्वैर्युगपत्पर्युपासिते ।
प्राछंन्ति क्रीडयोद्याने नार्पत्या इह नार्कुलैः ॥११२॥

ઉત્તમકુલના રાજપુત્રો સાથે રાજકુમારો આંહીં વસંતાદિ સર્વ ઋતુઓએ એક જ સમયે સેવેલા ઉદ્યાનમાં વિહાર કરે છે.

नगेट्तुङ्गत्वलक्ष्मीजुट्शृक्कृतद्विड्धुलिड्ध्वजैः ।
नागेड्नुधवलैः शीर्षैर्विभ्राट् सालोऽत्र सर्वतः ॥१२७॥

પર્વતરાજ મેરુ જેટલો ઉંચો, અને આકાશને સ્પર્શતા ધ્વજ વડે આકાશને તરછોડનારો, તથા શેષની ફણા જેવા ધવલ કાંગરા વડે શોભતો કોટ આ નગરને ફરતો છે.

भक्त्या गुरुषु पित्रोश्च मोक्षाय ज्ञानसंग्रहात् ।
जनेनाजरसाप्यत्र स्फुरज्जरसिन स्थितम् ॥१३३॥

ગુરુ તથા માતપિતા પ્રત્યે ભક્તિને લીધે તથા મોક્ષાર્થે જ્ઞાનપ્રાપ્તિને લીધે આહીંના જુવાન પણ સ્પષ્ટવૃદ્ધત્વવાળા જણાય છે.

(૪)

સોમપ્રભાચાર્યપ્રણીત કુમારપાલપ્રતિબોધ

[ આ પ્રાકૃત ગ્રન્થ સંવત્ ૧૨૪૧ માં અર્થાત્ હેમચન્દ્રાચાર્યના નિર્વાણ પછી ૧૨ વર્ષે રચાયેલ છે.

शशिजलधिसूर्यवर्षे शुचिमासे रविदिने सिताष्टम्यांम् ।
जिनधर्मप्रतिबोधः क्लृप्तोऽयं गूर्जरेन्द्रपुरे ॥ प्रशस्ति ॥

એના પ્રથમ પ્રસ્તાવમાંથી નીચલા શ્લોક ઊતાર્યા છે. ]

अत्थि मही–महिलाए मुहं महन्तं मयंक–पडिबिम्बम् ।
जम्बुद्दीव–छलेणं नहलच्छिं दट्ठुमुन्नमियम् ॥३२॥

( अस्ति महीमहिलाया मुखं महत् मृगाङ्कप्रतिबिम्बम् ।
जम्बूद्वीपच्छलेन नभोलक्ष्मीं द्रष्टुमुन्नमितम् ॥ )

આકાશની શોભા નિહાળવાને પૃથ્વીમહિલાએ મોટું ચન્દ્ર જેવું મુખ જાણે ઉંચું ન કર્યું હોય એવો જમ્બૂદ્વીપ છે.

तुंगो नासावंसो व सोहए तियस–पव्वओ जत्थ ।
सीया–सीओयाओ दीहा दिट्ठीओ व सहंति ॥३३॥

( तुंगो नासावंश इव शोभते त्रिदशपर्वतो यत्र ।
शीता–शीतोदे दीर्घे दृष्टी इव शोभेते ॥ )

તેના ઉપર ત્રિદશ પર્વત નાકની દાંડી જેવો શોભે છે, શીતા–શીતોદા નદીઓ બે દીર્ઘ નેત્ર જેવી આવી રહી છે.

तत्थारोविय–गुण–धणु–निभं नलाडं व भारहं अत्थि ।
जत्थ विरायइ विउलो वेयड्ढो रयय–पट्टो व ॥३४॥

( तत्रारोपितगुणधनुर्निभं ललाटमिव भारतमस्ति ।
यत्र विराजते विपुलो वैताढ्यो रजतपट्ट इव ॥ )

તેમાં જેના ઉપર દોરી ચડાવેલ છે એવા ધનુષ્ય જેવું ભારતવર્ષ લલાટ સમાન છે, અને વૈતાઢ્ય પર્વત રૂપેરી ટેંટા જેવો દીપે છે.

जं गंग-सिंधु-सरिया-मुत्तिय-सरियाहि संगयं सहइ ।
तीर-वण-पंति-कुंतल-कलाव-रेहंत-पेरंतम् ॥३५॥
(यद्गङ्गासिन्धुसरितामौक्तिकसरिकाभ्यां सङ्गतं शोभते ।
तीरवनपङ्क्तिकुन्तलकलापराजमानपर्यन्तम् ॥ )

જે ભારતવર્ષલલાટ ઉપર ગંગાસિંધુનદીરૂપ મોતીની સેર શોભી રહી છે, અને નદીતીરે આવેલી વનપંક્તિરૂપ કેશકલાપ દીપી રહ્યો છે.

तत्थत्थि तिलय-तुल्लं अणहिलवाडय-पुरं घण-सुवन्नम् ।
पेरंत-मुत्तियावलि-समो सहइ जत्थ सिय-सालो ॥३६॥
( तत्रास्ति तिलकतुल्यमणहिलपाटकपुरं घनसुवर्णम् ।
पर्यन्तमौक्तिकावलिसमः शोभते यत्र सितशालः ॥ )

ભારત-લલાટ ઉપર ચાંદલાતુલ્ય સુવર્ણ (૧ બહુ સારા રંગવાળું ૨ બહુ સોનાવાળું ) અણહિલ્લવાડ નગર છે. એને ફરતો મોતીના હાર જેવો શ્વેત કોટ છે.

गरुओ गुज्जर-देसो नगरागर-गाम-गोउलाइन्नो ।
सुर-लोय-रिद्धि-मय-विजय-पंडिओ मंडिओ जेण ॥३७॥
( गुरुको गूर्जरदेशो नगराकरग्रामगोकुलाकीर्णः ।
सुरलोकर्द्धिमद्विजयपण्डितो मण्डितो येन ॥ )

જે નગર, ગામડાં, ગોકુલ, ખાણ, નગર ઇ.ઇ.થી પૂર્ણ તથા દેવલોકનો સમૃદ્ધિમદ ઉતારવામાં પંડિત એવા ગરવા ગૂર્જરદેશને મંડિત કરે છે.

जंमि निरंतर-सुर-भवण-पडिम-ण्हवणंबु-पूर-सित्त व ।
सहला मणोरह-दुमा धम्मिय-लोयस्स जायंति ॥३८॥
( यस्मिन् निरन्तरसुरभवनप्रतिमास्नपनाम्बुपूरसिक्ता इव ।
सफला मनोरथद्रुमा धार्मिकलोकस्य जायन्ते ॥ )

જે નગરમાં ધાર્મિક લોકોના મનોરથરૂપી વૃક્ષ જાણે દેવાલયોમાં પ્રતિમાઓના નવણ-જળના પૂરથી નિરંતર સિંચાઈ સિંચાઈને સફળ થાય છે.

जत्थ सहंति सुवन्ना कंचनकलसा य सुर-घरसिरेसु ॥३९॥
(यत्र शोभन्ते सुवर्णाः काञ्चनकलशाश्च सुरगृहशिरःसु )

જ્યાં દેવાલયોને શિખરે સરસ રંગવાળા કાંચનકલશ શોભે છે.

अब्भंलिह-सुर-मंदिर-सिर-विलसिर-कणय-केयण-भुयहिं ।
नचइ व जत्थ लच्छी सुट्ठाण-निवेस-हरिस-वसा ॥४०॥

पुरान्तराणि निर्जित्य जेतुं पौरन्दरं पुरम् ।
पत्रालम्बं करोतीव यत्प्रसादध्वजांशुकैः ॥५९॥

જે નગરના મહેલો ઉપર ધજા ફડફડે છે, તેથી બીજાં નગરોને જિતી લઈને પચ્છી ઈંદ્રની અમરાવતી ઉપર ચડાઈ કરવા સારું જાણે અણહિલ્લપુર પાંખ ન ફડફડાવતું હોય એમ જણાય છે.

यमुनेव मधूपघ्नं साकेतं सरयूरिव ।
गजाह्वयं च गङ्गेव सेवते यत्सरस्वती ॥६०॥

મથુરા આગળ યમુના, અયોધ્યા આગળ સરયૂ અને હસ્તિનાપુર આગળ જેમ ગંગા વહે છે, તેમ જે નગર પાસે સરસ્વતી વહે છે.

भान्ति देवालया यत्र हिमालयसमश्रियः ॥६१॥

જ્યાં હિમાલય જેવાં ઉચાં ને સુશોભિત દેવાલય છે.

जातशैत्यश्चलच्चैत्यपताकापवनैः क्षणम् ।
अरुणस्तरुणेनापि यत्र पूष्णा न पीड्यते ॥६२॥

જ્યાં મંદિરની પતાકા હાલવાને લીધે પવન આવે છે, તેને લીધે અરુણને ઠંડક થાય છે અને મધ્યાહ્નના સૂર્યથી પણ પીડા પામતો નથિ.

यत्र नारीमनश्चौरान् पौरान् सौराज्यराजिते ।
निगृह्णन्निपुभिः पौष्पैर्द्वैराज्यं कुरुते स्मरः ॥६३॥

જ્યાં સારા રાજાનું રાજ્ય છે, તેમાં વળી કામદેવ સ્ત્રીઓનું ચિત્ત ચોરી જનાર પુરુષોને પુષ્પબાણે દંડે છે, એટલે દ્વૈરાજ્ય, કહેતાં બે રાજાના રાજ્ય (ડાયર્કી) જેવું થઈ પડે છે.

यस्य राजपथे पांसुः सिक्तः कुम्भिमदाम्बुभिः ।
ऊर्ध्वमभ्युद्धतोऽप्येति न रङ्गद्भिस्तुरङ्गमैः ॥६५॥

જેના રાજમાર્ગની ધૂળ હાથીના મદજળથી સિંચાય છે, એટલે ઘોડા દોડાદોડ કરીને એને ઊડાડે છે તોયે તે ઉંચી નથિ જાતી.

भाति यत्र कपोलान्तःसङ्क्रान्तेन्दुर्वधूजनः ॥
राजमुद्राङ्कितः कोशः कन्दर्पनृपतेरिव ॥६७॥

જ્યાંની સ્ત્રીઓના ગાલમાં ચન્દ્રનું પ્રતિબિમ્બ પડે છે, તેથી તેઓ કંદર્પરાજાની મુદ્રાથી અંકિત એનો ભંડાર જ જાણે ન હોય એવી દેખાય છે.

रूपेणाप्रतिमाः कान्ता यत्र धात्रा कृताः किल ।
तथापि प्रतिमास्तासां संजाता रत्नभित्तिषु ॥७०॥

જ્યાંની સ્ત્રીઓને વિધાતાએ રૂપે અપ્રતિમ (અનુપમ) સર્જી છે, તોપણ તેમની પ્રતિમા રત્નની ભીંતોમાં થાય છે ખરી (પ્રતિબિંબ પડવાથી).

अनेकानोकहच्छन्ना प्रत्यासन्ना वनावलिः ।
यत्रोन्नतस्य वप्रस्य च्छायेव प्रतिभासते ॥५०॥

જે નગરને સમીપે અનેક વૃક્ષે છવાએલી ફુલવાડીઓની શ્રેણી છે તે, ઉંચા કોટની છાયા જાણે ન પડતી હોય એવી ભાસે છે.

चन्द्रशालासु बालानां खेलन्तीनां निशामुखे ।
यत्र वक्त्रश्रिया भाति शतचन्द्रं नभस्तलम् ॥५१॥

જ્યાં સંધ્યાકાળે બાળાઓ અગાશીમાં રમે છે તેના મુખની કાન્તિને લીધે જાણે આકાશમાં શતાવધિ ચન્દ્ર કેમ ન ઊગ્યા હોય એમ જણાય છે.

कुत्रापि श्रुतिनिर्घोषैः क्वचिन्मङ्गलगीतिभिः ।
वन्दिकोलाहलैः क्वापि यत्सदा मुखरं पुरम् ॥५२॥

જે નગરમાં ક્યાંક વેદોચ્ચાર થાય છે, ક્યાંક મંગળગીત ગવાય છે ને ક્યાંક બન્દિજન બોલે છે, એને લીધે તે સદાય ગાજતું લાગે છે.

धौतेव सुधया यत्र तुषारेणेव भूषिता ।
रचिता रजतेनेव राजते सौधपद्धतिः ॥५३॥

જ્યાં હારબંધ આવેલાં ઘર, જાણે અભ્રકે કરીને ન ધોળ્યાં હોય અથવા જાણે બરફથી ન શણગાર્યાં હોય અથવા રૂપાનાં જ જાણે ન ચણ્યાં હોય, એવાં દીપે છે.

दत्तचित्तप्रसादेषु प्रासादेषु सदा वसन् ।
यत्र शम्भुर्न कैलासविलासमभिलष्यति ॥५४॥

જ્યાં મનોહર શિવાલયોમાં શંકર કૈલાસનો વિલાસ ભૂલી જઈને સદાય રહે છે.

यस्मिन् होमानलोद्भूतधूमधोरणरुद्यता ।
विभाति भानुकन्येव स्वर्गङ्गासङ्गमोन्मुखी ॥५५॥

જ્યાં હોમના અગ્નિનો ધુમાડો ઉંચે જાય છે તે, આકાશગંગાને જઈ મળવાને ઉત્સુક યમુના જાણે ન હોય એવો લાગે છે.

लङ्का शङ्कावती चम्पा सकम्पा विदिशा कृशा ।
काशि र्नाश्रितसम्पत्तिर्मिथिला शिथिलादरा ॥५७॥
त्रिपुरी विपरीतश्रीर्मथुरा मन्थराकृतिः ।
धाराप्यभून्निराधारा यत्र जैत्रगुणे सति ॥५८॥

જે નગર બીજાં નગરમાત્રને જિતી જાય છે, તેથી લંકાને હારવાની શંકા થાય છે, ચમ્પાને કંપ છુટે છે, વિદિશા કૃશ (દુબળી) થઇ જાય છે, કાશીની સંપત્તિ નાશી જાય છે, મિથિલાનો આદર શિથિલ (ઢીલો) થાય છે, ત્રિપુરીની શોભા ફરી જાય છે, મથુરા મંથર (મંદ) બને છે, અને ધારા નિરાધાર થઇ જાય છે.

पुरान्तराणि निर्जित्य जेतुं पौरन्दरं पुरम् ।
पत्रालम्बं करोतीव यत्प्रसादध्वजांशुकैः ॥५९॥

જે નગરના મહેલો ઉપર ધજા ફરફરે છે, તેથી બીજાં નગરોને જિતી લઈને પચ્છી ઇંદ્રની અમરાવતી ઉપર ચડાઈ કરવા સારું જાણે અણહિલ્લપુર પાંખ ન ફરફડાવતું હોય એમ જણાય છે.

यमुनेव मधूपघ्नं साकेतं सरयूरिव ।
गजाह्वयं च गङ्गेव सेवते यत्सरस्वती ॥६०॥

મથુરા આગળ યમુના, અયોધ્યા આગળ સરયૂ અને હસ્તિનાપુર આગળ જેમ ગંગા વહે છે, તેમ જે નગર પાસે સરસ્વતી વહે છે.

भान्ति देवालया यत्र हिमालयसमश्रियः ॥६१॥

જ્યાં હિમાલય જેવાં ઉચાં ને સુશોભિત દેવાલય છે.

जातशैत्यश्चलच्चैत्यपताकापवनैः क्षणम् ।
अरुणस्तरुणेनापि यत्र पूष्णा न पीड्यते ॥६२॥

જ્યાં મંદિરની પતાકા હાલવાને લીધે પવન આવે છે, તેને લીધે અરુણને ઠંડક થાય છે અને મધ્યાહ્નના સૂર્યથી પણ પીડા પામતો નથિ.

यत्र नारीमनश्चौरान् पौरान् सौराज्यराजिते ।
निगृह्णन्निषुभिः पौष्पैर्द्वैराज्यं कुरुते स्मरः ॥६३॥

જ્યાં સારા રાજાનું રાજ્ય છે, તેમાં વળી કામદેવ સ્ત્રીઓનું ચિત્ત ચોરી જનાર પુરુષોને પુષ્પબાણે દંડે છે, એટલે દ્વૈરાજ્ય, કહેતાં બે રાજાના રાજ્ય (ડાયર્કી) જેવું થઈ પડે છે.

यस्य राजपथे पांसुः सिक्तः कुम्भिमदाम्बुभिः ।
ऊर्ध्वमभ्युद्धतोऽप्येति न रङ्गद्भिस्तुरङ्गमैः ॥६५॥

જેના રાજમાર્ગની ધૂળ હાથીના મદજળથી સિંચાય છે, એટલે ઘોડા દોડાદોડ કરીને એને ઉડાડે છે તોયે તે ઉંચી નથિ જાતી.

भाति यत्र कपोलान्तःसङ्क्रान्तेन्दुर्वधूजनः ॥
राजमुद्राङ्कितः कोशः कन्दर्पनृपतेरिव ॥६७॥

જ્યાંની સ્ત્રીઓના ગાલમાં ચન્દ્રનું પ્રતિબિમ્બ પડે છે, તેથી તેઓ કંદર્પરાજાની મુદ્રાથી અંકિત એનો ભંડાર જ જાણે ન હોય એવી દેખાય છે.

रूपेणाप्रतिमाः कान्ता यत्र धात्रा कृताः किल ।
तथापि प्रतिमास्तासां संजाता रत्नभित्तिषु ॥७०॥

જ્યાંની સ્ત્રીઓને વિધાતાએ રૂપે અપ્રતિમ (અનુપમ) સર્જી છે, તોપણ તેમની પ્રતિમા રત્નની ભીંતોમાં થાય છે ખરી (પ્રતિબિંબ પડવાથી).

यस्मिन्सरो हरोपेन्द्रप्रासादैः परितश्रितम् ।
अमुक्तमौक्तिकं भूमेर्भात्येकमिव कुण्डलम् ॥७२॥

જ્યાં સહસ્રલિંગ સરોવર ફરતાં આવી રહેલાં શિવાલય તથા ઠાકરમન્દિરો વડે વીંટળાએલું શોભે છે તે, જેને ફરતી મોતીની હારડી છે એવું પૃથ્વીમાતાનું કુંડળ જ જાણે ન હોય એવું ભાસે છે.

आभाति यस्य गम्भीरं सरः स्मेरैः सरोरुहैः ।
खेलन्तीनां मुखं तोयदेवतानां मुखैरिव ॥७३॥

જે નગરના ગંભીર સરોવરમાં હસતાં કમળ ઊગ્યાં છે, તે નીરાંતે રમતી જળદેવતાઓનાં મુખ જેવાં લાગે છે.

यस्यान्तर्गिरिशागारदीपिकाः प्रतिबिम्बिताः ।
शोभन्ते निशि पातालव्यालमौलिमणिश्रियः ॥७४॥

જે સરોવરમાં શિવાલયની દીવીનાં પ્રતિબિમ્બ પડે છે, તે રાત્રે શેષનાગના મસ્તકના મણિ જાણે કેમ ન હોય એવાં શોભે છે.

यस्योच्चैः सरसस्तीरे राजते राजतोज्ज्वलः ।
कीर्तिस्तम्भो नभोगङ्गाप्रवाहोऽवतरन्निव ॥७५॥

જે સરોવરને કાંઠે રૂપા જેવો ઊજળો કીર્તિસ્તંભ છે તે આકાશગંગાનો પ્રવાહ જાણે ન ઊતરી આવતો હોય એવો લાગે છે.

हरप्रसादसंदोहमनोहरमिदं सरः ।
× × × राजहंसैरलङ्कृतम् ॥७६॥

આ સરોવર શિવના કૃપારસકોશ જેવું મનોહર છે ને રાજહંસોથી સુશોભિત છે.

सशङ्खचक्रप्रथितः प्रभूतावतारशाली कमलाभिरामः ।
स एष कासारशिरोवतंसः कंसप्रहर्तुः प्रतिमां बिभर्त्ति ॥७७॥

આ સરોવરશિરોમણિ કૃષ્ણ જેવું લાગે છે, કેમકે તે સશંખચક્ર (૧ શંખલા ને ચક્રવાક પક્ષીવાળું ૨ શંખચક્રધારી) છે, પ્રભૂતાવતારશાલી (૧ બહુ ઊતરવાના ઘાટવાળું ૨ બહુ અવતાર લેનાર) છે અને કમલાભિરામ (૧ કમળથી શોભતું ૨ લક્ષ્મીના અન્તરના આરામ) છે.

न मानसे माद्यति मानसं मे पम्पा न सम्पादयति प्रमोदम् ।
अच्छोदमच्छोदकमप्यसारं सरोवरे राजति सिद्धभर्तुः ॥७८॥

સિદ્ધરાજનું આ સરોવર બિરાજે છે, એટલે મારું મન માનસ સરોવર પ્રતિ ખેંચાતું નથિ, પમ્પા મને આનંદ પમાડતું નથિ અને આછા પાણીવાળું અચ્છોદ પણ અસાર લાગે છે.

(૬)

## સોમેશ્વરદેવ–આબૂ મન્દિરપ્રશસ્તિ

તેજપાળ મંત્રીએ પોતાની ચતુર સ્ત્રી અનુપમા, જેણે એને તથા વસ્તુપાળને મંદિરો ચણાવવાની પ્રેરણા કરી હતી, તેના તથા પુત્ર લાવણ્યસિંહના પુણ્યાર્થે આબૂ ઉપર નેમિનાથનું મંદિર ચણાવ્યું.

अभूदनुपमा पत्नी तेजःपालस्य मन्त्रिणः ।
लावण्यसिंहनामाद्यमायुष्मानेतयोः सतः ॥५९॥
तेजःपालेन पुण्यार्थं तस्य पुत्रकलत्रयोः ।
हर्म्यं श्रीनेमिनाथस्य तेने तेनेदमर्बुदे ॥६०॥

મન્દિરની પ્રતિષ્ઠા સં. ૧૨૮૭ના ફાલ્ગુન વદિ ૩ ને રવિવારે થઇ. મંદિરની પ્રશસ્તિ સોમેશ્વરદેવે લખેલી કાળા પત્થર ઉપર કોતરેલ છે.

श्रीसोमेश्वरदेवश्चुलुक्यनरदेवसेविताङ्घ्रिपदयुग्मः ।
रचयांचकार रुचिरां धर्मस्थानप्रशस्तिमिमाम् ॥७३॥

તેના ત્રીજા શ્લોકમાંથી નીચે ઊતારો કર્યો છે. ]

अणहिलपुरमस्ति स्वस्तिपात्रं प्रजानाम् ।
चिरमतिरमणीनां यत्र वक्त्रेन्दुमन्दी-
कृत इव सितपक्षमक्षयेऽप्यन्धकारः ॥

અણહિલ્લપુર નામે પ્રજાને કલ્યાણકારી નગર છે, જ્યાંની સ્ત્રીઓના મુખચન્દ્રોને લીધે કૃષ્ણપક્ષમાં પણ અંધકાર મોડી રાત સુધી મન્દ થઇ જાય છે.

(૭)

## અરિસિંહ–સુકૃતસંકીર્તન

[ વસ્તુપાલ વિષયે મહાકાવ્ય. વિક્રમના તેરમા શતકના છેલ્લા ચરણમાં લખાણું. નીચલા શ્લોક પ્રથમ સર્ગના છે. ]

श्रीमत्पुरं भुवि पुरन्दरपत्तनाभम् ।
तेनादधेऽणहिलपाटकनामधेयम् ।
स्त्रीणां मुखे स्मरतपस्विवनेऽजनीन्दु-
पद्मश्रियोरसुहृदोरपि यत्र योगः ॥९॥

વનરાજે અણહિલ્લવાડ નામે ઇન્દ્રની અમરાવતી સમું સરસ નગર સ્થાપ્યું, જ્યાંની સ્ત્રીઓનાં રતિપતિતપોવનરૂપ મુખને વિષયે ચન્દ્ર અને સૂર્યવિકાસી કમળ એ બે વિરોધી પદાર્થોનો યોગ થાય છે.

अन्तर्वसद्‌घनजनाद्‌भुतभारतो भू-
र्मा भ्रश्यतादिति भृशं वनराजदेवः ।
पञ्चासराह्वनवपार्श्वजिनेशवेश्म-
व्याजादिह क्षितिधरं नवमाततान ॥१०॥

નગરમાં માણસની ભારે મેદિનીને લીધે કદાચ પૃથ્વી ખસી પડે એવા ભયથી જાણે વનરાજે પંચાસરા પાર્શ્વનાથના નવા મંદિરરૂપી અપૂર્વ પૃથ્વીધર (પર્વત) રચ્યો.

यस्मिन्सदेव निकृतानि निकेतनाग्र-
जाग्रन्मणिद्युतिभरैर्नितमां तमांसि ।
आरामकालिममिषेण बहिःस्थितानि
तानि प्रसर्पदरघट्टरवै रटन्ति ॥११॥

જે નગરનાં ઘરોમાં પડેલા મણિના તેજથી અંધકાર સદાયે નાશી જતો, ફૂલવાડીની છાયારૂપે બહાર રહેતો અને ફરતા રહેંટના શબ્દે કરીને જાણે રોતો.

पर्वक्षणे न खलु निश्चिनुते दिनेषु
सूर्यं सुवर्णसुरसद्मकिरीटकुम्भैः ।
यत्रोन्नतालयशिरःपुरयोषिदास्यै
र्नैव क्षपापतिमपि क्षणदासु राहुः ॥१४॥

રાહુ દિવસે સૂર્યનું ગ્રહણ કરવા ઇચ્છે, પણ આ નગરનાં ઉંચાં મન્દિરોના કનકકલશ પણ સૂર્ય જેવા જ લાગે, એટલે સાચો સૂર્ય કિયો તે નિર્ણય ન કરી શકે. અને રાત્રે ચન્દ્રગ્રહણ કરવું હોય, પણ આંહીંની ઉંચી અગાશીઓ ઉપર વિહાર કરતી સ્ત્રીઓનાં મુખ ચન્દ્ર જેવાં લાગે, એટલે ખરો ચન્દ્ર કિયો એ પણ રાહુ જાણી ન શકે.

सङ्कोचिताम्बुजकुलोऽपि हतार्ककान्त-
क्रीडोऽपि पीडितरथाङ्गकुटुम्बकोऽपि ।
प्रातः प्रयाति विधुरुज्ज्वल एव यत्र
सौधात्रनिस्खलितधामनि धामनाथे ॥१५॥

ચન્દ્ર કમળ, સૂર્યકાન્ત મણિ, ચક્રવાક ઇ. ને દુઃખી કરે છે, તો પણ સવારે ઉજ્જ્વલ મુખે જ પ્રયાણ કરે છે, કેમકે સૂર્ય ઘણો ચન્દ્રને શિક્ષા કરીને નિસ્તેજ કરે, પણ એને આ નગરની ઉંચી ઉંચી હવેલીઓ આડી આવે છે.

चेद्योग्यतास्ति परिखां पिब मे त्वमेहि
विन्ध्योऽप्युदञ्चतु मयापि हतोऽर्कमार्गः ।

यत्रेति केतुपटकिङ्किणिकारवैः खे
वप्रो वदत्युदधिपायिनमप्यगस्तिम् ॥२०॥

આ નગરનો ગઢ આકાશમાં ધજાને મૂકેલી ઘૂઘરીના શબ્દે કરીને અગસ્ત્યને કહે છે જે, 'તું સમુદ્ર તો પી ગયો, પણ તારી સત્તા હોય તો આવી જા ને મારી ખાઈ પી જો. મેં પણ વિન્ધ્યાદ્રિની ઘોડયે સૂર્યનો માર્ગ રોક્યો છે; તારાથી થાય તે કરી લે.

यस्मिन्ननाय मणिवेश्मविभाविभिन्न-
ध्वान्तोत्करेऽपि कथयन्ति विभातभावम् ।
लीलासरोवरसरोरुहिणीविकाश-
सौरभ्यलुभ्यदलिनीकलकूजितानि ॥२४॥

આ નગરમાં રત્નમય ઘરો હોવાથી રાત્રે પણ અંધકાર તો હોતોજ નથિ, એટલે કુંડમાં ખીલેલાં કમળના સુગન્ધમાં લુબ્ધ ભમરા ગુંજારવ કરે તે ઉપરથી સવાર પડયાનું જાણુ થાય છે.

* * * *

शत्कारितं सिद्धसरः सरस्वत्पातापि पातुं घटभूरशक्तः ।
न प्राग्यशोभङ्गभयादुपैति च्छद्मैव विन्ध्याचलवृद्धिरक्षा ॥२–३५॥

સમુદ્રનું આચમન કરી જનાર અગસ્ત્ય પણ સિદ્ધરાજના સરોવરને પીવા સમર્થ નથિ, અને લોંઠા પડવાના ભયથી જ તે આંહીં ઢુકતા નથિ. આંહીં આવે તો વિન્ધ્યાચળ પાછો વધવા મંડે એ તો કેવળ બ્હાનું જ છે.

पञ्चासराह्वमणहिल्लपुरीपुरन्ध्री-
सीमन्तरत्नमिव पार्श्वजिनेशवेश्म ॥११–२॥

પંચાસરા પાર્શ્વનાથનું મન્દિર નગરીરૂપ સ્ત્રીના સેંથાનું રત્ન છે.

(૮)

જયસિંહસૂરિ-હમ્મીરમદમર્દનમ્

[આ નાટક સં. ૧૨૭૬ પચ્છીના દશકાની અંદર લખાએલ છે. સ્તંભતીર્થ (ખંભાત)માં ભીમેશ્વરની યાત્રાને પ્રસંગે વસ્તુપાલ પ્રધાનના પુત્ર અને ખંભાતના સુબા જયન્તસિંહના આદેશથી તે ભજવાયું હતું. ગૂજરાત ઉપર મુસલમાન ચડી આવ્યા તેમને કેમ પાછા કાઢયા એનું તેમાં વર્ણન છે. પાંચમા અંકમાંથી નીચે ઊતાર્યું છે.)

वीरधवलः—(पुरोऽवलोक्य) अये प्राप्तैव भगवती सरस्वती नाम महानदी ।
पुनाति स्नानेन त्रिदशतटिनी दर्शनवशात्
पुनर्देवी रेवा विरचयति पावित्र्यमतुलम् ।

इयं दूरे नामश्रुतिभिरपि दत्ते च शुचिताम् ।
सुता धातुः पूतं त्रिजगदपि भूतं तदनया ॥१८॥

तेजःपालः—देव सुरासुरमहिता त्रिभुवनहितायैव धावत्यसौ । यतः
त्रैलोक्योपकृतिक्रमेण जनताद्रोहमरोहन्महः- ।
सन्दोहः सहसानया जलनिधौ क्षिप्तः शिखी वाडवः ।
तत्तापोपशमेच्छया हृदि धृतं सम्भारमम्भोरुहाम् ।
एषा नैव कदापि दापितमधुस्यन्दोच्चयं मुञ्चति ॥१९॥

अपि च । मयि सत्यामपि भुवने नरका इति कथमियं कथाद्यापि ।
निर्मूलयितुमिवैतानित्येषा प्रविशति भुवोऽन्तः ॥२०॥

વીરધવલ—(આગળ જોઈને) અયે, ભગવતી સરસ્વતી નામે મહાનદી આ આવી.

ગંગા સ્નાનથી પાવન કરે છે અને નર્મદા દર્શનમાત્રથી અતુલ પવિત્રતા રચે છે, પણ આ બ્રહ્માની પુત્રી તો દૂરથી નામ સાંભળતાં જ શુચિતા આપે છે, અને ત્રણે ભુવનને શુદ્ધ કરે છે.

તેજઃપાલ—દેવ, સુર અસુર સર્વને પૂજ્ય આ નદી ત્રિભુવનહિતાર્થે જ વહે છે. જેમ, ત્રૈલોક્યના ઉપકારાર્થે જનતાના દ્રોહી વડવાનળને આણે ઉપાડીને સમુદ્રમાં ફગવી દીધો, અને એના તાપની શાન્તિ કરવાની ઇચ્છાએ પોતાના હૃદય ઉપર કમળ રાખ્યાં છે, તેને કદાપિ મૂકતી નથિ.

વળી 'હું છતાં આજે નરક છે એ કેવી વાત?' એમ વિચાર કરીને નરકને જડમૂળથી ઊખેડી નાંખવા સારું જ જાણે આ નદી પૃથ્વીના ઉદરમાં પ્રવેશ કરે છે.

वीरधवलः—(सहर्षोल्लासम्) अये स्वर्गसीम्नि सुकृतानामायव्ययेन दूयमानैरगण्यपुण्यार्जननैपुण्यार्थिभिरमरैरमरावतीवेयमस्यास्त्रिभुवनपावित्र्यपरायणायास्तीरेऽधिरोपिता पितामहसर्गावधिरधिरोहति नयनपदवीमदवीयसी गूर्जरराज भुजपालिता राजधानी ।

उच्चैश्चैत्याग्रभागैः स्खलितमिह महत्त्वाद्रथाङ्गस्य भावि ।
स्थाने स्थाने तदस्मान्निभृतमित इतो गम्यतां दूरदूरम् ।
इत्यस्यां भूरिभासो दिनकरसुहृदः शातकुम्भीयकुम्भा ।
मित्रं शश्वत्पताकापटकपटकरक्रीडया ज्ञापयन्ति ॥२२॥

વીરધવલ—(હર્ષોલ્લાસ સહિત) અયે, સ્વર્ગમાં પુણ્યનો ક્ષય થાતો જોઈને કાયવાયેલા દેવોને અગણિત પુણ્ય મેળવવાની ચાતુરી શીખવી હોય અને એટલા સારું જ જાણે આ

ત્રિભુવનપાવની સરસ્વતીને તીરે અમરાવતી જેવી નગરી ન સ્થાપી હોય એવી, બ્રહ્માની સૃષ્ટિના અવધિ જેવી ગૂર્જરરાજધાની ( અણહિલવાડ ) આ દેખાય.

'મન્દિરોનાં ઉંચાં શિખરો સાથે તમારા રથનું પૈડું બટકાઈને ભાંગી જાયે, એટલે આંહીથી દૂર દૂર રથ હાંકજો,' એમ સૂર્યના મિત્રભૂત અત્યન્ત તેજસ્વી કનકકલશ ધજાને નિરન્તર ફડફડાવીને જાણે સૂર્યને જાણ કરે છે.

तेजःपालः—देव पश्य पश्यामी

किं मच्छृंङ्गारशृङ्गावलिविभवभरोऽहारि हारीभवद्भिः।
साक्षादस्यामितीवावनिधरविभुना वेष्टिता वप्रवेशात्।
तीव्रांशु तप्तलोहोपममरगृहा व्योमगङ्गाम्बुरङ्गन्।
मौलिस्नाताः पताकावसनरसनया लेलिहन्तो नु शुद्धाः ॥२३॥

તેજઃપાલ—દેવ, જુવો જુવો આ 'મારા શૃંગારસમાન શિખરાવલિ આ નગરીનાં દેવાલયો ચોરી ગયાં, એમ ધારીને જાણે મેરુપર્વતે ગઢને વેશે એને ઘેરો ઘાલ્યો છે, અને દેવાલયો આકાશગંગામાં જાણે માથે નાય છે, અને તપાવેલા લોહ જેવા સૂર્યને ધજારૂપી જીભે કરીને ચાટે છે અને એવી રીતે દિવ્ય કરીને ચોરીના આરોપથી મુક્ત થાય છે.

वीरधवलः–( सस्मितम् )

निशि निशि तुहिनांशुज्योत्स्नया जातजाड्या-।
कृतिरिव रविमूर्त्यामुल्लसन्त्यां हसन्त्याम्।
इह सुरगृहपङ्क्तिर्वासरे वासरेऽसौ।
बत तपति पताकाहस्तविस्तारणेन ॥ २४ ॥

एतां पुनरनन्तश्रीमण्डनीयां मण्डयत्येककुण्डलमिव सहस्रसङ्ख्यशशिशेखरसुरगृहकच्छलमुक्ताफलपटलजटिलान्तं मध्यस्फुरदुरुतरुलतावितानवलयितान्तरीपमयमरकतमणिनिरुकम्बकान्तं नितान्ततान्तनीरजरजःपरिसम्भरम्भावितशातकुम्भशोभमम्भो बिभ्राणं जगदानन्दनिधानं सिद्धसागराभिधानं सरः।

महाम्भोधिर्गम्भीरिमगरिममाधुर्यविभवः।
जितो येन श्यामोऽजनि जनितदुःखव्यतिकरः।
वहत्यौर्वव्याजादुरसि परितापं न घटते।
सरस्वत्याप्येतद्विरचितपरीरम्भपरया ॥ २५ ॥
सदा पूर्णेऽभ्यर्णस्थितहरसहस्रालिकशशि-।
प्रभाचञ्चच्चन्द्रोपलपटलसोपानसलिलैः।

क्व सम्भाव्यो यत्र प्रलयसमयद्वादशरवि- ।
च्छविप्लोषैः शोषः क्वचितपृथुपाथोधिभिरपि ॥ २६ ॥

तेजःपालः–देव एवमेवैतत् ।

यत्रौर्वप्रकराः स्फुरन्ति गिरिशप्रासादकुम्भप्रति- ।
च्छन्दैः कुम्भचयाः पिबन्ति च सदा नाभूत्तथाप्यूनता ।
एकौर्वज्वलनैककुम्भतनयक्रीडानिपीतोदक- ।
व्रीडार्तः पुरतः क्व तस्य सरसः क्षीरार्णवो वर्ण्यताम् ॥ २७ ॥

વીરધવલ—(સ્મિતપૂર્વક)

રાતે રાતે ચન્દ્રના તેજથી જાણે ઠરી ન ગયાં હોય એવાં દેવાલયો દિવસે સૂર્ય પ્રકાશે એટલે પતાકારૂપી હાથ લાંબા કરીને તાપે છે.

આ અનન્તશોભામય રાજધાનીને જગતના આનન્દધામ જેવું સિદ્ધસાગર સરોવર કુંડળની પેઠે શણગારે છે, એને ફરતો સહસ્રશિવાલયરૂપી મોતીનો હાર છે. એની વચ્ચે બેટ ઉપર વિશાળ વૃક્ષ તથા લતાના મંડપ છે તે નીલમ જેવા દેખાય છે, અને પાણીમાં રહેલાં કમળોના રજકણને લીધે તે સુવર્ણની શોભા ધારણ કરે છે.

આ સરોવરે ગંભીરતા, ગરવાપણું, મધુરતા ઇત્યાદિ ગુણે મહાસાગરને જિતી લીધો એટલે દુઃખી થઈને તે શ્યામ થઈ ગયો છે, અને વડવાનલરૂપે હૃદયમાં પરિતાપ વહે છે.

સમીપે બિરાજતા સહસ્ર શિવના ભાલમાં રહેલા ચન્દ્રના તેજથી દ્રવતા ચન્દ્રકાન્તમણિના ચણેલા ઘાટ ઉપરથી વહતા પાણીથી આ સરોવર સદાય પૂર્ણ રહે છે, એટલે પ્રલયકાળના બાર સૂર્ય વિશાળ સમુદ્રને શોષવી નાખે પણ આને ક્યાંથી શોષવે?

તેજઃપાલ—દેવ, એમ જ છે.

આ સરોવરને વિષે શિવાલયના કલશના પ્રતિબિંબરૂપે અનેક વડવાનલ સ્ફુરે છે, અને અનેક કુંભો તેને નિત્ય પીધા કરે છે, તોપણ તેનું પાણી ઘટ્યું નહિ, અને સમુદ્રનું પાણી તો એક વડવાનલ અને એક કુંભપુત્ર (અગસ્ત્ય) વાતવાતમાં પી ગયા, એટલે ક્ષીરસમુદ્ર લાજે છે. સરોવર પાસે ક્ષીરસમુદ્રનું શું ગજું?

(૯)

### ઉદયપ્રભસૂરિ–સુકૃતકીર્તિકલ્લોલિની.

[ઉદયપ્રભ વસ્તુપાલના ગુરુ હતા, તેમણે આ કાવ્ય વસ્તુપાલની પ્રશસ્ત્યર્થે લખ્યું છે. સમય તેરમા શતકનું છેલ્લું ચરણ.]

भूषा भुवोऽणहिलपाटकनामधेया ।
येन व्यधायि किल गूर्जरराजधानी ।
यत्रोदयन्नवनवाद्भुतभोगभाग्य- ।
श्रीणां नृणां बहुतृणं त्रिदशौकसोऽपि ॥ ११ ॥

વનરાજે અણહિલ્લવાડ નામે પૃથ્વીના ભૂષણરૂપ ગૂર્જરરાજધાની સ્થાપી, જ્યાંના નિત્ય નવા ભોગ ભોગવતા ભાગ્યશાળી લોકો દેવોને તણખલાને તોલે ગણતા હતા.

एकाऽपि प्रमदा मदालसवपुर्यत्र प्रपापालिका ।
बिभ्राणा करकैरवेण करकं पूर्णं जलैरुज्ज्वलैः ।
रत्नस्तम्भभवन्निजप्रतिकृतिप्रान्ते कृतप्राञ्जलीन् ।
यूनो वीक्ष्य मृदुस्मितेन तनुते लज्जाविलक्षस्थितीन् ॥ १२ ॥

अस्मिन्नुन्नतवेश्ममौलिषु भवान् भावी सखेदः सखे ।
चक्रप्रस्खलनाकुलीकृतरथस्तस्मादितो गम्यताम् ।
भिन्नान्तस्तमसः सुवर्णकलशाश्चैत्यालिचूलाजुषः ।
संज्ञां चक्रुरधीरकेतनकरैर्यत्रेति मित्रं प्रति ॥ १३ ॥

'આંહીંના ઘરનાં ઉંચાં શિખરોમાં તમારા રથનાં પૈડાં ભટકાશે ને આપદા પડશે એટલે આંહીંથી જાઓ,' એમ દેવાલયોને શિખરે રહેલા કનકકલશો પતાકારૂપી હાથે કરીને જે નગરીમાં સૂર્યને સાન કરતા હતા.

( ૧૦ )

બાલચન્દ્રસૂરિ–વસન્તવિલાસ

(વસ્તુપાલના ચરિત્રને લગતું મહાકાવ્ય એના પુત્ર જૈત્રસિંહ (=જયન્તસિંહ=જેતસી)ના મનોવિનોદાર્થ રચવામાં આવ્યું હતું. સમય તેરમા શતકના અન્ત, ને ચૌદમાના આરમ્ભ લગભગ. વસન્ત=વસન્તપાલ=વસ્તુપાલ. વસ્તુપાલના મિત્રોને ને કદાચિત્ એને પોતાને વસ્તુપાળ નામ કાવ્યમય નહિ લાગ્યું હોય; એટલે એને ફેરવીને વસન્તપાલ બનાવ્યું! બીજા સર્ગમાંથી નીચલા શ્લોક ઊતાર્યા છે. ]

अणहिल्लपाटकमिति प्रथितं पुरमस्ति निर्जितमहेन्द्रपुरम् ।
कलहायते न सह शारदया कमलाऽत्र वासरसलोभवती ॥ १ ॥

અમરાવતીને હરાવનારું અણહિલવાડ નગર છે, જ્યાં લક્ષ્મીને વસવું એટલું પ્રિય છે, કે એટલા સારું સરસ્વતી સાથે બાધની આળસી ગઈ છે.

इह शातकुम्भमयकुम्भरुचा तिमिरं निरासि किमु तापयसे ।
इति यत्र चैत्यनिवहः परतःकुरुते रविं तरलकेतुकरैः ॥ ६ ॥

'આંહીં સુવર્ણકલશના તેજથી તિમિર નાશ પામ્યું છે, પછી તું ઠાલોભૂલો શું કામ સંતાપે છે?' એમ કહેતાં જ્યાંનાં મન્દિરો સૂર્યને ફરફરતી ધજારૂપ હાથે કરીને આઘો ખસેડે છે.

हरताण्डवाभिनयमातनुतेऽगरुधूपधूमगजचर्मधरम् ।
यदुदारदेवकुलमौलिचलद्ध्वजपाणिभिः सह लयैः शतशः ॥७॥

જે નગર અગરુધૂપના ધૂમાડારૂપે ગજચર્મ ધરીને, ઉન્નત દેવાલયોને શિખરે હાલતી અનેક ધજાઓરૂપી હાથનાં લટકાં કરીને શિવના તાંડવનો અભિનય કરે છે.

कृतिभिः कृताः सुकृतशेवधयः प्रकटा इवात्र नगरे कलशाः ।
सुरसद्मसूर्धसु विभान्तितमां पवनोच्छसद्ध्वजभुजङ्गभुजः ॥ ८ ॥

મન્દિરના કલશ તે જાણે પુણ્યશાળીના પુણ્યના ભંડાર છે, અને પવનમાં ફડફડતી ધજા જાણે એના ઉપર બેઠેલા નાગ છે.

समयज्ञ एव मलिनोऽपि तमःप्रसरः सदा यदनुचारिपदम् ।
इह कामिनीवदनशीतरुचामुररीकरोति कबरीमिषतः ॥ ११ ॥

અંધકાર મલિન છતાં સમયનો જાણુ છે, કારણ તે આ નગરીની સ્ત્રીઓના મુખચન્દ્ર કેશકલાપરૂપે કરે છે.

अभितुङ्गवेश्मशिखरप्रकरस्खलनानिपातभयतः परितः ।
निशि यत्र यान्ति विलसत्तडितो धृतदीपिका इव घना नभसि ॥ १७ ॥

રાતવેળાએ રખે તે પોતે આ નગરનાં ઉંચાં ઘરનાં શિખરો સાથે અથડાઈ પડે એવા ભયથી વાદળાં વીજળીરૂપી દીવી લઈને આકાશમાં ફરે છે.

वासोऽधरं वारिधरं वसानः प्रकाशमाकाशमथोत्तरीयम् ।
सुधासिताङ्गः सुमहाननल्पः शालोऽस्ति जिष्णुप्रणयी यदीयः ॥ ४२ ॥

જેનો મોટો ગઢ વાદળાંરૂપ ધોતિયું પહેરે છે અને આકાશરૂપી દુપટ્ટો ઓઢે છે.

अङ्गीकरोति प्रतिविम्बिताङ्गः शालो यदीयः परिखापयोऽन्तः ।
वैकुण्ठशय्यार्थमुपागतस्य वार्द्धिभ्रमेणाहिपतेरभिख्याम् ॥ ४४ ॥

જેના ગઢનું ખાઈમાં પ્રતિબિંબ પડતાં, ખાઈને સમુદ્ર જાણીને શેષનાગ વિષ્ણુભગવાનની શય્યાને અર્થે ત્યાં જાણે ન આવ્યો હોય, એવો તે શોભે છે.

विनिर्जिताशेषपुरश्रियोऽस्य पुरः पुरोभागगतस्तडागः !
माहात्म्यमम्भोजमुखैरसङ्ख्यैः स्तौतीव भृङ्गीरुतगीर्विलासैः ॥४९॥

આ નગરે બીજાં નગર માત્રને જિતી લીધાં, એટલે જાણે તેની સમીપે રહેલું સરોવર કમળરૂપી અસંખ્ય મુખે તથા ભમરાના ગુંજારવરૂપ વાચાએ કરીને તેનું માહાત્મ્ય સ્તવે છે.

( ११ )

[ ચારિત્રસુન્દરગણિ નામે એક જૈન સાધુએ કુમારપાલચરિત મહાકાવ્ય આજથી આશરે ૫૦૦ વર્ષ ઉપર રચ્યું છે તેના પ્રથમસર્ગના પ્રથમ વર્ગમાંથી નીચલા શ્લોક ઊતાર્યા છે. ]

श्रियां निवेशो वरिवर्त्ति देशः श्रीगूर्जराख्यो रुचिरप्रदेशः ।
कृतप्रवेशः सुकृतैर्नितान्तं न पापलेशोऽपि यमत्र भेजे ॥ १२ ॥

ગૂર્જર નામનો લક્ષ્મીના નિવાસસ્થાન સમાન અને સુંદર પ્રદેશવાળો દેશ હતો, જ્યાં સુકૃત્યે અત્યન્ત પ્રવેશ કર્યો હતો અને જ્યાં પાપનો લેશમાત્ર પણ નહોતો.

नदीषु गङ्गा त्रिदशेषु वज्री नगेषु मेरुः क्षितिपेषु चक्री ।
मतङ्गजेष्विन्द्रगजः प्रधानो देशः स देशेषु तथाऽखिलेषु ॥ १३ ॥

નદીઓમાં ગંગા, દેવોમાં ઇન્દ્ર, પર્વતોમાં મેરુ, રાજાઓમાં ચક્રવર્તી, અને હાથીઓમાં જેમ ઐરાવત પ્રધાન છે, તેમ તે દેશ દેશમાત્રમાં અગ્રેસર છે.

दानेन मानेन नयेन धात्र्यां यः सर्वदेशाभरणं बभूव ।
आसीत्सदाचारभरस्य सीमाऽम्बुधिर्जलानामिव सर्वदा यः ॥ १४ ॥

દાને, માને તથા નીતિએ કરીને જે દેશ જગતના સર્વ દેશમાં ભૂષણરૂપ હતો, અને જેમ સમુદ્ર પાણીની સીમા સમાન છે તેમ જે દેશ સર્વદા સદાચારની સીમારૂપ હતો.

यस्मिन्स्वकाले तरवः फलन्ति गलन्ति गर्भा नहि कामिनीनाम् ।
मिलन्ति वित्तानि घनानि पुंसां ज्वलन्ति नो जातु गृहा जनानाम् ॥ १५ ॥

જે દેશમાં ઝાડ યોગ્ય સમયે ફળે છે, સ્ત્રીઓના ગર્ભ ગળતા નથિ, માણસોને પુષ્કળ ધન મળે છે, અને લોકોનાં ઘર કદાપિ બળતાં નથિ.

ग्रामा महाद्रङ्गसमानरूपाः स्वर्धामरम्याणि पुराणि यत्र ।
लोकाः क्षितीशप्रतिमा विभान्ति महीभुजो यत्र सुरेन्द्रतुल्याः ॥१६॥

જે દેશમાં ગામડાં નગર જેવાં છે, અને નગર સ્વર્ગ જેવાં રમ્ય છે, લોકો રાજા જેવા છે અને રાજા સુરેન્દ્ર તુલ્ય છે.

अस्ति श्रीवनराजराजरचितप्रौढप्रतिष्ठं स्फुटम् ।
तत्र श्रीअणहिल्लपाटकमिति प्राप्तप्रतिष्ठं पुरम् ।
आतङ्कोज्झितमानसाः प्रतिदिनं पूर्णाभिलाषाः स्फुरद्- ।
भासो यत्र वसन्ति चित्रजनका देवोपमा मानवाः ॥ १७ ॥

ગૂર્જરદેશમાં રાજા વનરાજે સ્થાપેલું અણહિલવાડ નામે પ્રતિષ્ઠા પામેલું નગર છે, જ્યાં નિશ્ચિન્ત ચિત્તવાળા, તેજસ્વી, દેવ જેવા, બીજાને આશ્ચર્ય ઉપજાવતા, અને નિત્ય જેની અભિલાષા પૂર્ણ થાય છે એવા મનુષ્યો રહે છે.

अभ्रंलिहा यत्र विलोक्य सौधश्रेणीर्ध्वजश्रेणिविराजमानाः ।
सूर्यो निजस्यन्दनभङ्गशङ्काकुलो भवेदभ्रपथेऽपि गच्छन् ॥ १८ ॥

ધ્વજપંક્તિએ કરીને શોભતી અને ગગનને સ્પર્શ કરતી જે નગરની હારબન્ધ હવેલીઓને જોઇને આકાશમાર્ગે વિચરતા સૂર્યને પણ એવી શંકા થાય, જે મારો રથ આની સાથે ભટકાઈને ભાંગી તો નહિ જાય ?

यदीयनारीनयनाननाभ्यां सरोजचन्द्रौ विजितौ विशङ्के ।
अशिश्रियद्दुस्तरवारिदुर्गमेकं भिया व्योमपथं तथान्यः ॥ १९ ॥

જે નગરની સ્ત્રીઓનાં નયન તથા મુખથી હારી જઇને કમળે તથા ચન્દ્રે એક તરવું કઠણ એવા પાણીરૂપી ગઢમાં અને બીજાએ આકાશમાં, ભયભીત થઇને આશરો લીધો એમ મને ભાસે છે.

यस्मिन्गवाक्षस्थितचारुनारीवक्त्रैर्विभोद्भासितदिग्विभागैः ।
निशीन्दुबिम्बप्रतिमैरजस्रं सहस्रचन्द्रं गगनं बिभर्ति ॥ २० ॥

જે નગરમાં ગોખે બેઠેલી સુન્દર સ્ત્રીઓના ચન્દ્રમુખે કરીને દશે દિશા રાત્રિએ તેજોમય થઇ જાય છે, અને તેથી આકાશમાં જાણે નિરન્તર સહસ્ર ચન્દ્ર કેમ ન ઊગ્યા હોય એવું લાગે છે.

जिनेन्द्रचैत्यानि पराणि यत्र स्वर्लोकनिःश्रेणिसमानि भान्ति ।
वाताहतास्तत्र च वैजयन्त्यः संतर्जयन्त्यः स्वरिवोल्लसन्ति ॥ २१ ॥

જે નગરમાં સ્વર્ગની નીસરણી જેવાં જૈનમન્દિરો શોભે છે, તથા પવનમાં ફડફડતી મન્દિરની ધ્વજાઓ જાણે સ્વર્ગનો કેમ તિરસ્કાર ન કરતી હોય એવી ઉલ્લાસ પામે છે.

न राजहंसादपरः सुरागो दोषाकरश्चन्द्रमसः परो न ।
विहाय भृङ्गं मधुपो न कश्चिद्यस्मिन्न सर्पादपरो द्विजिह्वः ॥ २२ ॥

જે નગરમાં રાજહંસ વિના બીજો કોઇ રાગવાન (રંગે રાતો, આસક્તિવાળો) નથિ, ચન્દ્ર વિના બીજો કોઇ દોષાકર (રાત કરનાર, દોષની ખાણ્ય જેવો) નથિ, ભમરા વિના બીજો કોઇ મધુપ (મધ પીનાર, મદ્યપાન કરનાર) નથિ, અને સર્પ વિના બીજો દ્વિજહ્વ (બે જીભવાળો, બેવચની) નથિ.

प्रदीपपात्राणि विहाय यत्र स्नेहक्षयोऽन्यत्र निरीक्ष्यते नो ।
न कण्टकाली वृतिमन्तरेण विलोक्यते तत्र पुरे परत्र ॥ २३ ॥

જે નગરમાં દીવાના ચાડાં વિના બીજે ક્યાંય સ્નેહ (તેલ, પ્રેમ) નો ક્ષય જોવામાં આવતો નથિ, અને વાડચ વિના બીજે કંટકાલી (કાંટા, શત્રુ) દેખાતી નથી.

दानेन मानेन कलाव्रजेन रूपेण सौख्येन बलेन नित्यम् ।
यस्मिन्वसन्तस्त्रिदशान् हसन्ति धर्मोज्झ्यमानान्निरताः स्वधर्मे ॥२४॥

દાન, માન, કળા, રૂપ, સુખ અને બળને વિષે જે નગરીના સ્વધર્મપરાયણ નિવાસીઓ ધર્મરહિત દેવોને નિત્ય હસે છે.

# પ્રો. ક્રીશ્ચીયન લાસેનનો પ્રાચીન હિંદના વાણિજ્યનો ઇતિહાસ

જર્મન ઉપરથી પ્રો. કે. પી. જયસ્વાલ તથા પ્રો. બેનરજીના અંગ્રેજી ઉપરથી ગૂજરાતીમાં અનુવાદક

[ અ. શ્યામલાલ હ. ભગવતી ]

( પુરાતત્ત્વ પુ. ૪. પૃષ્ઠ ૧૪૮ થી ચાલુ )

## ભાગ. ૨. વેપારી પ્રજાઓ

### વેપારનું ભાવી

ઈ. સ. પૂર્વેની છેલ્લી સદીના અંત સમયે તથા ઇ. સ. ની પહેલી ત્રણ સદીઓમાં રાતા સમુદ્ર દ્વારા હિન્દ સાથેનો દરીયાઇ વેપાર બીજી કોઇ જાતના વેપાર કરતાં ખૂબ વધી ગયો હતો અને તે વિષય ઉપર જ આપણી પાસે સંતોષકારક માહિતી છે. આ વેપારની અંદર, ગ્રીક તથા રોમન વેપાર જેટલો હિસ્સો હિન્દના વેપારનો પણ હતો. ગ્રીક અને રોમન વેપારની બાબતમાં પ્રથમ હું એટલું કહું છું કે હીપેલોસે કરેલી પવનપ્રવાહ ની શોધ અથવા પુનર્શોધ પછી દર વર્ષે વેપારી વહાણોના કાફલાઓ રાતા સમુદ્રમાંથી હિન્દના બંદરો તરફ મુસાફરી કરતા. બીજું એ કે હિન્દમાં વસતા ગ્રીક અને રોમન વેપારીઓએ ગૂજરાતના એક નગરને થીઓફીલા (Theophila) નામ આપ્યું હતું અને મલબાર કિનારા ઉપરના તેમના એક કારખાનાને બીઝાન્ટીઅન ( Byzantian ) નામ આપ્યું હતું, અને તેવી જ રીતે લંકાના કિનારા ઉપરના પ્રદેશોને ગ્રીક ભાષાનાં[1] નામો આપ્યાં હતાં. આ હકીકત ઉપરથી એમ સાબીત થાય છે કે ગ્રીક તથા રોમન વેપારીઓ હિન્દના ઉપર જણાવેલા ભાગોમાં લાંબા વખત સુધી તથા વારંવાર રહેતા. આને લગતી ત્રીજી હકીકત આવા માણસોના અહેવાલો છે કે જેમાંથી પ્લીની તથા ટોલેમીએ હિન્દને લગતી ભાગોલિક, ઐતિહાસિક તથા ભૌતિક માહિતી મેળવી હતી. અહિંયાં એટલું ઉમેરવું જોઇએ કે મ્યુસીરીસ અથવા મેંગલોરમાં ઘણા ગ્રીક વેપારીઓ રહેતા હતા.[2]

હવે દરીઆઇ વેપારમાં હિંદ બહોળા પ્રમાણમાં ભાગ લેતું હતું તે વિષયમાં પ્રથમ તો નીચેની હકીકતો ઉપરથી સાબીતી મળે છે. ડાયોસ્કોરીડા અથવા આધુનિક ડીયો સોકોટ્રાના ટાપુમાં વેપાર અર્થે હિન્દીઓ તથા આરબો અને ઘણા જ થોડા ગ્રીક લોકો રહેતા હતા. આ ટાપુની વસ્તી આવા પરદેશીઓની જ હતી.[3]

---

૧. પૃ. ૬ ઠું જુઓ.

૨. Peripl. Mar. Erythr. પા. ૬૦.

૩. „ પા. ૧૮.

ઇથીઓપીયાના કિનારા પર આવેલ એઝેનીયા ( Azania ) માં મેઝ્ઝોર તરફના હિન્દી વેપારીઓ આવતા.[૧] આપણે આગળ જોઇ ગયા કે પોન્ટસના પ્રદેશમાં હિન્દીઓ રહેતા હતા અને તેઓ ખરાને બદલે ખોટાં નીલમ વેચતા હતા.[૨] પરંતુ સૌથી અગત્યની હકીકત તો નીચેની છે:—વિશ્વાસપાત્ર કોર્નેલીઅસ નેપોસે ( Cornelius Nepos ) વર્ણવ્યું છે કે જી. મીટેલસ સેલર ( G. Metellus Cel. ) જે ઇ. સન પૂર્વે ૬૦ ની સાલમાં ગેલીઆનો પ્રો–કોન્સલ હતો તેને ભેટ તરીકે કેટલાક હિન્દીઓ સુએવી ( Suëvi ) ના રાજા તરફથી અથવા બીજા અહેવાલ પ્રમાણે બોઇ ( Boi ) ના રાજા તરફથી મોકલવામાં આવ્યા હતા. અને આ હિન્દીઓ વેપાર અર્થે હિન્દી સમુદ્રમાં મુસાફરી કરતા હતા ને તોફાન ને લીધે જ ત્યાં ઘસડાઇ આવ્યા હતા. પરંતુ આ લોકોએ હિન્દી સમુદ્રમાંથી પોતાના દેશમાંથી મુસાફરી શરૂ કરી આખા આફ્રીકાની પ્રદક્ષિણા કરી હોય તેમ જ યુરોપના આખા પશ્ચિમ કિનારાની મુસાફરી કરી હોય એ અશકય લાગે છે. અને જો એમ કર્યું હોય તો તેઓ ઇગ્લીશ અથવા ફ્રેન્ચ કિનારાએ આવ્યા હોત. માટે આપણે એમ કહી શકીએ કે આ લોકો કાસ્પીઅન સમુદ્રમાં મુસાફરી કરતા હશે.[૩] અને તોફાનને લીધે તેના ઉત્તર કિનારા ઉપર ઘસડાઇ આવ્યા હશે. ત્યાંથી તેઓ ઘણું કરીને બોઇના દેશમાં ગયા હશે. જ્યાંના રાજાએ તેમને સુએવીના રાજાને ત્યાં મોકલાવ્યા હશે. અને તેણે ત્યાંથી ગેલીઆના રોમન પ્રોકોન્સલ ઉપર મોકલી આપ્યા હશે. આ સપ્રમાણ હકીકત ઉપરથી આપણે અનુમાન કરી શકીએ કે રોમન રાજ્ય સાથેના વેપારમાં હિન્દના વેપારીઓ જોડાતા અને આ વેપાર હિન્દમાંથી બેકટ્રીયા, કાસ્પીઅન સમુદ્ર અને કોકસસ દ્વારા કાળા સમુદ્રમાં ફેલાએલો હતો.

બીજું રોમન સમ્રાટને હિન્દના રાજાઓ તરફથી રાજદૂતો મોકલવામાં આવતા અને આ હકીકત રોમન રાજ્ય સાથેના લાભદાયક વેપારમાં હિન્દીઓનો મોટા પ્રમાણમાં ભાગ હતો તેની વિરૂદ્ધ જાય છે. સૌથી પ્રથમ દૂતમંડળ પોરસ નામના રાજાએ સમ્રાટ ઓગસ્ટસ ઉપર મોકલ્યું હતું. તેને લગતી જુદી જુદી બાબતો વિષે ડમાસ્કસના નીકોલેઓસ ( Nikolaos ) જેણે ડફન[૪] ( Daphne ) ની પાસે આવેલ એન્ટીઓચીઆ ( Antiochia ) નામના સીરીઅન શહેરમાં બાકીના ત્રણ રાજદૂતો જોયા હતા—તેની પાસેથી આપણને નીચેની હકીકત મળે છે. આ રાજદૂતો રોમન સમ્રાટને ગ્રીક ભાષામાં લખેલો હિન્દી રાજાનો પત્ર લાવ્યા હતા જેની અંદર હિન્દી રાજાએ લખ્યું હતું કે જો કે તેને ૬૦૦ ખંડીઆ રાજાઓ હતા છતાં તે સમ્રાટ ઓગસ્ટસની મિત્રતા યાચતો હતો અને તે હિન્દના દરેક બંદરે રોમન લોકોને આવવા દેવા તથા તેમને દરેક રીતે મદદ કરવા રાજી હતો. રાજદૂતો સાથે આઠ નગ્ન સેવિકાઓ હતી જેઓએ મેખળાઓ પહેરેલી હતી, જેઓના શરીર ઉપર લેપ કરેલો હતો, અને જેઓએ રોમન સમ્રાટ માટેની ભેટો ઉચકેલી હતી. આ

---

૧. Peripl. Mar. Erythr. પા. ૧૮.

૨. જુઓ આગળ પા. ૧૭.

૩. cf. ભા. ૨. પા. ૬૦૩.

૪. સ્ટ્રેબો ભા. ૧૫. ૧. ૭૩. પા. ૭૯. અને તેમાંથી નીકોલેઓસના અહેવાલોમાં.

ભેટો નીચે પ્રમાણે હતીઃ–પ્રથમ તો એક દેવની મૂર્તિ–જેના હાથ છોકરાએ ભાગી નાખેલા હતા–જેથી ગ્રીક લેખકો તેને હર્મ્સના સ્તંભની ઉપમા આપતા હતા–જે આપણે જાણીએ છીએ કે ઉચ્ચાસનના ચોખુણા સ્તંભ જેવો હોય છે. આ મૂર્તિ કોઈ હિન્દી દેવની હોવી જોઈએ જે વિષે આપણી પાસે ચોકસ માહિતી નથી. બીજી ભેટોમાં મોટા સર્પો–એક સર્પ દશ એલ (ell) જેટલો લાંબો તથા નદીનો એક ત્રણ એલ જેટલો મોટો કાચબો અને એક મોટું તીતર. હિન્દી રાજદૂતોમાંના ઘણાખરા તો લાંબી મુસાફરીને લીધે મરણ પામ્યા હતા.

જો કે હિન્દી રાજાની આવી તુચ્છ ભેટોને લીધે અને તે ૬૦૦ રાજાઓ ઉપર રાજ્ય કરતો હતો તેવા તેના એકરારને લીધે આપણને ઉપરનો અહેવાલ ખોટો લાગે તેવો છે, પરંતુ બીજા કારણોને લીધે તે અહેવાલ ખરો માનવાને લલચાઈએ છીએ. અલબત્ત હિન્દી રાજા ગ્રીક ભાષાનો ઉપયોગ કરતો હશે કે નહિ તે વિષે આપણને શંકા થાય અને તેથી તેના રાજદૂતોએ મુસાફરી દરમિયાન કીંમતી ભેટો વેચી નાંખી હશે અને કોઈ ગ્રીક પાસે બીજો કાગળ લખાવ્યો હશે એવો વહેમ આવે છે. ઉપરના અહેવાલની સામાન્ય સત્યતા માટે હું પ્રથમ જણાવીશ કે પશ્ચિમ હિન્દમાં જ્યાં આગળ પૈરવ અથવા પોરસનું રાજ્ય હોવું જોઈએ, ત્યાં મેસીડોનીઅન લેખકોના[1] પૂરાવા પ્રમાણે સર્પપૂજા ચાલુ હતી. તેથી હિન્દી રાજાએ રોમન સમ્રાટને પોતાના દેશમાં પૂજાતું પ્રાણી મોકલ્યું હોય તે તદ્દન સ્વાભાવિક છે. બીજાું કેડફાઈસીઝ (Kadphises) બીજો,[2] જે ઇ. સનની શરૂઆતમાં થઇ ગયો તેના મરણ પછી પ્રાચીન પૈરવોના કોઇ વંશજે પશ્ચિમ પંજાબમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હશે એમ માનવામાં વાંધો નથી. તેને ૬૦૦ ખંડીઆઓ હતા તે અતિશયોક્તિ લાગે છે. ઉપરની કલ્પના પ્રમાણે તે રાજા, સમ્રાટ ઓગસ્ટસનો સમકાલીન હતો અને તેણે ઇ. સ. ૧૪ સુધી રાજ્ય કર્યું હતું અને રાજદૂતો મોકલવામાં વેપારી સ્વાર્થ હશે કારણકે તેણે રોમન લોકોને તેના દેશમાં છૂટથી આવવા દેવા તથા તેમને તેમના સાહસોમાં મદદ કરવા ખુશી દર્શાવી હતી.

અત્રે એટલું આપણે જાણવું જોઇએ કે પોરસના રાજદૂતોની સાથે એક પવિત્ર બુદ્ધમાર્ગી પણ હતો; જેનું નામ ઝર્મેનોચેગાસ, (zarmanoohogas) ઘણું કરીને શ્રમણાચાર્ય અથવા શ્રમણોના આચાર્ય એ ઉપરથી આવ્યું હશે![3] તેની અત્યાર સુધીની જીંદગી સંકટો વિના પસાર થયેલી હોવાને લીધે તેને હવેની જીંદગીમાં દુઃખ ન આવી પડે તે માટે તેણે દેહનો ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો અને એથેન્સની અંદર નગ્ન તથા લેપિત તે ચિતા ઉપર ચઢયો ને તેની કબર ઉપર ઉપર નીચેનો લેખ લખાવવામાં આવ્યો:

---

૧. c. f. II. પા. ૨૩૫ અને ૪૬૭.

૨. o. f. II. પા. ૮૨૧.

૩. વીલ્સનું Theatre of the Hindus ભા. ૧ પૃ. ૧૫ અને શ્રમણના અર્થ માટે જુઓ પૃ. ૪૪૯.

"અહીંઆ ભરૂચમાંથી આવેલ શ્રમણાચાર્ય નામનો હિન્દી આરામ લે છે જેણે હિન્દીઓના રીવાજ પ્રમાણે આત્મહત્યા કરી હતી."

રોમન રાજમંડળ તરફ બીજું દૂતમંડળ નીચેના બનાવને લીધે મોકલવામાં આવ્યું હતું:—એનીઅસ પ્લોકેમસ (Annius Plocamus) નો એક મુક્ત થએલો ગુલામ જેણે સરકાર પાસેથી રાતા સમુદ્રના ટોલ (વેરા)નો કંટ્રાકટ લીધો હતો તે અરેબીઆના કિનારા ઉપર મુસાફરી કરતાં, ઉત્તર તરફના પવનને લીધે કાર્મેનીઆ તરફ ઘસડાઇ ગયો હતો, ને ૧૫ દિવસ પછી લંકાના વાયવ્ય કિનારા ઉપર આવેલ હિપ્પુરોસ (Hippuros) બંદરે આવ્યો હતો. ત્યાં તે બંદરોના રાજા તરફથી તેને ઘણો ઉમદા આવકાર મળ્યો હતો ને તે ત્યાં ૭ માસ રહ્યો હતો.[1] તેને પૂછવામાં આવતાં તેણે લંકાના રાજાને રોમનો તથા રોમન સમ્રાટો વિષેની હકીકત આપેલી હતી. તેની (ગુલામની) આગળ કરેલા વર્ણન પ્રમાણે સીંહાલીઝ રાજા રોમન સમ્રાટની ન્યાયબુદ્ધિનાં વખાણ કરવા લાગ્યો કારણ કે રોમન લોકો જે દીનાર લાવતા હતા તે બધા સરખા વજનના હતા, જો કે તેની છાપો ઉપરથી તે જુદા જુદા સમ્રાટોના હોય એમ લાગતું હતું. આ પ્રશંસાનું કારણ એ હોવું જોઇએ કે તે ટાપુમાં સીક્કા છાપવાની કળાએ રોમન રાજ્ય કરતાં ઓછી પ્રગતિ કરેલી હતી. ગમે તેમ હોય છતાં આ બનાવને લીધે રોમન સમ્રાટને માટે લંકાને મિત્ર ભાવ ઉપજ્યો અને તેણે ચાર રાજદૂતો મોકલ્યા. જેમાંના મુખ્ય રાજદૂતનું નામ રાચીઅસ (Rachias) હતું. આ નામ રાજા અથવા રાજન ઉપરથી આવેલું હોવું જોઇએ. તેમજ આ નામ રાજવંશીઓને પણ અપાતું હોય છે. રાચીઅસ ઘણું કરીને રાજાના કુળનો માણસ હોવો જોઇએ અને તેથી આપણે તેનું ખરૂં નામ શું હતું તે જાણી શકતા નથી. આ રાજદૂત પાસે પ્લીનીએ લંકાને લગતી ઘણી વિગતવાર માહિતી મેળવેલી હતી જેની ચર્ચા હવે પછીના ભાગમાં જ કરવી જોઇએ. અહીંઆં ફક્ત એટલું જાણવું અગત્યનું છે કે તે સમયે ક્લોડીઅસ ( Claudius ) કે જેણે ઇ. સ. ૪૧ થી ૫૪ સુધી રાજ્ય કર્યું હતું તે રોમનો સમ્રાટ હતો. લંકાના રાજાની બાબતમાં તે રાજા ચંદ્ર-મુખશિવ જેણે ઇ. સ. ૪૪ થી ૫૨ રાજ્ય હતું તે હતો કે યશો–લાલ–કતીસ્ય જેણે તેના પછીથી ઇ. સ. ૬૦ સુધી રાજ્ય કર્યું હતું તે હતો–તે અનિશ્ચિત રાખવું પડશે. જો કે ઘણું કરીને તો તે પહેલો રાજા હતો કારણકે બીજો રાજા તો કલોડીઅસના મરણ પછી ટુંક સમયમાં ગાદી ઉપર આવ્યો હતો.

લંકાના રાજાનું આ રાજદૂતો મોકલવાનું કારણ તેની પ્રજાનો રોમન રાજ્ય સાથેનો વેપાર વધારવાનું હતું એમ જો હું કહું તો તેમાં બીજા કોઇ પણ કારણના અભાવને લીધે મને પુષ્ટિ મળે છે.

---

૧. પ્લીની, ભા. ૬ પૃ. ૨૪–૪. આગળના ભાગમાં હું બતાવીશ કે સિંહાલી ભાષામાં આ બંદરનું નામ કુદ્રમલ ( Kudre male ) એટલે હાથીપર્વત હતું અને તેની જગ્યા પણ હું ચોકકસાઇથી બતાવીશ.

ત્રીજી વખતે જે દૂતમંડળ મોકલવામાં આવ્યું હતું તેનો હેતુ ચોક્કસ નથી. કારણકે તેને લગતી ફક્ત ટુંક ખીનાઓ જ ઉતરી આવી છે. આ વખતના હિન્દી રાજદૂતો જેમાંના એકનું નામ ડેમેડેમીસ (Damadamis) હતું અને બીજાનું સેન્ડેનસ (Sandanes) હતું, તેમની પાસેથી પ્રખ્યાત જ્ઞેયવાદી (gnostic) બાર્ડેસેઇન્સે (Bardesanes) તેનું બ્રાહ્મણો તથા સેમેનીઅનો વિષેનું જ્ઞાન મેળવ્યું હતું. આ રાજદૂતો કેટલાક માને તેમ સમ્રાટ એન્ટોનીનસ હીલીઓગેબેલસ (Antoninus Hiliogabalus) જેણે ઇ. સ. ૨૧૮ થી ૨૨૦ સુધી રાજ્ય કર્યું હતું તેના તરફ મોકલવામાં નહોતા આવ્યા પરંતુ સમ્રાટ એન્ટોનીનસ પાઅસ (Antoninus Pius) જેણે ઇ. સ. ૧૫૮ થી ૧૮૧ સુધી રાજ્ય કર્યું હતું તેને મોકલવામાં આવ્યા હતા. હવે પછી આગળ ઉપર બાર્ડેસેઇન્સના લખાણોમાંથી જાળવી રાખેલી હિન્દને લગતી માહિતીનો ઉપયોગ કરવાનો હોવાથી આ જ્ઞેયવાદીની જીંદગીમાંથી ખાસ અગત્યનું હોય તે જ કહેવું અત્રે જરૂરી છે.[૨] બાર્ડેસેઇન્સિ અથવા સીરીઅન ભાષા પ્રમાણે બાર-દેસાન (Bar-Desan) એટલે દેશાનનો દીકરો, ઇડેસામાં ઇ. સ. ૧૫૪ પહેલાં જનમ્યો હતો. જ્યારે સમ્રાટ એન્ટોનીનસ વીરસ સીરીઆમાં હતો ત્યારે તેણે તેની પ્રારબ્ધ ઉપરની ચોપડી સમ્રાટને અર્પણ કરી હતી. જે હિંદી રાજદૂતોની સાથે તેને બેબીલોનમાં મુલાકાત થઇ હતી તેઓ સમ્રાટ એન્ટોનીનસ પાયસ તરફ મોકલવામાં આવ્યા હતા. સેન્ડેનસના રાજદૂતના નામ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે જે હિંદી રાજા તરફથી આ દૂતો મોકલવામાં આવ્યા હતા તે મલબાર કિનારા ઉપરના સેડેનોઇ અથવા ઓછી ચોકસાઇથી કહીએ તો સેન્ડેનોઇ[૩] લોકોના આર્યક (Aryake) મુલ્ક ઉપર રાજ્ય કરતો હોવો જોઇએ. બાર્ડેસેઇન્સ એક જ્ઞેયવાદી પંથનો સંસ્થાપક હતો અને સીરીઅન ભાષાના કવિ તરીકે ખ્યાતિ મેળવી હતી. તેના ઘણા લખાણોમાંથી ફક્ત ઇન્ડીકા નામના લખાણનો જ ઉલ્લેખ અત્રે કરવો જોઇએ.

---

૧. Porphyr. De Abstin. ab esu, etc. (J. De Rhoers edition) પૃ. ૨૫૬. ડેમેડેમીસ શબ્દ ડેન્ડેમીસથી બહુ જુદો નથી અને અલેક્ઝાન્ડરના ઇતિહાસમાં બ્રાહ્મણને ડેન્ડેમીસ કહેવામાં આવેલ છે. જુઓ. પૃ. ૯૦૫ નોંધ ૨ જ્યાં આ શબ્દની સમજુત આપેલી છે. એનો અર્થ માણસ પોતાની જાતને ખુબ કેળવતો હોય એવો થાય છે. આ દૂતમંડળને લગતો બીજો અહેવાલ Stobaois Eol Phys (Gais ford Ed) ના ભા. ૧ પૃ. ૫૪ માં આપેલ છે.

૨. Bardesanes Gnosticus Syroram Hymnologus scripts it Augustus Hahn 1819.

૩. Aurelianus Vicor Epit XV, ૪. પ્રમાણે તેણે નીચેનો ફકરો આપેલો છે:—" જ્યારે આવા મહાન સમ્રાટની ન્યાય વિષેની ખ્યાતિ સાંભળી ત્યારે હિંદીઓ, બેકટ્રીયનો તથા હીરકેનીયનોએ પણ દૂતમંડળો મોકલ્યાં હતાં." આ સમ્રાટ તે Antoninus Pius હોવો જોઇએ અને હેલીઓગેબેલસ અથવા ઇલાગબલ જેણે

જો કે ચોથો રોમન સમ્રાટ જેના દરબારમાં હિન્દી રાજદૂતો મોકલવામાં આવ્યા હતા તેણે ઇ. સ. ૩૧૯ પછી રાજ્ય કર્યું હતું અને તે વર્ષથી વલ્લભીવંશની સ્થાપનાને લીધે હિન્દના રાજકીય ઇતિહાસમાં ફેર–બદલો થયો હતો તે છતાં આ બનાવ અહીંઆં રજુ કરતાં હું અચકાતો નથી કારણ કે આ વંશની સ્થાપનાની ગ્રીક તથા રોમન દરીઆઇ વેપાર ઉપર ઘણી અસર થઇ હતી. તે ઉપરાંત રોમન સમ્રાટના દરબારમાં હિન્દી દૂત-મંડળો મોકલવામાં આવતાં હતાં તે વર્ણવવાની બીજી સારી તક મળે તેમ નથી. જ્યારે સમ્રાટ ઇન્ડીએનસની ( Indianus ) કીર્તિ, તેની બહાદુરી ડહાપણ અને બીજા ગુણોને લીધે તે સમયની જાણીતી દુનીઆની બહાર પણ પ્રસરી હતી, ત્યારે માનની દૃષ્ટિથી દૂરમાં દૂરની પ્રજાઓ પણ તેને રાજદૂતો મોકલતી.[1] આની અંદર હિન્દી પ્રજાઓ પણ તેમના મુખ્ય માણસોને ભેટો સાથે રાજદૂતો તરીકે મોકલતી–ખાસ કરીને સીરેન–દીવી ( Serendivi ) અને દીવી ( Divi ) નાં નામો આપવામાં આવ્યાં છે. પહેલા નામથી સીંહલદીપ અથવા લંકાની પ્રજા સમજવાની છે કારણ કે તે દ્વીપને કોસમાસે (Cosmas) સીએલદવ ( Sieledíva ) નામ આપ્યું હતું. દીવી–એ કેટલાક માને છે તે પ્રમાણે આફ્રીકાના કિનારા ઉપરના ટાપુ દીન સેકોટ્રાની વસતી ન હોઇ શકે પરંતુ તે લંકાની પાસેનો હિન્દના નૈઋત્ય કિનારા ઉપર આવેલ મેલેડાઇવ્સ ( Maledives )નો ટાપુ હોવો જોઇએ. રોમન રાજ્યની પાસે વસતી પ્રજાઓ બીકની મારી રોમન સમ્રાટને ભેટ દ્વારા રીઝવવા માગતી હોય પરંતુ આ કારણ દૂરની હિન્દી ટાપુઓની પ્રજાને લાગુ પડતું નથી. અને તેથી આપણે એમ માનીએ કે લંકાની પ્રજાએ વેપારી સંબંધની દૃષ્ટિથી જ રોમન સમ્રાટને માન મોકલ્યું હશે.

હવે આગળ જઇને હિન્દ તરફનું વહાણવટું કેવી રીતે કરવામાં આવતું તે આપણે જાણવું જોઇએ. આ વિષય ઉપર પેરીપ્લસ ઓફ ધી રેડ સી ના લેખકે તથા રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખકે બંનેએ સંતોષકારક ખુલાસા આપેલા છે. પશ્ચિમના પવનપ્રવાહની ફરીથી શોધ કરવામાં આવી અને તેનો ઉપયોગ મુસાફરીઓ વધારવામાં થયો તે પહેલાં હિન્દ તરફની મુસાફરીની પ્રાચીન હકીકત મેં આગળ ઉપર આપી દીધેલ છે[2] અને તેથી અહીંઆં ફક્ત ત્યાર પછીની જ સ્થિતિ વર્ણવીશ.

જુલાઇ માસની મધ્યમાં મીસરમાંથી પ્રયાણ કરવામાં આવતું.[3] ત્રીસેક દિવસ પછી

---

ઓરેલીઅસ એન્ટોનીયસનું નામ ધારણ કર્યું હતું અને ઇ. સ. ૨૧૮ થી ૨૨૨ સુધી રાજ્ય કર્યું હતું તે ન હોવો જોઇએ.

૧. Ammainus Marcellinus XXII. ૭. ૧૦. તે માને છે કે દૂતમંડળો ઇ. સ. ૩૬૨માં મોકલવામાં આવ્યાં હતાં.

૨. જુઓ આગળ પૃ. ૩.

૩. Peripl. Mar. Erythr. પૃ. ૮. પ્લીની ભા. ૬. પૃ. ૨૬. ૯. તથા ભા. ૨ પૃ. ૨૯૧. નોંધ ૧.

લંકાથી ગંગાપ્રદેશની મુસાફરીની બાબતમાં પ્લીનીએ નીચેનો અહેવાલ આપ્યો છે, જેની અંદર તેની ગેરસમજ થયેલી હોવી જોઇએ.[1] તે કહે છે કે લંકાથી પ્રસીઅન (Prasian) પ્રજા સુધીની મુસાફરી પહેલાં વીસ દિવસ સુધી ચાલતી. પરંતુ પાછળથી તેની સાત દીવસની ગણત્રી થતી, કારણકે નાઇલ નદી ઉપર વપરાતાં પેપીરસનાં વહાણોની જેવાં વહાણો તે મુસાફરીમાં વાપરવામાં આવતાં અને આ વહાણો રોમન વહાણોના જેટલી ઝડપથી ચાલતાં. મીસર-વાસીઓ તેમનાં વહાણો સાઇપ્રસ પેપીરસમાંથી બાંધતા, અને તેની છાલમાંથી શઢ તથા દોરડાં બનાવતા[2] પરંતુ તે ઝાડ હિંદમાં નહિ થતો હોવાને લીધે આપણે એમ માનવું જોઇએ કે આ વહાણો કોઇ હિન્દી ઝાડના લાકડામાંથી બાંધવામાં આવતાં હશે. ઘણું કરીને તે દપ (Dup) નામનું ઝાડ હોવું જોઇએ અથવા ફિરવારનીસ (Firvarnish) ઝાડ હોવું જોઇએ જેનો ઉપયોગ સિંહાલી લોકો તેમના વહાણ બાંધવામાં કરતા.[3] દોરડાંઓ તો ખચીત છાલના રેસાઓમાંથી જ બનાવવામાં આવતાં, અને ખાસ કરીને નાળીએરના મજબુત રેસાઓમાંથી. તે કોઇર (Coir) તરીકે ઓળખાતાં અને મજબુતાઇને લીધે વખાણાતાં. શણના છોડ લંકામાં ઉગે છે, અને તેથી શઢ ઘણું કરીને શણમાંથી બનાવવામાં આવતા હશે. આપણે એમ પણ ધારવું જોઇએ કે નાઇલ નદી ઉપર ફરતાં વહાણો કરતાં આ વહાણો મોટાં હતાં. હિન્દીઓ પાસે એવાં વહાણો હતાં કે જેની અંદર એકી વખતે પાંચસો વેપારીઓનો સમાવેશ થઇ શકે.[4] પ્રસીઅન શબ્દથી ગંગાનો મુલક સમજવા જોઇએ, કારણ કે એ શબ્દ સંસ્કૃત શબ્દ "પ્રાચ્ય" ઉપરથી આવેલો હોવો જોઇએ, અને તેથી એ શબ્દનો અર્થ આ ઠેકાણે પહેલાંના પ્રખ્યાત પ્રસીઅન લોકોને બદલે ફક્ત પૂર્વમાં વસતી પ્રજા એવો થવો જોઇએ; અને ખરેખર ગંગાપ્રદેશમાં રહેનારા હિન્દીઓ એ સૌથી પૌર્વાત્ય હિન્દીઓ જ કહેવાય.

વેપારી ઇતિહાસનો આ ભાગ હું સમાપ્ત કરૂં તે પહેલાં કોરોમંડળ કિનારો અને પછી ગંગાપ્રદેશના દરીઆઇ વેપારની સ્થિતિ વિષે એલેક્ઝાન્ડ્રીઅન વેપારીના જે થોડા અહેવાલો છે તે એકત્ર કરવા જોઇએ. હિન્દીના પૂર્વ ભાગ માટે ફક્ત ત્રણ મથકો તેની જાણમાં હતાં—કમાર, પોડુક, અને સોપત્મ, જેમાંથી ફક્ત બીજું મથક ચોકસાઇથી ઓળખી શકાય તેમ છે. તે આધુનિક પુલીકટ[5] હોવું જોઇએ ત્યાં આગળ મલબાર કિનારાના લીમીરાઇક પ્રદેશમાંથી આવતાં વહાણો ઉત્તરના બંદરોએથી આવતાં વહાણોને મળતાં ત્યાંથી લીમીરાઇક સુધીની કીનારા ઉપરની મુસાફરીમાં ત્યાંના દેશીઓ એક એક થડમાંથી બનાવેલાં સંગર (Sangara) નામના વહાણોનો ઉપયોગ કરતા. ગંગામુખ તથા કાઇસ (Chryse) માટેની આગળની મુસાફરીમાં મોટા વહાણોની જરૂર પડતી. આ વહાણોને કોલન્ડીઓ-ફોન્ટા (Kolandio-Phonta)[6] તરીકે ઓળખવામાં આવતા. જ્યાં

---

૧. ૬, ૨૨, ૨.

૨. હેરોડોટસ ૨, ૯૬ અને પ્લીની ૧૩, ૨૨, ૨.

૩. જુઓ જોન એજનો લેખ 'Description of the various classes of vessels constructed and employed by the Natives of the coasts of Coromandel, Malabar and the Island of Ceylon. J. R. A. S. ૧, પૃ. ૧૩.

૪. C. F. ભા. ૨. પૃ. ૫૪૨.

૫. Peripl. Mar. Erythr. પૃ. ૩૪. તથા ટોલેમી ભા. ૭. પ્ર. ૧. ૧૪.

૬. " પૃ. ૩૪ અને આ વહાણોના નામની બાબતમાં

જો કે ચોથો રોમન સમ્રાટ જેના દરબારમાં હિન્દી રાજદૂતો મોકલવામાં આવ્યા હતા તેણે ઇ. સ. ૩૧૯ પછી રાજ્ય કર્યું હતું અને તે વર્ષથી વલ્લભીવંશની સ્થાપનાને લીધે હિન્દના રાજકીય ઇતિહાસમાં ફેર–બદલો થયો હતો તે છતાં આ બનાવ અહીંઆં રજુ કરતાં હું અચકાતો નથી કારણ કે આ વંશની સ્થાપનાની ગ્રીક તથા રોમન દરીઆઇ વેપાર ઉપર ઘણી અસર થઇ હતી. તે ઉપરાંત રોમન સમ્રાટના દરબારમાં હિન્દી દૂત-મંડળો મોકલવામાં આવતાં હતાં તે વર્ણવવાની બીજી સારી તક મળે તેમ નથી. જ્યારે સમ્રાટ ઇન્ડીએનસની ( Indianus ) કીર્તિ, તેની બહાદુરી ડહાપણ અને બીજા ગુણોને લીધે તે સમયની જાણીતી દુનીઆની બહાર પણ પ્રસરી હતી, ત્યારે માનની દૃષ્ટિથી દૂરમાં દૂરની પ્રજાઓ પણ તેને રાજદૂતો મોકલતી.[1] આની અંદર હિન્દી પ્રજાઓ પણ તેમના મુખ્ય માણસોને ભેટો સાથે રાજદૂતો તરીકે મોકલતી–ખાસ કરીને સીરેન–દીવી ( Serendivi ) અને દીવી ( Divi ) નાં નામો આપવામાં આવ્યાં છે. પહેલા નામથી સીંહલદ્વીપ અથવા લંકાની પ્રજા સમજવાની છે કારણ કે તે દ્વીપને કોસમાસે (Cosmas) સીએલદ્વ ( Sieledivа ) નામ આપ્યું હતું. દીવી–એ કેટલાક માને છે તે પ્રમાણે આફ્રીકાના કિનારા ઉપરના ટાપુ દીન સેકોટ્રાની વસતી ન હોઇ શકે પરંતુ તે લંકાની પાસેનો હિન્દના નૈઋત્ય કિનારા ઉપર આવેલ મેલેડાઇવ્સ ( Maledives )નો ટાપુ હોવો જોઇએ. રોમન રાજ્યની પાસે વસતી પ્રજાઓ બીકની મારી રોમન સમ્રાટને ભેટ દ્વારા રીઝવવા માગતી હોય પરંતુ આ કારણ દૂરની હિન્દી ટાપુઓની પ્રજાને લાગુ પડતું નથી. અને તેથી આપણે એમ માનીએ કે લંકાની પ્રજાએ વેપારી સંબંધની દૃષ્ટિથી જ રોમન સમ્રાટને માન મોકલ્યું હશે.

હવે આગળ જઇને હિન્દ તરફનું વહાણવટું કેવી રીતે કરવામાં આવતું તે આપણે જાણવું જાઇએ. આ વિષય ઉપર પેરીપ્લસ ઓફ ધી રેડ સી ના લેખકે તથા રોમન સૃષ્ટિશાસ્ત્રના લેખકે બંનેએ સંતોષકારક ખુલાસા આપેલા છે. પશ્ચિમના પવનપ્રવાહની ફરીથી શોધ કરવામાં આવી અને તેનો ઉપયોગ મુસાફરીઓ વધારવામાં થયો તે પહેલાં હિન્દ તરફની મુસાફરીની પ્રાચીન હકીકત મેં આગળ ઉપર આપી દીધેલ છે[2] અને તેથી અહીંઆં ફક્ત ત્યાર પછીની જ સ્થિતિ વર્ણવીશ.

જુલાઇ માસની મધ્યમાં મીસરમાંથી પ્રયાણ કરવામાં આવતું.[3] ત્રીસેક દિવસ પછી

---

ઓરેલીઅસ એન્ટોનીયસનું નામ ધારણ કર્યું હતું અને ઇ. સ. ૨૧૮ થી ૨૨૨ સુધી રાજ્ય કર્યું હતું તે ન હોવો જોઇએ.

૧. Ammainus Marcellinus XXII. ૭. ૧૦. તે માને છે કે દૂતમંડળો ઇ. સ. ૩૬૨માં મોકલવામાં આવ્યાં હતાં.

૨. જુઓ આગળ પૃ. ૩.

૩. Peripl. Mar. Erythr. પૃ. ૮. પ્લીની ભા. ૬. પૃ. ૨૬. ૯. તથા ભા. ૨ પૃ. ૨૯૧. નોંધ ૧.

આ વહાણો અરેબીઆના કિનારા ઉપર તથા રાતા સમુદ્રના છેડા આગળ આવેલ ઓકેલીસ ( Okelis ) તથા કાને ( Kane )ના બંદરોએ આવતાં.[1] તેમાંથી કેટલાક સિંધુ નદીના મુખ આગળ અને ખાસ કરીને બારબરીકોન બંદરે હંકારવામાં આવતાં, અને બીજાં હિન્દી રોમન દરીઆઇ વેપારના મુખ્ય મથક ભરૂચ તરફ જતાં. છેવટે, બીજા મ્યુઝીરીસ તથા દક્ષિણે આવેલ બીજાં મથકે જતાં. સિંધુ નદીના મુખનું આગમન વહાણવાળાઓ બે નીશાનીઓ ઉપરથી કળી શકતા[2] દા. ત. નદીનાં પાણી મળી જવાથી થતા દરીઆના પાણીના ધોળા રંગને લીધે તથા તે પ્રદેશના સર્પોને લીધે. સર્પોને તે પ્રદેશની ભાષામાં ગ્રાહી કહેવામાં આવતા. આનો અર્થ સર્પ નહિ પણ મઘર કરવો જોઇએ કારણ કે સિંધુ નદીમાં ઘણા મઘરો હોય છે અને તેમને સિંધમાં પૂજવામાં આવે છે.[3] તેને લગતા સંસ્કૃત શબ્દ "ગ્રાહ"નો અર્થ મેલા દેવો એવો પણ થાય છે; જે છોકરાંઓને દેખા દે છે અને તેમને આંકડી તથા તાણો લાવે છે. આ ઠેકાણે તે શબ્દનો આવો અર્થ નહિ થતો હોય પરંતુ શબ્દવ્યુત્પત્તિ પ્રમાણે પકડનું એવો થતો હશે. કારણ કે મઘરો ઘણા લોભી હોય[અ] છે. તે વખતે સિંધુ નદીના સાત મુખમાંથી ફક્ત વચલું વપરાય એવું હતું. અને તેના ઉપર, ઉપર બતાવેલું બંદર આવેલું હતું. અને ત્યાં જુદી જુદી ખાડીઓ દ્વારા વહાણો પહોંચતો ત્યાંથી નદી દ્વારા શક-હિન્દના પાટનગર મીનગર અથવા આધુનિક અહમદપુર માલ લઇ જવામાં આવતો. બેશક, બારબરીકોન બંદરને નદીને લીધે તે ઉપર નૂર મળતું.

સિંધુના મુખેથી અગ્નિકોણ દિશાની મુસાફરીની બાબતમાં તે તરફના દરીઆ તથા કીનારાને લીધે ઘણો ભય રહેતો. ઇરીના ( Irina ) ની ખારી કરાડી તથા કચ્છનો અખાત જેને પેરીપ્લસનો લેખક નાનો અને મોટો ઇરીનોન ( Irinon ) કહે છે અને જેને એલેકઝાન્ડ્રીઅન ભૂગોળવેત્તા કંઠીનો અખાત કહે છે તે બંનેની અંદર ઘણા રેતીના ખડકો હતા જ્યાં વહાણો સહેલાઇથી દોરાઇ જતાં અને ચોંટી જતાં અને દરીઆના મોજાંથી ભાગી જતાં. તેટલો જ ભય ત્યાર પછી ગૂજરાતની ઉત્તરે આવેલ કહેવાતા દરીઆઇ અખાત આગળ હતો, જેને એલેકઝાન્ડ્રીઅન વેપારી બેરેકસ ( Barakes ) કહે છે અને જેને સાત ટાપુઓ હતા તેમને અત્યારે બેટ કહેવામાં આવે છે. ત્યાં આગળ દરીઆની ભરતી તથા ઓટ ભયંકર હોય છે. દરીઓ તોફાની તથા ભમરીઓવાળો હોય છે અને દરીઆની ઉંડાઇ કેટલેક ઠેકાણે બહુ હોય છે તો કેટલેક ઠેકાણે ખડકવાળી હોય છે. પરિણામે આ અખાતમાં આવતાં વહાણો જ્યારે લંગર નાખતાં ત્યારે કાં તો તે પહોંચતાં જ નહિ

---

૧. c. f. II. પૃ. ૫૮૩. નોંધ ૨. ઓકેલીસ, બાબેલ મન્ડેબ (Babol mandeb નામની સામુદ્રધુનીમાં આવેલું હતું. પેરીપ્લસના પ્રમાણે વહાણો કાનેમોમમ કિનારા ઉપરના બંદરે પણ લંગર નાંખતાં.

૨. Pripl. Mar. Erythr. પૃ. ૨૧.

૩. T. Postan's Porsonal Observations on Sind. પૃ. ૧૧૩.

અઃ સંસ્કૃતમાં ગ્રાહ એટલે મઘર. આ અર્થ પ્રસિદ્ધ છે.

અથવા પથ્થર સાથે અથડાઇ ભાંગી જતાં. ફક્ત જે વહાણવાળાઓ આ ભયવાળા અખાતમાં આવતા નહિ તેઓ બચી જતા. અને જે વહાણવાળાઓ તેમ નથી કરતા તેઓ તેમનાં વહાણો ખોઈ બેસતા. આ અશુભ કિનારા પાસે આવ્યાની નિશાની દરીઆમાં તરતા મોટા કાળા સર્પોની હતી જ્યારે ભરૂચ તથા દક્ષિણે તરતા સર્પો નાના તથા ધોળા હતા.

હિન્દ તરફ આવતા માણસો માટે ત્યાર પછી આવતો હિન્દી કિનારાનો ભાગ પણ બહુ મુશ્કેલીઓવાળો હતો. તેને (બેટ) છોડયા પછી વહાણવાળાઓ ભરૂચનો અખાત જેને અત્યારે ખંભાતનો અખાત કહેવામાં આવે છે તેની મધ્યમાં આવતા ગુજરાતની પૂર્વ તરફથી પેસતાં અષ્ટકમ્પ્રોન (Astakampron) તથા ત્રપેરા (Trapera) નામની બે ભૂશિરો[1] આવતી. આ તરફથી દરીઆના ભાગમાં પ્રવાહોનું ખુબ જોર હતું. આ ભૂશિરોની ઉત્તરે બેઇઓનીસ (Baionis) નામનો નાનો ટાપુ આવેલો હતો જેને અત્યારે પેરીન કહેવામાં આવે છે. નર્મદા નદી જેના ઉપર ભરૂચ આવેલ છે તેના મુખ આગળથી પ્રવેશ કરવો મુશ્કેલ હતો. વહાણો કાં તો જમણા હાથે એટલે દક્ષિણ બાજુએ અથવા ડાબે હાથે એટલે ઉત્તર બાજુએ હંકારાતાં અને ડાબા હાથે જવું ઘણું સહેલું હતું. કારણ કે ઉત્તર બાજુએ કામોની (Kammoni) ગામ અથવા આધુનિક કે[2] (Dey) ની પાસે હેરોન (Herone) નામની ખડકીઆ જમીન હતી. તેની સામે નદી મુખની દક્ષિણ બાજુએ પપકિ (Papiko) નામની ભૂશિર હતી, જ્યાં દરીઆના જોશભેર અથડાવવાને લીધે પાણી ઘણું ઉંડું હતું અને ત્યાંના પથ્થરીઆ તળીઆને લીધે ત્યાં લંગર નાખવું જોખમભરેલું[3] હતું. અહીંઆં એટલું ઉમેરવું જોઇએ કે નદી મુખના કિનારા નીચા હોય છે અને તેની પાસે આવ્યાની નિશાનીઓ હોય છે. તેમ જ પ્રવેશની જગ્યા શોધ્યા પછી પણ નદીમુખના કીનારાને લીધે વહાણ હંકારવામાં મુશ્કેલ પડતી. આવા સંકટોમાંથી વેપારી વહાણોને બચાવવા માટે તે પ્રદેશના રાજાએ હુકમ કર્યો હતો કે ત્યાંના માછીમારોએ તેમના ત્રપ્પગ[4] (Trappaga) તથા કોટીમ્બા

૧ Peripl. Mar. Erythr પૃ. ૨૪, ૨૫. પહેલાં ભાગમાં પહેલી ભૂશિરનું નામ ફક્ત 'અસ્ત' છે અને બીજામાં ખરૂં નામ અષ્ટકેમ્પ્રોન છે. કારણ કે સંસ્કૃતમાં અસ્ત એટલે પશ્ચિમ થાય છે. અને તેથી તે નામ પૌર્વાત્ય કેમ્પ્રોનની વિરૂદ્ધ જાય છે—જે અત્યારે જ્યાં ખંભાત આવેલું છે ત્યાં હોવું જોઇએ—કારણ કે કેમ્પ્રોનમાંથી 'કમ્બ' થયું હોવું જોઇએ. એ નામનો છેલ્લો ભાગ કદાચ પોર્ટુગીઝ લોકોએ બદલી નાંખ્યો હશે, કારણ કે તેમની ભાષામાં 'બહીઆ' નો અર્થ બંદર થાય છે.

૨. તેને ટોલેમીમાં ભા. ૭ પૃ. ૧. ૪. ઉપર કામેનેઇ (Kammanai) કહેલ છે.

૩. આ નામ સંસ્કૃતમાં " પાપીકા " (જેનો અર્થ પાપી થાય છે) હોવું જોઇએ.

૪.-મેં ભાગ ૨. પ. ૫૩૯ નોંધ ૨ માં બતાવ્યું છે કે પહેલું નામ ઘણું કરીને ત્રપાક—જે નામથી માછીમારોની જ્ઞાત ઓળખાતી હતી—ઉપરથી આવ્યું હોવું જોઇએ અને તે નામ તેમના વહાણોને તે પ્રમાણે મળ્યું હશે. જ્યારે બીજું નામ 'કુટુંબ' ઉપરથી નહિ જ હોય શકે.

( Kotymba ) નામના લાંબા વહાણોમાં સીરાસ્ટ્રીન અથવા ગુજરાતના દ્વીપકલ્પની નજીક સુધી સામે જવું અને પછીથી તેમને બંદર સુધી દોરી લાવવો. આ લોકોઆએ તેમના વહાણોને પ્રથમ નદીમુખોના છીછરા માર્ગોએ હંકારતા, પછી તેઓ તેમના વહાણોને એક સ્થળેથી બીજે સ્થળે સરકતા. અને આવાં સ્થળો નિશ્ચિત અને જાણીતાં હતાં. પછી જ્યારે ભરતી આવે ત્યારે લંગર ઉઠાવતા અને ઓટની શરૂઆતમાં ઉંડા પાણીવાળી જગ્યાઓએ પડી રહેતા.

આગળ મેં ચોકસાઈથી બતાવ્યું છે તે પ્રમાણે તે સમયે સર્વ હિન્દી શહેરોમાં ભરૂચને સૌથી બહોળા વ્યાપારી સંબંધો હતા. આ લાભનું કારણ તેની સુંદર જગ્યા ઉપરાંત આર્યકોના તે વખતના રાજા સદાનીશ (Sadanes) જેણે આગળ આવશે તે પ્રમાણે સદાનોઇ વંશની સ્થાપના કરી હતી, તેનો ખાસ અનુગ્રહ હતું. તેની આગળના રાજા સેરેગેનોસ ( Saraganos ) ના વખતમાં દક્ષિણ તરફ આવેલ કલ્યાણ વધુ પ્રખ્યાત મથક હતું. એલેકઝાન્ડ્રીયન વેપારીના સમયમાં તે મથકનો વ્યાપાર થોડો સમયથી મંદ પડ્યો હતો. અને સદાનીશ જેણે તે સમયે ભરૂચની સત્તા પચાવી પાડી હતી તે જે ગ્રીક વહાણો ત્યાં આવી પડે તેની અંદર પોતાના માણસો મુકી તેમને ભરૂચ જવાની ફરજ પાડતો. તેથી થોડા વખત પછી સીમ્યુલા જેને હિંદીઓ ટીમ્યુલા કહે છે તે જામવા માંડ્યું. અને ત્યાં પરદેશી વેપારીઓ જથુ માટે રહેવા લાગ્યા.

આર્યકની દક્ષિણે આવતો કિનારો તે ઠેકાણે વસતા ચાંચીયાઓના ઝુંડાને લીધે વહાણવાળાઓ માટે ભયવાળો હતો. તેથી તે જગ્યા તેઓ ત્યજતા—ખાસ કરીને નોરા અથવા હોનાવેરા (Honavera) નામનું બંદર જે ચાંચીયાઓનું મુખ્ય મથક હતું.[1] જ્યારે તેથી દક્ષિણે આવેલ બંદર મ્યુઝીરીસ અથવા મેંગલોરે તેમ જ નેલખીંડા અથવા નીલેશ્વરે ગ્રીક વેપારીઓ વારંવાર આવતા. તેઓ ખાસ કરીને ત્યાં પાકતા મરીની સુંદર જાતને લીધે ત્યાં આકર્ષાતા. અહિંયાં પણ દરીઆ તરફથી હિંદ આવતા માણસોને કિનારાની પાસે આવ્યાની આગાહી એક જાતના કાળા, પણ જરા નાના, અને શરીરના બંધારણમાં બરાબર સર્પો સરખા લાગતા સાપોથી થતી. આ સાપોને ભૂરી રાતી આંખો હતી. જે નાની નદી ઉપર નીલેશ્વર આવેલું છે તેના મુખ આગળ બરક ( Barake ) નામનું ગામ હતું જ્યાં વહાણો પોતાનો માલ લઇને[2] જતા. તે ઉપરાંત, ઓછાં લાદેલાં વહાણો માટે હંકારવું સહેલું હતું. જે ગ્રીક વેપારીને આપણે આ હકીકત માટે આભારી છીએ તે જ્યારે હિંદ આવ્યો ત્યારે લંકામાંથી નીલેશ્વર પણ માલ મોકલવામાં આવતો હતો અને ત્યાર પછીથી ગ્રીક તથા રોમન વ્યાપારીઓ પણ વારંવાર લંકા જતાં. બરકમાં તેઓ ઉંચી જાતના મરી ખરીદતા, અને આ મરી કોટનારા[3] નામના

---

૧. પ્લીની ભા. ૬ પૃ. ૨૬, ૯. જેમાં આપેલા નીત્રીઆસ (Nitrias) ને બદલે નોરા વાંચવું જોઇએ. તેમ જ ટોલેમી ભા. ૭ પ્ર. ૧, ૭.

૨. ઓ. ભા. ૨ પૃ. ૪૧. ટીકા ૧. તે ગામનું નામ એલા-બરક પણ હતું.

૩. પ્લીની ભા. ૬ પ્ર. ૨૬, ૧. અને કોટનારા નામની બાબતમાં જુઓ આગળ પૃ. ૩૪

પ્રદેશમાંથી એકેક થડમાંથી બનાવેલી હોડીઓમાં લાવવામાં આવતા. જે થેબન (Theban) ના વૃત્તાંત ઉપરથી પેલેડીઓસને ( Palladios ) સંબોધાયેલ પુસ્તકના લેખકે બ્રાહ્મણો વિષેનો તેનો ખ્યાલ મેળવ્યો હતો તેની જીંદગી સુધી હિંદી મથકોમાં મ્યુઝીરીસ પોતાનું સ્થાન જાળવી રહ્યું હતું. તે બંદરના વેપારીઓ લંકા ઉપરાંત એબીસીનીયા સાથે પણ વેપાર કરતા જ્યાં ટ્રોગ્લોન્લાઇટસ (Troglonlytes) ના કિનારા ઉપરના બંદરેથી એબીસીનીયામાં આવેલ એકસમ ( Axum ) માલ લઇ જવામાં આવતો.[1]

બલીટા અથવા કાલીકટ વિષે પેરીપ્લસમાંથી આપણને એટલું જ મળે છે કે તે સુંદર બંદર હતું અને કેપ કોમોરીનમાં આવેલ કોમાર વિષે ( Komar ) એટલું આપેલું છે કે વેપારીઓ તે જગ્યાની પવિત્રતાને લીધે ત્યાં આકર્ષાતા.[2]

છેલ્લા મથકથી આગળ એલેકઝાન્ડ્રીયન વેપારી નહિ ગયેલા હોવાથી અને તેથી ત્યાં સુધીનો જ વેપાર નજર સાક્ષી તરીકે વર્ણવી શકતો હોવાથી[3] કોરોમેંડેલ કિનારા તથા તેથી આગળના ભાગ વિષે આવી સચોટ હકીકત મેળવી શકશું નહિ. બીજા એવા લખાણો ઉપરથી પ્લીનીએ બતાવ્યું છે કે ડીસેમ્બરના બીજા પખવાડીયામાં અથવા જાનેવારીના પહેલા પખવાડીયામાં, જે સમયે ઇશાન તરફનો પવન પ્રવાહ શરૂ થઇ ચૂકયો હોય, તે સમયે મલબાર કિનારેથી હિંદી વેપારીઓ મુસાફરી શરૂ કરતા અને તે જ વર્ષમાં મિસર પહોંચી જતા.[4]

એલેકઝાન્ડ્રીયન વેપારીના હિંદમાં આવ્યા પછી તરતજ લંકાનો રોમન રાજ્ય સાથેનો વેપાર વધવા લાગ્યો, અને તેનું મુખ્ય કારણ એ લંકાનો રાજા હતો જેણે આપણે આગળ જોઇ ગયા તેમ સમ્રાટ કલોડીયસ સાથે રાજદૂત દ્વારા સંબંધ બાંધ્યો હતો. ટોલેમીના આ ટાપુના અહેવાલની પરીક્ષા ઉપરથી માલુમ પડશે કે તેના અમુક ભાગોને ગ્રીક નામો આપવામાં આવ્યાં હતાં, જે ઉપરથી ત્યાં ગ્રીક વેપારીઓ વારંવાર તથા લાંબી મુદતો સુધી આવતા હશે એવું સિદ્ધ થાય છે. લંકા અને મહાદ્વીપ વચ્ચેની દરીયાઇ મુસાફરીમાં બે નાળવાળા વહાણો જેની અંદર આશરે ૩૦૦૦ એમ્પોરા જેટલું વજન લઇ શકાય તે વાપરવામાં આવતાં. લંગર પહોંચી ન શકે તેવી ઉંડી ખાઇઓવાળી તેમ જ ૬ ફુટ છીછરા પાણીવાળી જગાઓ પણ હતી. તેથી વહાણો આમતેમ ધસડવામાં આવતાં લંકામાંથી હાથીઓ જે ત્યાં બહુ જ હોય છે તે મોટાં વહાણો દ્વારા કલિંગ લાવવામાં આવતા.

---

૧. Pseudo-Callisthenes Book III પૃ. ૭, ૮, ૧૦૩. Mueler's Ed.

૨. Periplus Mar. Erythr. પૃ. ૩૩

૩. c. f. ઉપરનું ભા. ૧ પૃ. ૫૪૧.

૪. પ્લીની ભા. ૬ પ્ર. ૨૬. ૧૬. અને ઇશાન પવનપ્રવાહની બાબતમાં જુઓ ભા. ૧ પૃ. ૨૧૩. આ કોઇ મીસરવાસીના પુસ્તકમાંથી લીધેલું છે કારણ કે નદીમુખોનાં નામ. મીસરની ભાષામાં છે.

લંકાથી ગંગાપ્રદેશની મુસાફરીની બાબતમાં પ્લીનીએ નીચેનો અહેવાલ આપ્યો છે, જેની અંદર તેની ગેરસમજ થયેલી હોવી જોઇએ.[1] તે કહે છે કે લંકાથી પ્રેસીઅન ( Prasian ) પ્રજા સુધીની મુસાફરી પહેલાં વીસ દિવસ સુધી ચાલતી. પરંતુ પાછળથી તેની સાત દીવસની ગણત્રી થતી, કારણકે નાઇલ નદી ઉપર વપરાતાં પેપીરસનાં વહાણોની જેવાં વહાણો તે મુસાફરીમાં વાપરવામાં આવતાં અને આ વહાણો રોમન વહાણોના જેટલી ઝડપથી ચાલતાં. મીસર–વાસીઓ તેમનાં વહાણો સાઇપ્રસ પેપીરસમાંથી બાંધતા, અને તેની છાલમાંથી શઢ તથા દોરડાં બનાવતા[2] પરંતુ તે છોડ હિંદમાં નહિ થતો હોવાને લીધે આપણે એમ માનવું જોઇએ કે આ વહાણો કોઇ હિન્દી ઝાડના લાકડામાંથી બાંધવામાં આવતાં હશે. ઘણું કરીને તે દપ (Dup) નામનું ઝાડ હોવું જોઇએ અથવા ફિરવારનીસ (Firvarnish) ઝાડ હોવું જોઇએ જેનો ઉપયોગ સિંહાલી લોકો તેમના વહાણ બાંધવામાં કરતા.[3] દોરડાંઓ તો ખચીત છાલના રેસાઓમાંથી જ બનાવવામાં આવતાં, અને ખાસ કરીને નાળીએરના મજબુત રેસાઓમાંથી. તે કૉઇર (Coir) તરીકે ઓળખાતાં અને મજબુતાઇને લીધે વખાણાતાં. શણના છોડ લંકામાં ઉગે છે, અને તેથી શઢ ઘણું કરીને શણમાંથી બનાવવામાં આવતા હશે. આપણે એમ પણ ધારવું જોઇએ કે નાઇલ નદી ઉપર ફરતાં વહાણો કરતાં આ વહાણો મોટાં હતાં. હિન્દીઓ પાસે એવાં વહાણો હતાં કે જેની અંદર એકી વખતે પાંચસો વેપારીઓનો સમાવેશ થઇ શકે.[4] પ્રસીઅન શબ્દથી ગંગાનો મુલક સમજવા જોઇએ, કારણ કે એ શબ્દ સંસ્કૃત શબ્દ " પ્રાચ્ય " ઉપરથી આવેલો હોવો જોઇએ, અને તેથી એ શબ્દનો અર્થ આ ઠેકાણે પહેલાંના પ્રખ્યાત પ્રસીઅન લોકોને બદલે ફક્ત પૂર્વમાં વસતી પ્રજા એવો થવો જોઇએ; અને ખરેખર ગંગાપ્રદેશમાં રહેનારા હિન્દીઓ એ સૌથી પૌર્વાત્ય હિન્દીઓ જ કહેવાય.

વેપારી ઇતિહાસનો આ ભાગ હું સમાપ્ત કરૂં તે પહેલાં કોરોમંડળ કિનારો અને પછી ગંગાપ્રદેશના દરીઆઇ વેપારીની સ્થિતિ વિષે એલેકઝાન્ડ્રીઅન વેપારીના જે થોડા અહેવાલો છે તે એકત્ર કરવા જોઇએ. હિન્દીના પૂર્વ ભાગ માટે ફક્ત ત્રણ મથકો તેની જાણમાં હતાં-કમાર, પોડુક, અને સોપત્મ, જેમાંથી ફક્ત બીજું મથક ચોકસાઇથી ઓળખી શકાય તેમ છે. તે આધુનિક પુલીકટ[5] હોવું જોઇએ ત્યાં આગળ મલબાર કિનારાના લીમીરાઇક પ્રદેશમાંથી આવતાં વહાણો ઉત્તરના બંદરોએથી આવતાં વહાણોને મળતાં ત્યાંથી લીમીરાઇક સુધીની કીનારા ઉપરની મુસાફરીમાં ત્યાંના દેશીઓ એક એક થડમાંથી બનાવેલાં સંગર (Sangara) નામના વહાણોનો ઉપયોગ કરતા. ગંગામુખ તથા ક્રાઇસ (Chryse) માટેની આગળની મુસાફરીમાં મોટા વહાણોની જરૂર પડતી. આ વહાણોને કોલન્ડીઓ-ફોન્ટા (Kolandio-Phonta)[6] તરીકે ઓળખવામાં આવતા. જ્યાં

૧. ૬, ૨૨, ૨.

૨. હેરોડોટસ ૨, ૯૬ અને પ્લીની ૧૩, ૨૨, ૨.

૩. જુઓ જોન એજનો લેખ 'Description of the various classes of vessels constructed and employed by the Natives of the coasts of Coromandel, Malabar and the Island of Ceylon, J. R. A. S. ૧, પૃ. ૧૩.

૪. C. F. ભા. ૨. પૃ. ૫૪૩.

૫. Peripl. Mar. Erythr. પૃ. ૩૪. તથા ટોલેમી ભા. ૭. પ્ર. ૧. ૧૪.

૬. " પૃ. ૩૪ અને આ વહાણોના નામની બાબતમાં

અત્યારે ફ્રીંગપટ્ટન અથવા ચીચાકોલ આવેલું છે ત્યાં આગળ આવેલ બંદરેથી વેપારીઓ ક્રાઇસની મુસાફરી શરૂ કરતા. ત્યાર પછી ટોલેમીના વખતમાં તેઓ પલુરા અથવા મહાનદીની દક્ષિણે આવેલ આધુનિક નાપુરાથી મુસાફરી શરૂ કરતા, અને બંગાળાના અખાતની અંદર તાંસા જઇને સદા અથવા દ્વાયની (થાન-દ્વાઇ Than-Dwai) જતા. હિન્દી વેપારની આ શાખાની અંદર એલેકઝાન્ડ્રીઅન વેપારી હિન્દમાં આવ્યો ત્યાર પછીના સમયથી જ પાશ્ચાત્ય વેપારીઓએ ભાગ લેવા માંડેલો. જ્યારે ટોલેમીએ પોતાની ભૂગોળ સરખાવી ત્યારે કોઇ અમુક એલેકઝેન્ડ્રોસ (Alexandros) કટ્ટીગર અથવા કેન્ટન સુધી ગયેલો. અને ત્યાર પછીના સમયમાં પણ રોમન રાજ્યમાંથી છૂટા છવાયા વેપારીઓ ત્યાં જતા. તેમની તે તરફની અથવા સામાન્ય રીતે તે બાજુના હિન્દની મુસાફરી ઘણી વિરલ હતી, અને આંતરહિન્દ તથા હિન્દી સામુદ્રભૂમિ વચ્ચેના વેપારનો મુખ્ય ભાગ હિન્દીઓને હસ્તક જ હોવો જોઇએ, કારણ કે આગળ જણાવ્યા પ્રમાણે તેઓએ તે પ્રદેશમાં ઘણી વસાહતો સ્થાપી હતી. [૧]

આ ઉપરાંત, એક ચાઇનીઝ ચોપડીમાંનો અહેવાલ પણ દૂરના હિન્દ (Further India) સાથેના ગાઢા સંબંધની વિરૂદ્ધ જાય છે.[૨] તે અહેવાલ પ્રમાણે ઇ. સન. ૨૨૦ થી ૪૧૯ સુધી વેઇ (Wei) અને સીન (Tsin) રાજાઓના સમયમાં હિન્દ અને ચીન સાથેનો સંબંધ બંધ થયો હતો. ફક્ત આઉ (Ou) ના વંશમાં ઇ. સ. ૨૨૨ થી ૨૨૭ ની અંદર ફોનન (Founan) ના રાજા ફાનચેને (Fan-Chaen), સો-વે (Sou-wo) નામના તેના સગાને રાજદૂત તરીકે હિન્દ મોકલ્યો હતો. તે તુ-કે-લી (Tu-Kou-li) અથવા મેનામ નદીના મુખ આગળ ઉતર્યો હતો, અને ત્યાંથી તેણે કિનારે કિનારે ઇશાન કોણ તરફ એક મોટા અખાત સુધી એટલે બંગાળાના અખાત સુધી વહાણ હંકાર્યું હતું, અને પછી તેણે હિન્દના કિનારા ઉપર આવેલાં રાજ્યોની મુલાકાત લીધી હતી. આખરે તે સિંધુ નદીના મુખ આગળ આવ્યો હતો, અને તે નદીમાં તેણે વહાણ હંકાર્યું અને એક વર્ષમાં તે નિશ્ચિત જગાએ પહોંચ્યો. ત્યાં રાજ્ય કરતો રાજા આટલે દૂરના રાજાએ મોકલેલ રાજદૂતથી ખુશ થઇ ગયો, અને તેણે બે અમલદારોને આભારદર્શન ખાતર ચાર યુઈ-તીહી (Youel-Tihi) મુલકના કીંમતી ઘોડાઓ સાથે ત્યાં મોકલ્યા. ત્યાં આગળ એઉ નામના રાજાનો એક રાજદૂત જેનું નામ ખંગ-થાઇ (Khang-Thai) હતું, અને જેનો ઇલ્કાબ કોંગ-લોંગ (Kong-long) નો હતો તેની સાથે આ રાજદૂતોનો ભેટો થયો. તેણે આ હિન્દીઓ પાસે તેમના દેશ વિષે માહિતી માગી તેમાંથી અહીંઆ

જુઓ ભા. ૨ પૃ. ૫૪૩. ટીકા ૪. ક્રાઇસ (Chryso) એટલે ઘણું કરીને આધુનિક પેગુ હોવું જોઇએ. આગળના ભાગોમાં હું તેની સરહદ વધુ ચોકસાઇથી બતાવીશ.

૧. જુઓ ઉપર. પૃ. ૬.

૨. Stanislas Julien "Notices of foreign Countries and Peoples drawn from Chinese Geographies and anuals," J. A. IVth Series. X, પૃ. ૬૭

ફક્ત એટલું જાણવું જોઇએ કે હિન્દમાં દરીઆ તથા જમીન માર્ગે મોટી સંખ્યામાં વેપારીઓ આવતા ત્યાંથી તેઓ ઉંચી કીંમતનો માલ ખરીદતા અને બીજી વસ્તુઓ સાથે સુંદર કારીગરી–વાળાં વાસણો પણ ખરીદતા.

જો આપણે એમ માનીએ કે આ વેપારનું અંતિમ બિંદુ કેન્ટન તે પૂર્વમાં હતું અને બીજું રોમ તે પશ્ચિમમાં હતું તો સ્પષ્ટ જણાશે કે દુનીઆનો મહત્વનો વેપાર તો હિન્દ દ્વારા થતો હતો. ભૂમધ્ય સમુદ્રમાં હિન્દી માલના પ્રચાર માટે એલેકઝાન્ડ્રીઆ મુખ્ય મથક હતું, કારણ કે હિન્દી માલનો ઘણો મોટો ભાગ રાતા સમુદ્ર દ્વારા આ બંદરે આવતો. હિન્દી વેપારની આ શાખામાં સ્વાભાવિક રીતે પાશ્ચાત્ય વેપારીઓનો મોટો હિસ્સો હતો–અને હિન્દીઓનો પણ, કારણ કે આપણે જોઇશું તેમ વેપાર અર્થે ઘણા હિન્દીઓ મીસરમાં રહેતા હતા. અહીંઆ પ્રથમ એમ બતાવવું જોઇએ કે રોમન સામ્રાજ્ય અને હિન્દના પ્રદેશો સાથેના વેપારનો નાનો જ હિસ્સો નેબેટીઅનોના હાથમાં હતો. તે સમયે તેમની પાસે ઇડુમેન્સ (Idumaens) નો પ્રદેશ આવી ગયો હતો, અને તેથી એલથ (Elath) અથવા એઇલન (Ailan) તથા ઇઝીઓન ગીબર (Ezion-Geber) ના બંદરો જ્યાંથી જુનામાં જુની ફીનીશીઅનોની ઓફીર મુસાફરીઓ શરૂ થતી હતી.[૧] તેઓનું રાજનગર પેટ્રા (Petra) જે અંદરના પ્રદેશના બંદરોની ઉત્તરે આવેલું હતું તે પાશ્ચાત્ય દેશો અને દક્ષિણના અરબસ્તાન અને બેબીલોન વચ્ચેના વેપારમાં મધ્યસ્થ સ્થાન તરીકે ઘણું લાભદાયક હતું. આપણે અત્યારે જે સૈકાઓની વાત કરીએ છીએ તે સમયમાં નેબેટીઅનો (Nabataeans) પૂર્વ અરબસ્તાનના મીંદનો (Mindans) તથા પર્શિઅન અખાતના ગેરહીઅનો (Gerrhaens) ની અંદર વચેટ વેપારીઓ (દલાલો) તરીકે કામ કરતા[૨]. તેઓ જે માલ પેટ્રામાં લાવતા તેની અંદર સુગંધીદાર દ્રવ્યોનો પણ ઉલ્લેખ કરેલો[૩] છે તેથી એમ માની શકાય કે તેમાં હિન્દની બનાવટ પણ હશે. આનું ખાસ કારણ એ છે કે આ જાતના વેપારમાં સૌથી ઉત્તમ માલ હિન્દ પૂરૂં પાડતું. આને લીધે જે ભાગમાં નેબેટીઅનો રહેતા હતા તે ભાગમાં રહેનારા એક માહિતગાર લેખક–જેના મત પ્રમાણે નેબેટીઅનો ઘણો હિન્દનો માલ મેળવતા અને આગળ મોકલતા[૪] તેનું કહેવું સત્ય લાગે છે. પરંતુ નેબેટીઅનોએ જલદીથી મીંદનોને

---

૧ C. F. ભા.૨. પૃ. ૫૮૪. તથા ૫૯૫.

૨. સ્ટ્રેબો પ્ર. ૧૬. પૃ, ૭૬૭ ઉપરથી એમ માલુમ થાય છે કે પેટ્રા બેબીલોન સાથે રસ્તા દ્વારા જોડાયેલું હતું.

૩. સ્ટ્રેબો પ્ર. ૧૬. પૃ. ૭૭૬. અને તે પુસ્તકમાં આવેલ પ્રજાઓની બાબતમાં જુઓ પ્ર. ૨. પૃ. ૫૯૫. ૬૦૦.

૪ Leon De Laborde's Journey in Arabia Petra પૃ. ૧૯.

આ વેપારમાં હાંકી કાઢ્યા અને પાછળથી તેઓ આરબ પ્રજા તરીકે બહાર આવ્યા, અને એ પ્રમાણે આરબ તરીકે ધમધોકાર વેપાર ચલાવ્યો અને બહોળા પ્રમાણમાં સાહસ ખેડ્યું. આ હકીકત નેબેટીઅનોની અસંખ્ય વસાહતો ઉપરથી ખાસ જણાઇ આવે છે, જેમાંથી અહીંઆં ફક્ત બે જ વસાહતોનાં નામ આપવા પૂરતાં છે.[1] પ્રથમ તો લ્યુકે-કોમ (Leukokome) અથવા અરબસ્તાનના પશ્ચિમ કિનારા ઉપર આવેલ આધુનિક હાઉરા (Houra)–જે મદીનાના થાણા ટેમ્બો (Tambo) ની જરા ઉત્તરે આવેલ છે. બીજું જો નેબેટીઅનો અરેબીઆ–ફેલીક્સમાં.[2] રહેતા જણાય તો તેનું કારણ તેઓએ તેમના ઉત્તરના કોમી ભાઇઓ સાથે વેપારી સંબંધ જાળવી રાખવા પોતામાંના કેટલાકને ત્યાં વસાવ્યા હશે. ઘણું કરીને તેમના વ્યવસાયનો મુખ્ય હેતુ જમીનમાર્ગે વેપાર કરવાનો હશે. એટલું તો સાબીત થયેલું છે કે તેઓએ રાતા સમુદ્રના કેટલાક ટાપુઓનો કબજો મીસરથી હિન્દ તરફ જતા મુસાફરોને તે જગ્યાએ લુટવા લીધો હતો, પરંતુ તે માટે તેઓને ટોલેમીઅનોએ દંડ્યા હતા.[3] અહીંઆં એટલું ઉમેરવું જોઇએ કે તેઓ પાસે મોટાં વહાણો ન હતાં, પરંતુ ફક્ત નાનાં વહાણો તથા તરાપા હતા.[4] ત્યારપછીના સમયમાં પણ તેઓએ રાતા સમુદ્રના મુસાફરોને કનડવાનો પ્રયત્ન કર્યો હોય એ સંભવિત છે. ઘણું કરીને તેઓને લીધે જ હિન્દ આવતા માણસોને પોતાની સાથે તીરંદાજોની ટુકડીઓ રાખવી પડતી હશે[5] રોમન લોકો પેટ્રામાંથી માલ લાવતા હતા. તેમાં જરીએ શંકા નથી. ઉપરની ટીકા ઉપરથી નેબેટીઅનો રોમન દરીઆઇ વેપારમાં ફક્ત થોડા અંશે દલાલી કરતા હતા એમ માનવું જોઇએ, તે વેપારનો મુખ્ય ભાગ હિન્દીઓ ગ્રીકો તથા રોમ-નોના હસ્તક હોવો જોઇએ.

જો મેં આગળ એમ બતાવ્યું હોય કે એલેકઝાન્ડ્રીઆના પાશ્ચાત્ય દેશો સાથેના વેપારમાં હિન્દીઓ ઉલટભેર ભાગ લેતા હતા તો તે મતને નીચેની વિસ્મયકારક હકીકતથી ટેકો મળે છે. હિન્દનો માલ લેસીડેમોનીઆ ( Lacedemonia )ના કિનારે આવતો અને ત્યાં લાવવામાં આવેલ ગ્રીક લોકોના માલ સાથે અદલબદલ કરવામાં આવતો[6] પરંતુ આ ઉપરથી આ હકીકત સાચવી રાખનાર લેખક માને છે તેમ એવું સિદ્ધ થતું નથી કે સોના રૂપાના ભંડારો છતાં હિન્દીઓને સીક્કા પાડતાં આવડતા ન હતા. પણ એ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે હિન્દી વેપારીઓ એલેકઝાન્ડ્રીઆમાં વસતા હતા

૧. રીટરે ( એસીઅન પ્ર. ૮. પૃ. ૧૧૭ ) નેબેટીઅનોના સંસ્થાનો વિષે ચોક્કસ માહિતી આપેલી છે.

૨. Stephanos of Byz.

૩. Diodorus ભા. ૩. પૃ. ૪૩. તથા સ્ટ્રેબો ભા. ૧૬, પ્ર. ૪. ૧૮ પૃ. ૭૭૭

૪. પ્લીની ભા. ૧૨. પ્ર. ૪૪. ૧.

૫. ,, ભા. ૬. પ્ર. ૨૪. ૬.

૬. Pausanias ભા. ૩. પ્ર. ૧૨. ૪.

અને ત્યાંથી વહાણો મેળવી તેમના દેશનો માલ લેરીડેમોનીઆ તથા ભૂમધ્ય સમુદ્રના બીજા દેશોમાં લઇ જતા હતા.

મીસર અને સિંધુ પ્રદેશ વચ્ચેના ગાઢા વેપારી સંબંધની એક આડકતરી દલીલ કેલીસ્ટ્રેટોસ ( Kalistratos ) જેણે ઇ. સ. ૨૫૦ ની આશરે કેટલીક મૂર્તિઓનું વર્ણન કર્યું હતું. તેના ઇન્ડોસ ( Indos ) નદીની મૂર્તિના વર્ણનમાંથી મળી આવે છે. [૧] આગળ ઉપર આવનાર કારણો ઉપરથી એમ અનુમાન થઇ શકે કે તે મૂર્તિ કોઇ મીસરના અથવા ગ્રીસના વેપારીએ મુકાવી હશે–જે સિંધુપ્રદેશમાં ઘણી વાર ગયો હશે, ત્યાંના વેપારમાં ખૂબ કમાયો હશે, અને આભારદર્શન તરીકે તેના પોતાના દેશમાં સિંધુ નદીની મૂર્તિની સ્થાપના કરાવી હશે. તે મૂર્તિ અપ્સરાઓને અર્પણ કરવામાં આવેલ એક પાણીના ઝરા પાસે સ્થાપવામાં આવી હતી. તે નદીના લક્ષણને મળતી આવતી હતી અને કાળા આરસમાંથી બનાવવામાં આવી હતી. નદી–દેવતાને સુંદર છુટા કેશ હતા—જેનો (કેશનો) રંગ ઘેરો કાળો ન હતો પરંતુ તેમાં સીરીયાના શંખલાનો રંગ વધારે પ્રમાણમાં હતો, કારણ કે પાસેની અપ્સરાઓથી જાણે કે ભીંજાયેલા તથા ઓળેલા હોય તેમ તેના કેશ મૂળ આગળ ઘેરા રંગના હતા, અને છેડા આગળ જાંબુડીયા રંગના જેવા ફીક્કા હતા. આંખો આરસની મૂર્તિને શોભે તેવી નહતી. કારણ કે કીકીમાંથી કંઇક સફેદ વસ્તુ ટપકતી હતી. તે જગ્યાએ આરસનો વર્ણ ધોળો હતો અને આ આલેખન ઇરાદાપૂર્વક હતું કારણ કે સીંધુ નદીનાં પાણી અધિકાંશ ધોળાં છે. તે દેવતા નદીના રંગ દ્વારા પીધેલ ( drunk ) બતાવવામાં આવી હતી કારણ કે કાળો રંગ વધુ પ્રમાણમાં હતો. તદનુસાર તે દેવતાને લથડીયાં ખાતો તથા પોતાના પગ ઉપર સ્થિર ઉભી ન રહી શકે તેવા માણસની માફક ઉન્મત્ત સ્થિતિમાં દર્શાવવામાં આવી હતી. તે ઉપરાંત, આ મૂર્તિમાં કુમાશ તથા અલંકાર નહતાં, પરંતુ અવયવોની વિશુદ્ધ ઘટનાને લીધે તે સુંદર લાગતી હતી, તે દેવતા તદ્દન નગ્ન સ્થિતિમાં હતો—કારણ કે તેમના દેશની ગરમીને લીધે હિંદીઓ કપડાં નાંખી દે છે એમ કહેવાય છે.

જો મેં ઉપર એમ ખાત્રી આપી હોય કે આ મૂર્તિ કોઇ હિંદીએ નહિ પરંતુ કોઇ મીસરવાસી અથવા ગ્રીકે સ્થાપિત કરી હતી તો તેના સમર્થન તરીકે હું આ હકીકત રજુ કરૂં છું કે તે સમયમાં હિંદીઓ સિંધુ નદીની પવિત્ર નદીઓમાં ગણત્રી કરતા ન હતા, ત્યારે બીજી બાજુએ તે નદીને તથા હીડેસ્પીસને ( Hydaspes ) તથા એકેસાઇન્સને ( Akesines ) મહાન એલેક્ઝાન્ડરે તેમના ઉપર મુસાફરી કરતી વખતે બલિ અર્પણ કર્યાં હતા અને શક હિંદના રાજાઓ મેઇસ ( Mayes ) તથા એઝીસ ( Azes ) ના સીક્કાઓ ઉપર સિંધુ નદી આલેખવામાં આવી હતી, તેમ જ પરદેશી

૧. બને ફીલોસ્ટ્રેટીના ( Philostrati ) ઓલીએરીઅસ ( Olearius ) ની

રાજાઓના સીક્કાઓ ઉપર પણ[1] આ ઉપરથી એમ અનુમાન થઇ શકે કે ફક્ત પરદેશી પ્રજાઓમાં જ સિંધુ નદીને આકૃતિ દ્વારા આલેખવામાં આવતી હતી અને તેથી કેલીસ્ટ્રેટોસે વર્ણવેલી નદી-દેવતાની મૂર્તિ કોઇ હિંદીએ સ્થાપિત નહિ કરેલી હોય. આ ઉપરાંત જો આ મૂર્તિનો ગ્રીક વર્ણનકાર, તે દેવતાને પીધેલ બતાવી છે એમ માનતો[1] હોય તો તેનું કારણ તે ગ્રીક કલાકારના ડાયોનીસીયસની હિંદની મુસાફરીના સંજોગો—જેમાં તે તેના ઉન્મત્ત મદિરાભક્તો તથા અપ્સરાઓથી વીંટળાયેલો હતો-તેના ખ્યાલને આભારી છે. આજ કારણને લીધે સિંધુની મૂર્તિ અપ્સરાઓને અર્પણ કરેલ ઝરા પાસે સ્થાપવામાં આવી હતી.[2] જો તે મૂર્તિની નગ્નાવસ્થા માટે હિંદીઓ નાગા ફરતા હતા તેવું કારણ કેલીસ્ટ્રેટોસ આપવા માગે છે તો તે ફક્ત તેનો વિનોદ કરવાનો પ્રયત્ન સમજવો જોઇએ- જે પણ અહિંયાં અસ્થાને છે. કારણ કે દિગંબરો પણ લુગડાંનો સર્વશઃ ત્યાગ કરતા ન હતા.

રોમન સામ્રાજ્યનું પાટનગર, હિંદનો માલ ફરજીયાત રીતે મીસર દ્વારા મેળવતું હતું તે ફક્ત તે સમયના તે બન્ને દેશો વચ્ચેના રાજકીય સંબંધને અંગે નહિ, પરંતુ રોમથી હિંદના ટુંકામાં ટુંકા રસ્તા ઉપર તે આવેલું હોવાને લીધે. તેથી કરીને, રોમન-હિંદી વેપારનો આ ભાગ ઘણો અગત્યનો હતો અને ઘણું કરીને તે દરિયામાર્ગે થતો હોવો જોઇએ. રોમન રાજ્યના પ્રાંતોના હિંદ સાથેના જમીનમાર્ગે થતા વેપાર વિષે આપણી પાસે થોડા છુટા છવાયા અહેવાલો છે અને તેથી તેના ઉપર સંતોષકારક ખીના રજુ કરાય તેમ નથી. તે છતાં, જે છુટી છવાયી માહિતી છે તેના આધારે હિંદના વેપારની આ શાખા ઉપર ટુંક નજર ફેરવવાનો પ્રયત્ન કરવો જ જોઇએ. આ ઉપરથી આપણે એમ માનવું ન જોઇએ કે રોમન રાજ્યની હકુમત નીચેના એક દેશમાં હિંદની વસ્તુ લાવ્યાની હકીકત ઉપરથી, હિંદની બધી વસ્તુઓ એમ લાવવામાં આવતી હતી એમ આપણે અનુમાન કરી શકીએ. હિંદમાંથી અરબસ્તાન, અથવા વધુ ચોક્કસાઇથી કહીએ તો તે પ્રદેશ દ્વારા, કોમાગેન (Kommagene), આરમીનીયા અને બોસ્ફરસ[3] તથા તેથી કદાચ આગળ પશ્ચિમમાં, એલચી લઇ જવામાં આવતી. તે ઉપરાંત, કેપેડોશીયા અને હિંદ વચ્ચે બહોળો સંબંધ હોવો જોઇએ કારણ કે ટાઇબેરીયસના રાજ્યમાં, આરચેલેઓસ (Archelaos) નામનો તે દેશનો (કેપેડોશીયાનો) રાજા, જે ટાઇબેરીયસના અધિકાર નીચે હતો, તે હિંદમાંથી પોતાને માટે અંબર મંગાવતો હતો.[4] તે સમયના રાજકીય

૧. C. F. ભા. ૧. પૃ. ૧૬૭, ૧૭૦ નોંધ ૨ તથા પૃ. ૩૮૦, નોંધ ૧૦.

૨. C. F. the note of Heyna to the Images of the Philostrati and the statues of *Callistreties*. *Edited by* Frederick Jacob પૃ. ૫૮૯.

૩. Dioskoridis. ભા. ૧ પ્ર. ૫

૪. પ્લીની ભા. ૩૭ પ્ર. ૧૧. ૧૩.

સંજોગો ઉપરથી એમ અનુમાન કરી શકાય કે હિંદના માલનો નાનામાં નાનો ભાગ પરર્થીઆના અખાત દ્વારા યુફ્રેટીસ નદી ઉપર થઇને, ઉત્તરના ભાગમાં લઇ જવામાં આવતો હશે, કારણ કે આ નદીના મુખો આરસેકાઇડસ ( Arsakides ) લોકોના હાથમાં હતાં અને તેની પાસેના પ્રદેશો રોમન અને પાર્થીઅન સૈન્યોની સામાન્ય રણભૂમિ હતી. આગળ ટીકા કરી છે તે પ્રમાણે, પાર્થીઆના રાજાઓ રોમન વેપારમાં અડચણો નાંખતા અને અને તેથી વેપારીઓ ઘણું કરીને યુફ્રેટીસવાળો રસ્તો ત્યજતા કારણ કે તે રસ્તો એવા દેશોમાં થઇને પ્રસાર થતો હતો કે જ્યાં તેમના માલની સહીસલામતી ન રહે. તેથી જો આપણે એમ ધારીએ કે હિંદમાંથી માલ લઇને જતા મોટા કાફલાઓ, હિંદમાંથી બલુચીસ્તાન અને પછીથી બેક્ટ્રીયા દ્વારા જતા ધોરી રસ્તાને માર્ગે જતા હતા તો તેમાં કાંઈ ખોટું નથી. એલેક્ઝાન્ડ્રીયન વેપારીના સમયમાં તેનું અંતિમ સ્થળ પંચ–નદી–પ્રદેશની દક્ષિણે આવેલ શક–હિંદનું પાટનગર મીન્નગર અથવા આધુનિક અહમદપુર હતું અને તે પ્રથમ પંજાબમાં એરેટ્રીઓઇ (Aratrioi) તથા આરતો (Arattas) અથવા અરાષ્ટ્રોના (Arastras) પ્રદેશમાં થઇને, પછી એરેચોટેન ( Arachoten )ના મુલક તથા ગન્ધાર થઇને પોકલે ( Poklais ) અથવા પુષ્કા ( Puskaa )[1] સુધી સિંધુ નદીના પશ્ચિમના કિનારા સુધી પહોંચતું. બેક્ટ્રીયામાં તે રસ્તાના ત્રણ વિભાગો પડી જતા. તેમાંથી એશિયાની અંદરના ભાગમાં જતા રસ્તા સાથે આપણે અત્યારે સંબંધ નથી. બાકીના બેમાંથી એક રસ્તો હેરાત (Herat) અને પાર્થીઅનોના પાટનગર હેકાટોનપીલોન (Hekatoupilon) દ્વારા મીડીયામાં આવેલ એક્બતન (Ekbatana) જતો અને ત્યાંથી કેપ્રીઅસના દરવાજા મારફત ચાલા ( Chala ) જતો. અહીંઆંથી આગળ જતાં ત્રણ રસ્તાઓમાંથી ફક્ત ઉત્તરનો જ રસ્તો વિચારવાનો છે, કે જે આરમીનીઆ, કીલીકીઆ (Kilikia), કેપેડોશીઆ અને એશીઆમાઇનોરના બીજા દેશો તરફ જતો. એઓરસરે ( Aorser ) મીડીઆ અને આરમીનીઆમાંથી હિન્દનો માલ લઇને આ જ રસ્તા દ્વારા તેને કાળાસમુદ્રના કિનારા ઉપર વસતા રહીશોમાં વેચ્યો હતો.[2] આરમીનીઆના પાર્થીઅન રાજાઓ ઘણી વાર રોમન સમ્રાટોનો આશ્રય શોધતા અને મેળવતા હોવાને લીધે, તેઓ પણ ઘણું કરીને રોમન પ્રાંતોમાં વેપાર કરતા વેપારીઓને તેમના સાહસમાં મદદ કરતા. આ વેપારી માર્ગનું અંતિમ સ્થળ ઘણું કરીને એશીઆમાઇનોરના ઉત્તર કિનારે આવેલ સીનો (Sinope) હતું. આ અભિપ્રાય માટેની મારી દલીલો હું આગળ ઉપર આપીશ.

બેક્ટ્રીઆમાંથી નીકળતા બીજા રસ્તા દ્વારા હિન્દનો માલ ઓકસસ નદી ઉપર

---

૧. Peripl. Mar. Erythr. પૃ. ૨૬, ૨૭, ૨૮. તથા સુધારેલાં વાંચન સાથે ભા. ૨. પૃ ૧૫૯ તથા નોંધ. ૧ તથા ૨ અ. તથા Rhein. Mus. Philos નવી સીરીઝ ભા. ૭. પૃ. ૩૨૯માં આપેલ આ ભાગ ઉપરની સ્વાનબેક (Schwanbeck)ની ટીકા. આ ભાગમાં એલેક્ઝાન્ડ્રીયન વેપારી ખોટી રીતે એમ માને છે કે એલેક્ઝાન્ડરે સ્થાપેલ શહેર બુકેફલ (Bukephela) તે જ પોકલે હતું.

૨. જુઓ આગળ પૃ. ૬૧૯.

લાવવામાં આવતો અને ઓક્સસ દ્વારા કાસ્પીઅન સમુદ્રમાં અને તે સમુદ્રને ઓળંગીને સામે પાર માલ ઉતારવામાં આવતો ત્યાંથી પાંચ દિવસમાં તે ફેસીસ ( Phasis ) નદી ઉપર આવતો અને તે દ્વારા કાળાસમુદ્રમાં લઇ જવાતો, જ્યાં તે જ નામની નદીના મુખ આગળ તે જ નામનું ગ્રીક લોકોનું સંસ્થાન આવેલું હતું, અને તેની આગળ ઉત્તરે ડાઓસ્કુરીઆસ આવેલું હતું. ઇ. સ. ની બીજી સદી સુધી એઓરસી (Aorsi) કાસ્પીઅન સમુદ્રની ઉત્તરે આવેલા મોટા પ્રદેશની માલીકી ધરાવતો હોવાને લીધે, તેણે ઘણું કરીને હિન્દ અને પાશ્ચાત્ય દેશો વચ્ચેના આ જમીનમાર્ગે થતા વેપારમાં પણ ભાગ લીધો હશે. હિન્દી લોકો પણ એમ કરતા હતા તે આગળ બતાવવામાં આવ્યું છે. ઉપર વર્ણવેલા ગ્રીકોના સંસ્થાનો માંથી પશ્ચિમના દેશો તરફ હિન્દી માલને લઇ જવાની બાબતમાં આપણી પાસે તેને લગતા પુરાણા પૂરાવાઓ નથી, પરંતુ બીજા કેટલાક બનાવો ઉપરથી એમ માલુમ થાય છે, કે પેફ્લેગોનીઆ ( Paphlagonia )માં આવેલ સીનોપ એ કાળા સમુદ્રના પ્રદેશો તથા ભૂમધ્ય સમુદ્રના કિનારે આવેલ પ્રદેશો સાથેના વેપારનું મથક હતું.

આ શહેર વેપારને માટે ઘણી ઉત્તમ જગ્યાએ આવેલું હતું કારણ કે તે દ્વીપકલ્પ ઉપર હતું અને તેને બે બંદરો હતાં. તેના રહીશોએ ટ્રેપેઝોસ (Trapezos) અને બીજા એવાં ઘણાં સંસ્થાનો કાળા સમુદ્ર ઉપર સ્થાપેલાં હતાં. તેથી જ મીથ્રીડેટસ યુપેટરે (Mithridates Eupator) તેને પોતાના રાજ્યનું પાટનગર બનાવ્યું હતું. અને સ્ટ્રેબોના સમય સુધી પણ તે સુંદર તથા સુરક્ષિત શહેર રહ્યું હતું.[૧] સીનોપીઅનોના બીજા મુખ્ય વેપારી શહેરો સાથેના બહોળા વેપારી સંબંધની બાબતમાં, તે લોકો એલેક્ઝાન્ડ્રીઆ સાથે પણ વેપારી સંબંધ રાખતા હતા[૨] તે અહીં બતાવવું જોઇએ. આ ઉપરથી એમ કહેતાં તું અચકાતો નથી કે સીનોપ તે જ સમુદ્ર ઉપર આવેલા પ્રસીસ ( Prasis ) અને ત્યાંથી ડાઓસ્કુરીઅસ ( Dioskurias ) સાથે પણ વેપાર કરતું હતું અને માલ લાવતું હતું, જે માલને પછી સીનોપીઅનો ભૂમધ્ય સમુદ્ર ઉપરના મોટા દરીઆઇ શહેરોમાં લઈ જતા હતા. આ ઉપરાંત કેપેડોશીઆ અને આર્મીનીઆ સાથે પણ સીનો-પીઅનો સહેલાઇથી વેપાર કરી શકે.

સીનોપની આ ચર્ચા ઉપરથી એમ અવલોકન કરી શકાય કે કાળા સમુદ્ર ઉપર આવેલા પ્રદેશો તથા હિન્દુસ્થાન વચ્ચેના જમીનમાર્ગે થતા વેપારની અબાધિત પ્રવૃત્તિનો આધાર તેમના રોમન રાજ્ય સાથેના સંબંધ ઉપર અવલંબેલો હોવો જોઇએ. જો તેમનો સંબંધ દુશ્મનાવટભર્યો હોય તો અમુક વેપારમાં ડખલો પડતી. પરંતુ તેવો સંબંધ જ્યારે આ રાજ્યો રોમન રાજ્યોને તાબે થયાં હશે ત્યારે બંધ થયો હશે. આ જાતની લાંબી મુદતની તથા મહત્વની ડખલ પોન્ટસના રાજા મીથ્રીડેટસ યુપેટરના વખતમાં

૧ Diodoros ભા. ૧૪ પ્ર. ૩૦, ૩૧. તથા સ્ટ્રેબો ભા. ૧૨ પૃ. ૫૪૫.

૨ સી. મુલરની Fragm Histor Graec ભા. ૩ પૃ. ૬૧૪ ઉપર આપેલ મેનેપોનના ફકરાઓ જુઓ.

થઇ હતી. અને ફક્ત આ જ ડખલ ધ્યાનમાં લેવા જેવી છે. કારણ કે તેના રાજ્ય પછી રોમન સામ્રાજ્યની વિરૂદ્ધનો એક પણ સફળ વિરોધ બંધ થયો હતો. મીથ્રીડેટસે ઘણા સીથીઅન (Scythian) પ્રદેશો તાબે કર્યા હતા. દાખલા તરીકે કોલ્ચીસ (Kolchis) ખાસફરસ, ક્રીમીઅન દ્વીપકલ્પ અને એશીઆમાઇનોરનો મોટામાં મોટો ભાગ તેની રોમ સાથેની ત્રીજી દુર્ભાગી લડાઇ પછી સને ઇ. સ. પૂર્વે ૬૩ માં થયેલા તેના પુત્ર ફાર્નેકસના બળવા પછી તેને પોતાની આત્મહત્યા કરાવી હતી. તેના પતન પછી તેનું વંશપરંપરાનું રાજ્ય પોતાની સ્વતંત્રતા ગુમાવી બેઠું અને ત્યાર પછીથી આખા એશીઆમાઇનોરમાં વિના વિરોધે રોમનોએ રાજ્ય કર્યું. મીથ્રીડેટસ રોમનોનો કટ્ટો દુશ્મન હોવાને લીધે અને તે સીનોપ તથા કોલ્ચીસના બંદરો ઉપર રાજ્ય કરતો હોવાને લીધે જ્યાં સુધી મીથ્રીડેટસની આ શહેરો ઉપર હકુમત હતી ત્યાં સુધી આ શહેરોનો રોમન પ્રાંતો સાથેનો વેપાર બંધ પડયો હશે. એ પૂરવાર કરવા ખાસ કારણ આપવાની જરૂર રહેતી નથી. એશીઆમાઇનોરની તાબેદારી ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ઇ. સ. પૂર્વે ૫૭ ની સાલ પહેલાં જે વર્ષથી અત્યારે આપણે ચર્ચીએ છીએ તે હિન્દી વેપારનો સમય શરૂ થાય છે-હિન્દ તથા પશ્ચિમ રોમના પ્રદેશો સાથેનો વેપાર શાંતિ તથા સહીસલામતીથી વેપારીઓ કરતા હશે. હિન્દના રોમ સાથેના વેપાર સંબંધી અહેવાલો તથા સમજુતો આપ્યા પછી પ્રથમ તો આ વેપારની હિન્દીઓ તથા રોમનોની સ્થિતિઓ ઉપર શું અસર થઇ હતી તે તપાસવી જોઇએ. હું ફક્ત રોમનો જ કહું છું અને રોમન રાજ્યને તાબે રહેતી બીજી પ્રજાઓ વિષે બોલતો નથી કારણ કે રોમનોને લગતી આ જાતની હકીકત મળી શકે છે. જે વિદ્વાનો ભૂગોળ તથા સૃષ્ટિશાસ્ત્રના વિષયોને વિકાસવા માટે હિન્દમાંથી તેમને મળી આવતા અહેવાલોનો ઉપયોગ કરતા હતા તેઓ રોમન રાજ્યના જુદા જુદા પ્રાંતોમાં રહેતા હતા અને તેમાંના ઘણા ખરા તો હેલેનો+ (Hellens) હતા.

આ શોધની બાબતમાં હું એક સામાન્ય સૂચના અગાઉથી કરૂં છું અને તે એ છે અહીંઆ આપણે જુદા જુદા દેશો વચ્ચેના વેપારી સંબંધથી નીપજતા ફાયદાઓનો પ્રશ્ન વિચારવાનો નથી—દા. ત. એક બીજાના સહવાસથી એક દેશ પોતાની ખાસીઅતોને જરા શિથિલ કરે—કારણકે આ પરિણામ તો ખૂબ લાંબા વેપારી સંબંધથી જ આવી શકે; જ્યારે રોમનો તથા હિન્દીઓ એક બીજાથી ખૂબ દૂર રહેતા હતા, તેમના રીતરિવાજો, અભિપ્રાયો, તથા વર્તનમાં ખૂબ તફાવત હતો અને ઉંચરે બંને દેશના વેપારીઓની સંખ્યા એટલી ઓછી હતી કે તેમને લીધે બેમાંથી એક દેશની સ્થિતિમાં કંઇ ફરક પડે એ અસંભવિત હતું. આ બાબતમાં બે વસ્તુઓ જાણવી જોઇએ. રોમનો તથા હિન્દીઓનો સ્વભાવ અને તેઓની વચ્ચેના વેપારમાં વપરાતા માલનો પ્રકાર. રોમનોથી શરૂ કરીએ તો તેઓમાંથી તે સમયે પહેલાના વખતની સાદી રીતભાત તથા નીતિની સખત ભાવના નષ્ટ થઇ હતી, અને તેને બદલે લંપટતા, સ્વચ્છંદ, અધમ ભપકો, તથા બેહદ ઉડાઉપણાએ ઘર ઘાલ્યું હતું. અહંકારી, પૈસાદાર, અને ઉચ્ચ કુળના રોમનો એક બીજા સાથે મોજ

+ હેલેન—એ ગ્રીસનો એક ટાપુ હતો.

શોખ તથા પૈસા વેરવામાં સ્પર્ધા કરતા કરતા, અને મધ્ય વર્ગના માણસો પણ આ દુર્ગુણો તરફ આકર્ષાયા હતા.[1] રોમનો તેમના મોજશોખ તથા ભપકાના જીવનને પોષવા માટેની જરૂરી વસ્તુઓ દરેક દેશમાંથી મંગાવતા હતા, અને આ બાબતમાં રોમની લંડન સાથે સરખામણી કરી શકાય કે જ્યાંના શહેરીઓને જોઈતી ખાવાની, પહેરવાની તથા શોખની વસ્તુઓ દુનીઆના દરેક દેશમાંથી આયાત કરવામાં આવે છે. હિન્દ રોમને તરેહ તરેહના કીંમતી પથ્થરો, સુગંધીદાર દ્રવ્યો, મશાલાઓ, ઝીણાં કપડાં વગેરે મોકલતું તે રીતે રોમનના સ્વચ્છંદ અને ઉડાઉપણાને પોષતું અને તેટલે દરજ્જે રોમમાં અનીતિને પોષણ આપતું—જે અનીતિ પશ્ચિમ રોમન સામ્રાજ્યના પતનનું મુખ્ય કારણ હતું.

હિન્દના વેપારનું બીજું પરિણામ, આ વેપારમાં જે રોમન વેપારીઓ પડેલા હતા અને જેઓ તેમાંથી ખૂબ નફો મેળવતા હતા—જે વિષે કેટલાક દાખલાઓ આગળના આગળના ભાગમાં મેં આપેલા છે—તેઓ તેને લીધે તવંગર બન્યા એ હતું. પરંતુ તે વર્ગ જીંદગીના બીજા વ્યવસાયોના ભોગે તવંગર બન્યો હતો અને તેથી તેઓ પેલા સખ્ત નીતિશાસ્ત્રી પ્લીનીની ટીકામાંથી મુક્ત રહ્યા ન હતા; પહેલાં ખેતીની જે સંભાળ લેવામાં આવતી હતી તેને વખાણતી વખતે પ્લીની ખેદ દર્શાવે છે કે નામર્દાઈ અને લાભને વશ થઈને વેપારીઓ રાતા સમુદ્ર તથા હિન્દમાંથી ભપકાતા મોહને પોષનારી વસ્તુઓ લાવીને દરીઆને ભ્રષ્ટ કરતા હતા. હિન્દી વેપારનું બીજું પરિણામ એ હતું કે હિન્દ રોમન રાજ્ય-માંથી ઓછામાં ઓછા ૧૨,૬૫૦,૦૦૦ થેલર ગળી ગયું હતું.[2]

રોમ અને હિન્દ વચ્ચેના વેપારી સંબંધના ગૌણ પરિણામો તરીકે નીચેના બે પરિ-ણામોનો ઉલ્લેખ કરવો જોઈએ, પેનીકમ ઇટાલીકમ ( Panicum Italicum ) ઉપરાંત હિન્દમાંથી એક જાતના અંજીર લાવવામાં આવતાં,[3] જે ગ્રીક લોકોને વેચવામાં આવતાં અને તેઓ તેમને હિન્દના અંજીર તરીકે ઓળખતા આ વેપારી સંબંધનું બીજું પરિણામ આપણને દવાઓના પ્રદેશમાં પ્રાપ્ત થાય છે. આગળ કેટલીક વાર બતાવ્યા પ્રમાણે રોમન વૈદો કેટલીક હિન્દની વસ્તુઓનો ઉપયોગ દવાઓ બનાવવામાં કરતા એટલું જ નહિ પરંતુ તેઓ હિંદી વૈદોની કેટલીક દવાઓ પચાવી પણ પડતા. આંખના એક કાળા અંજનને તેઓ ઇન્ડીયન બેસીલીકોન ( Indian Basilikon ) ના નામથી ઓળખતા ( જેનો આરબ ડૉક્ટરોએ પણ ઉલ્લેખ કર્યો છે ) અને એક બીજા લેપને તેઓ ઇન્ડીયન પ્લાસ્ટર ( Indian plaster ) કહેતા. આ દવાઓ અને તેની બનાવટ ગ્રેસોસ ( Thrasos ) નામનો એક સર્જન જેણે એ હકિકત કાં તો રોમન રાજ્યમાં આવેલ હિંદી વૈદો પાસેથી મેળવી હશે અથવા તે પોતે હિન્દ ગયો હશે અને મેળવી હશે,

૧. આનો એક દાખલો આગળ પૃ. ૨૦ ઉપર આવેલ છે.

૨. પ્લીની ભા. ૬. પ્ર. ૨૧. ૬.

૩. C. f. ભા. ૧ પૃ. ૨૪૮ નોંધ ૩. તથા Athenaios પૃ. ૫૫. પંક્ત. જ્યાં ક્રુથી-ડેમોસનું પ્રમાણ લેવામાં આવ્યું છે.

તેણે જાહેરમાં જાણીતી કરી હતી.[૧] જ્યારે બીજી બાજુ હરસને લીધે વહેતા લોહીને અટકાવવા કેટલાક રોમનો હિંદી પથ્થર બાંધતા હતા અને તે રીતને પ્રખ્યાત ગ્રીક વૈદ્ય જેને આપણે આ હકિકત માટે આભારી છીએ અને જે તે રીતનો બરોબર રીતે ઇન્કાર કરે છે તેના મત પ્રમાણે, ખરો ઇલાજ ગણી ન શકાય.[૨] આ પ્રથા, રોગ સંરક્ષણ તરીકે વપરાતા માદળીયાના હિંદી રિવાજનું અનુકરણ હોવું જોઇએ.

હિન્દીઓની બાબતમાં તેમની રહેણીકરણી ઘણા લાંબા કાળથી કાયદાઓ તથા રૂઢિઓથી નિયંત્રિત થયેલી હતી, અને તેમના દેશમાંથી તેમને ખાવા, પહેરવા તથા શણગારને લગતી ઘણી વસ્તુઓ મળી શકતી. તેથી પરદેશમાંથી આયાત કરવામાં આવતી વસ્તુઓ તેમના દેશમાં જે વસ્તુઓ પુરતા પ્રમાણમાં ન હોય તેમને પુરી કરવા માટે જ હતી. આ હકીકત ખાસ કરીને ત્રાંબું, લોઢું તથા કલાઇને લાગું પડતી; જ્યારે હિન્દમાં નહિ પાકતી હોય તેવી વસ્તુ દા. ત. દારૂની બાબતમાં આગળ એમ બતાવવામાં આવ્યું છે કે તેનો ઉપયોગ ફક્ત રાજાઓ તથા મહારાજાઓ જ કરતા. આ ઉપરથી હિંદીઓના રીત રિવાજોનાં રોમન તથા ગ્રીક લોકોના વેપારી સંબંધને લીધે કંઇ પણ ફરક પડયો હોય એ અસંભવિત છે. રોમન રાજ્યની પ્રજાને જે માલ હિંદીઓ વેચતા તે માલ જે માલ હિંદીઓ પરદેશીઓ પાસેથી મેળવતા તેના કરતાં ઘણો વધારે કિંમતી હતો. આ હકીકતને લીધે રોમન વેપારીઓને ઘણું રોકડ નાણું લાવવું પડતું કારણ કે તેમને હિંદમાં માલ વેચવાથી જે પૈસો મળતો તે પૈસો હિંદના કીમતી માલનો પૂરતો જથ્થો લઇ જવા માટે બસ નહોતો. પેરીપ્લસ ઓફ ધી રેડસીમાં ઘણે ઠેકાણે સીક્કાઓને આયાતની વસ્તુઓ તરીકે વર્ણવામાં આવેલ છે. તેના સમયમાં રોમન રાજ્યમાંથી વેપારીઓ જે પૈસાની રકમ હિંદમાં લાવતા તે ખુબ વધી ગઇ હતી; પ્લીનીના અહેવાલો તો આગળ ઉપયોગ કરવામાં આવી ગયો છે. આને અંગે હિંદી વેપારીઓ પાસે વિદેશી સીક્કાઓ ખુબ એકઠા થયેલા અને તેનું ચલણ કદાચ હિંદમાં પણ શરૂ થયું હોય અને હિંદના બંદરો તેથી કદાચ અંદરના ભાગમાં પણ તેમનો પ્રચાર થયો હોય. તે સમયના હિંદી રોમનને વેપાર વિષે પ્રમાણભૂત માહિતી આપનાર એલેક્ઝાન્ડ્રીયન વેપારી પણ આ બાબતમાં આપણને મદદ આપે છે. ભરૂચમાં ગ્રીક-બેક્ટ્રીયન રાજાઓ એપોલોડોટસ અને મેનોન્ડ્રોસના સીક્કાઓ તેણે વપરાતાં જોયેલા.[૩] આની સાથે આ હકીક્ત પણ સંગત થાય કે આંતર હિંદના દૂર પ્રદેશમાંથી ગ્રીક અને રોમન સીક્કાઓ મળી આવ્યા છે દા. ત. કાબુલીસ્તાનમાં આવેલ જલાલાબાદની પાસેના હીડ્ડા Hidda ની ઝાડીમાંથી, દક્ષિણમાં કોઇમ્બતુરના

---

૧. Galenos. De. Compos. Medic sec. locos XII, 782 તથા De. Compos. Medic. per genera. Kuhn Ed. પૃ ૭૪૧.

૨. Gabnosi. De. simplic Medic, tenpor XII. પૃ. ૨૨૭.

૩. Peripl. Mar. Erythr. પૃ. ૨૭.

પ્રદેશમાંથી, અને લંકાના મેન્ટોટ[૧] નામના એક જુના શહેરના ખંડિયેરોમાંથી. આ સીક્કાઓ ઉપરથી, જે સમયમાં તે પાડવામાં આવ્યા હતા તે સમયને માટે, હિંદી રોમન વેપાર આછો અથવા ધાડો હતો તેનું સૂચન થાય છે. પરંતુ એ તો નક્કી છે કે જો રોમન રીપબ્લીકના વખતના સીક્કાઓ હિંદમાંથી મળી આવે તો તે ઉપરથી એમ અનુમાન ન કાઢી શકાય કે રોમન રીપબ્લીકના સમયમાં રોમ અને હિંદ વચ્ચે સીધો વેપારી સંબંધ બંધાયેલો હતો, કારણ કે રોમન વેપારીઓ આ જાતના સીક્કાઓ ત્યાર પછીના સમયના સીક્કાઓ સાથે હિંદમાં લાવ્યા હતા. તેમાંના ઘણા ખરા તો સમ્રાટ ઓગસ્ટસના સમયથી એન્ટોનાઇન્સના સમય સુધીના છે—જેના ઘણા સીક્કાઓ લંકાના મેન્ટોટ શહેરના ખંડિયેરોમાંથી મળી આવ્યા હતા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઇ સ. ની શરૂઆતથી બીજી સદીના અંત સુધીમાં હિંદ તથા રોમન રાજ્ય સાથેનો વેપાર ઘણોજ સમૃદ્ધ હતો. જોકે તે રોમન રાજ્યના ભાગલા પછી પણ ચાલુ રહેલો અને તે બીઝાન્ટીઅન રાજ્યના સમયમાં પણ ચાલુ રહેલો કારણ કે થીઓડોસીઓસ (Theodosios) પહેલો, માર્કીએનોસ તથા લીઓનના સીક્કાઓ મલબારમાંથી મળી આવ્યા છે અને આમાંના પહેલાએ ઇ. સ. ૪૦૭ માં રાજ્ય શરૂ કરેલું અને તેમાંનો છેલ્લો ઇ. સ. ૪૭૧ માં મરણ પામેલો. બીઝાન્ટીઅન હિંદી વેપાર વિષે અહિંઆં વધુ કહી શકાય નહિ તેથી આ હકીકતને માત્ર પ્રસ્તાવના તરીકે રજુ કરી સંતોષ માનું છું.

જો આપણે હિંદુસ્તાનનું વિશાળ કદ, તેનો કિંમતી વસ્તુઓનો ખજાનો અને તે સમયની તેની આબાદીને યાદમાં રાખીએ તો આપણે સમજી શકશું કે રોમન રાજ્ય સાથેના વેપારથી જે પૈસો હિંદમાં આવ્યો હતો તેનો હિંદીઓની સમૃદ્ધિમાં ફક્ત લુજ ફાળો હતો.

હિંદીઓના બીજા પરદેશો સાથેના વેપારની બાબતમાં આપણી પાસે ફક્ત છૂટા છવાયા અહેવાલો છે.

હિંદમાંથી નીકળતા ત્રણ વેપારી ધોરી માર્ગોમાંથી ત્રીજો માર્ગ જે બેક્ટ્રીયા તરફ જતો હતો, તે બેલુરટેગ નામના મોટા પર્વત ઉપર થઈને સેરીકા ( Serike ) ના દેશ સુધી લંબાતો હતો—જેની અંદર પૂર્વ તુર્કસ્તાન, ગોબીનું રણ તથા તીબેટનો સમાવેશ થયો હતો. રોમન વેપારીઓ સેરા નામના શહેર એટલે આધુનિક હામી અથવા હરક્ષાન

---

૧. Wilson's Ar. Arniqu. પૃ. ૩૬. તથા ૧૦૮ તથા માણિકયાલની જગ્યાની બાબતમાં જુઓ ભા. ૨. પૃ, ૧૧૭૭. નોંધ ૨. ઉપરાંત Remarks on some lately discovered. Roman Gold Coins by capt. Drury J. R. A. S. B. XXXI. પૃ. ૩૭૧. તથા Sir Alexander Johnston's A letter to the Secretary etc. in Trans. of the R. A. S. I. પૃ. ૩૪૬.

સુધી જતા. ત્યાંથી બેક્ટ્રીયા દ્વારા સિંધુ નદીના મુખ ઉપરના બારબરીકોન બંદરે માલ લાવવામાં આવતો.[1]

હિંદીઓના પૂર્વ એસીયાના દૂરમાં દૂરના દેશ ચીન સાથેના જમીન માર્ગે થતા વેપારની બાબતમાં આગળ વર્ણવવામાં આવેલ ડુંક બીના પેરીપ્લસ ઓફ ધી રેડસીમાં આપેલ છે. દર વર્ષે હિંદી વેપારીઓ સીક્રીમ દ્વારા ટીસ્ટાને રસ્તે ચીનાઈની[2] સરહદે આવતા અને પાછા વળતી વખતે બેસાદાઈ લોકો પાસેથી તમાલપત્રો મેળવતા—જે તેઓ ગંગા નદીના મુખ આગળના ગંગે નામના બંદરે લાવતા.

# ગૂજરાતનો પહેલો સુબો ( મુસલમાન ગવર્નર )

[ મોલવી અબુઝફર નદવી ]

સામાન્ય ઐતિહાસિક પુસ્તકોનું અવલોકન કરતાં ગૂજરાતના જીતનાર અલમાસ બેગ ઉલુગખાનનેજ ગૂજરાતનો સુબો બનાવવામાં આવ્યો હોય અને તેણે ગૂજરાતમાં પોતાનો અમલ ૨૦ વર્ષ સુધી ચલાવ્યો હોય એમ માલમ પડે છે. વળી ફરિશ્તાહ પણ દરેક સ્થળે ઉલુગખાનનું નામ બતાવે છે. કેવળ એક ઠેકાણે નામની સ્પષ્ટતાની ખાતર 'નીઝામે ગૂજરાત' શબ્દ તેણે આગળ વધારી દીધો છે. ઝિયાબરની મોટા ભાગે અલપખાન લખે છે. તેણે અલપખાનના સંબંધમાં એક સ્થળે લખ્યું છેઃ—" ......ખીઝરખાનના શ્વશુર અલપખાન અને તે (મલેક નાયબ કાફુર)ની વચ્ચે જીવલેણ દુશ્મનાવટ થઇ હતી."

તે બીજી જગ્યાએ લખે છેઃ—

" દેવગીર ( દેવગઢ કે દોલતાબાદથી ) મલેક નાયબને અને ગૂજરાતથી અલપખાનને શહેર દિલ્હીમાં બોલાવવામાં આવ્યા. "

વળી આગળ લખે છેઃ—

" કાંઇ પણ અપરાધ કે બદદાનતીના ગુનાહ વિના અલપખાનને સુલતાનની મારફત મરાવી નાખ્યો. ખીઝરખાનને કેદ કરી ગ્વાલીયર મોકલી દીધો. અને તેની માને લાલ મહેલમાંથી કાઢી મૂકવામાં આવી અલપખાનના કતલ થતાં તથા ખીઝરખાનના કેદમાં પડતાં સુલતાન અલાઉદ્દીનના કુટુંબનું નિકંદન નીકળી ગયું." પરંતુ જ્યાં જ્યાં ગૂજરાતની વાત આવે છે ત્યાં તે ઉલુગખાનનું નામ લખે છે.

" સુલતાન અલાઉદ્દીનના રાજ્યારોહણના ત્રીજા વર્ષની શરૂઆતમાં, ઉમરાવો તથા લશ્કરના સરદારોને સાથે લઇ ઉલુગખાન તથા નુસરતખાને ગૂજરાત ઉપર હુમલો કર્યો "

બીજે ઠેકાણે કહે છેઃ—

" ઉલુગખાન તથા નુસરતખાન માલે ગનીમત (લડાઇમાં હાથ આવેલો માલ) લઇ ગૂજરાતથી પાછા ફર્યા "

પછીઃ—

ગૂજરાતની લૂંટમાં માલમતા, હાથી, ગુલામ વ. ઘણું હાથ આવ્યું તે લઇ ઉલુગખાન અને નુસરતખાન દિલ્હી પાછા આવ્યા. "

આ પ્રમાણે એક બીજે ઠેકાણે લખ્યું છેઃ—

આ વર્ષમાં ઉલુગખાન અને નુસરતખાનને ગૂજરાત માટે નક્કી કરવામાં આવ્યા તથા ઝફરખાનને સેયુસ્તાન મોકલવામાં આવ્યો.

ઝીયાબરનીએ રાજ્યના ઉમરાવો અને હોદ્દેદારોની એક ફેહરિસ્ત બનાવી છે તેમાં પણ આ બન્ને નામો જુદા જુદા બતાવવામાં આવ્યાં છે. " (સુલતાન) નો ભાઇ ઉલુગખાન અલમાસ બેગ, વઝીર નુસરતખાન, ઝફરખાન, અર્ઝ મમાલીક, અને સુલતાનનો અમીર અલપખાન "

"........છેવટે તેણે એક દિવસે કહ્યું. તે વખતે તેની પાસે ઉલુગખાન, ઝફરખાન, નુસરતખાન અને અલપખાન હાજર હતા.

એક બીજા સ્થળે હી. સં. ૬૯૯ ના રણથંભોરના હુમલાના વિષયમાં હુસામખાનના ઇતિહાસનો હવાલો ટાંકી લખ્યું છે.

"ઉલુગખાન તૈયારી કરી 'બયાનાની' સામે ચયો. તેની જાણ હમીરદેવ રાજાને થઇ. આ જ સાલમાં રણથંભોરનો કિલ્લો પડયો અને તે અલાઉદ્દીને ઉલુગખાનને આપી દીધો.

આ વિષયમાં તે લખે છે:—

"એક[1] ઇતિહાસકાર જણાવે છે કે અલાઉદ્દીનને વિજય મેળવતાં ઘણું વેઠવું પડયું. રાજા હમીરદેવ આશ્રયે આવેલા મોગલો સાથે કેદ પકડાયો. તે સઘળાને તેણે યમશરણ પહોંચાડયા પછી સઘળા રાચ રચીલા સાથે કીલ્લો તથા તેની આજુબાજુનો પ્રદેશ તેણે પોતાના ભાઇને સોંપી દીધો.

આગળ પાના ૮૧૦ ઉપર તે જ વાતનો ફરી ઉલ્લેખ કર્યો છે:—

"ઝાયન તથા સઘળા રાચરચીલા સાથે તે કીલ્લો અને તેની આજુબાજુનો પ્રદેશ (સુલતાન) પોતાના ભાઇને ઇનામમાં આપી દિલ્હી પાછો ફર્યો. હી. સં. ૩-૧૧-૭૦૦.

ઉલુગખાન વિષે સઘળું લખી રહ્યા પછી તે અલપખાન વિષે લખે છે. કેમકે ઝફરખાન અને નુસરતખાનના વિષે તે પહેલાં કહી ગયો છે:—

........અલપખાનનું મરણ કેવી રીતે નીપજ્યું તે જણાવતાં તેનું વર્ણન તરતમાં કરવામાં આવશે."

પૃષ્ટ ૮૨૬ ઉપર લખેલું છે કે—

"........તેની માહરુ બેગમના ભાઇ અલપખાન અને મલેકકાફુર વચ્ચે અદાવત થઇ ગઇ. આ જ કારણે અલાઉદ્દીનનો મુલક ઉજ્જડ થઈ ગયો. આ સમયે અલાઉદ્દીન બીમાર હતો. તેની બીમારી દિનપ્રતિદિન વધતી ગઇ. કાફુર અને અલપખાન અંદરોઅંદર લડવામાં રોકાયલા હતા. તે વખતે કાફુર દેવગઢ (દોલતાબાદનો) અને અલપખાન ગુજરાતનો સુબો હતો.

કેટલીક લીટીઓ મૂકી દેતાં આમ આવે છે:—

"........જ્યારે કાફુર બાદશાહની સેવામાં હાજર થયો ત્યારે તેણે બાદશાહને પોતાની બેગમ તથા ખીઝરખાનથી નાખુશ થયેલો જોયો. અલાઉદ્દીનને ખીજાયેલો જોઇ તે અલપખાનનો ઘાટ ઘડવા પ્રયત્ન કરવા લાગ્યો.

પછી:—

"અલપખાનના માર્યા જવાના સમાચાર તેના મળતીઆઓને ગુજરાતમાં મળ્યા ત્યારે તેઓ સરકાર સામે થયા અને દરેક ઠેકાણે બંડ મચાવ્યાં."

---

૧ ઝફરૂલવાલા પા. ૭૮૯ [૨] પા. ૮૦૬.

ઉલુગખાન અને અલપખાન એ બે જુદી વ્યક્તિઓ છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે. અમીર ખુશરોના કાવ્યમાં લહિયાની ભૂલ થઇ છે તે પ્રમાણે આ પુસ્તકમાં અલપખાનની જગ્યોએ ઉલુગખાન નામ બે વખત આવી ગયું છે. આ બાબતનો ખુલાસો છેવટમાં કરવા માગું છું. તેના સમકાલીન અબ્દુલ કાદર બદાયુને આ બાબતને ઘણી સારી રીતે સ્પષ્ટ કરી દીધી છે.

સુલતાન અલાઉદ્દીન ખીલજીથી શરૂ કરતાં લખે છે:–[૧]

"હિ. સ. ૬૯૫ ના છેલ્લા માસની ૨૨ મી તારીખે અલાઉદ્દીને પોતાના ભાઇની મદદથી દીલ્હીમાં પોતાનો વાવટો ફરકાવ્યો. તેણે પોતાના ભાઇને ઉલુગખાનનો તથા તે વખતની ઉમરાવોની સભાના પ્રમુખ અને પોતાના દીકરાના સ્વશુર સંજરને અલપખાનના ખિતાબોથી નવાજ્યા. મલેક નુસરત જલેસરીને નુસરતખાન અને મલેક બદરૂદ્દીનને ઝફરખાન બનાવ્યા, પછી તેણે 'સેરી'ના રણમાં ઝંપલાવ્યું.

આ ઉપરથી નીચેની બાબતો મળી આવે છે:–

સુલતાન અલાઉદ્દીન ખીલજીના ભાઇનું નામ અલમાસ બેગ હતું. તેને ઉલુગબેગખાનનો ખિતાબ આપવામાં આવ્યો હતો. અલાઉદ્દીનના દીકરા (ખીજરખાન)ના સ્વશુરનું નામ સંજર હતું. તેને અલપખાનનો ખિતાબ આપવામાં આવ્યો હતો. આ જ પુરુષ તે કાળે સભાપતિના પદે બિરાજમાન હતો. મલિક નુસરત જલેસરીને નુસરતખાન અને મલિક બદરૂદ્દીનને ઝફરખાનના ખિતાબ આપવામાં આવ્યા.

થોડાક લખાણ પછી આવે છે:–

"......હી.સ. ૬૯૬ ના મહોરમ માસમાં ઉલુગખાન અને અલપખાનને અરકલીખાન અને સુલતાન રૂકનુદ્દીન પર હુમલો કરવા મોકલ્યા."

હી. સ. ૬૯૭ નો બનાવ નોંધતાં જણાવે છે:–

"ઉલુગખાનને એક મોટા લશ્કર સાથે ગૂજરાતમાં રાજા કરણને જીતવા મોકલ્યો. તેના લશ્કરમાં ૩૦ હજાર ઘોડેસ્વારો, ૮૦ હજાર પાયદળ ને ૩૦ ફોજી હાથી હતા. તેણે રાજા કરણને હરાવ્યો, અણહીલવાડ લુટયું અને સઘળો માલમત્તા લઇ તે દીલ્હી પાછો ફર્યો."

ઉલુગખાનના ગૂજરાતથી પાછા ફર્યાનાવર્ણન સાથે અલવર પાસે શુક્રઓએ મચાવેલ હુલ્લડની બીના પણ આવી જાય છે.

આગળ લખે છે:—

"......ઉલુગખાન ધીમે ધીમે કુચ કરતો દીલ્હી પહોંચ્યો."

પછી લખે છે:—

"...... (સુલતાને) ઝાયનનો ઇલાકો ઉલુગખાનને આપી ચિતોડની સ્વારીનો ઇરાદો કર્યો."

૧ બદાયુની પુ–૧ પૃ–૧૮૨

રણથંભોરના ઘેરા વખતે દીલ્હીમાં હાજી મવલાએ હુલ્લડ મચાવ્યું. તેને દાબી દઈ બંદોબસ્ત કરવા સુલતાને ઉલુગખાનને દીલ્હી મોકલ્યો. તેણે પોતાના કૌશલ્યથી ત્યાં બધું શાંત કરી દીધું.

આ વિષે પુસ્તક ૧ લા ના ૧૯૪ મા પાને બદાયુની લખે છે:

"......હુલ્લડમાં ભાગ લેનારાઓની યોગ્ય તપાસ કરી તેમને ઘટતી શિક્ષા કરવા સુલતાને ઉલુગખાનને દીલ્હી રવાના કર્યો."

સુલતાને આ સેવાના બદલામાં રણથંભોરના તાબાનો પ્રદેશ તેની (ઉલુગખાનની) જાગીરમાં ઉમેરી દીધો.

"......(ઉલુગખાનને) તેને આજુબાજુના મુલક સાથે આખો કીલ્લો જાગીરમાં આપી સુલતાન દીલ્હી પાછો ફર્યો."

આ પછી કોઇ ઠેકાણે ઉલુગખાનને સંભારવામાં આવતો નથી; પરંતુ હવે અલપખાનનું નામ લેવામાં આવે છે. મલેક કાફુરને આની સાથે અદાવત હતી. કેમકે તે સઘળા બળવાન ઉમરાવો અને રાજવારસોનો કાંટો કાઢી પોતે ગાદી પચાવવા માગે છે. તેટલા માટે સુલતાનને વહેમ ભરાવવા અલપખાન અને ખીઝરખાનની વિરૂદ્ધ તે ફરિયાદ કરે છે. અને સુલતાનને અવિશ્વાસ ઉત્પન્ન કરાવવા પ્રયત્ન કરે છે.

ઇતિહાસકાર બદાયુન પુસ્તક ૧ લાના પાના ૧૯૮માં લખે છે:

"મલેક કાફુરે ખીજરખાનના આગમનની વાત ચઢાવા સાથે સુલતાનને કરી; અલપખાન પોતાના ભાણેજને મળી ગયો છે અને મુલકી મામલાના કામકાજમાં ગુંથાયો છે."

અલપખાનના ખૂન સંબંધી લખે છે:—

"......(સુલતાને) આ સઘળી વાતો સાચી જાણી તરત જ અલપખાનને કતલ કરવાનો હુકમ કર્યો. મલેક નાયબ અને મલેક કમાલુદ્દીન ગુર્ગે આ બીચારાને ગરીબ બકરી પેઠે પકડી શાહી કીલ્લામાં જ તેના ટૂકડે ટૂકડા કરી નાખ્યા."

આ પછી ખીઝરખાનને પાટનગરથી ખસેડવા (મલેક કાફુર) સુલતાનને કહે છે:—

"ખીઝરખાન પોતાના મામાના કતલના સમાચાર જાણી ભયભીત થઇ ગયો છે. આવી પરિસ્થિતિમાં તેને પડયો રહેવા દેવો તે વાજબી નથી. એટલે બાદશાહે અમરૂયામાં મુલકી કારોબાર સુધારવા તેને મોકલી દેવા ફરમાવ્યું."

આ બનાવ પછી લગભગ ૨૦ વર્ષે હી. સ. ૭૩૪માં પ્રખ્યાત મુસ્લીમ પ્રવાસી ઇબ્ન બતુતા આવે છે. તે બદાયુનીના ટેકામાં લખે છે.[૧] "......બાદશાહ બીમાર પડયો. તેની પટરાણી ખીઝરખાનની મા થતી હતી. તેનું નામ 'માહીક' હતું. તેણીને એક ભાઇ હતો. તેનું નામ સંજર હતું. તેણે પોતાના દીકરાને મદદ કરવા પોતાના ભાઇ પાસે વચન લીધું હતું......મલેક કાફુરે બાદશાહને આ કોલકરારની વાત જણાવી દીધી. બાદશાહે પોતાના ખવાસને બોલાવ્યો અને કહ્યું 'જ્યારે સંજર મારી પાસે આવે અને હું પહેરામણી

૧. સફરનામે ઇબ્ન બતુતા પુ. ૨ પૃ. ૪

આપું તે પહેરવા લાગે ત્યારે તમારે તેને બાંધી જમીન ઉપર પાડી દેવો અને મારી નાખવો. (બાદશાહના) કહેવા પ્રમાણે કરવામાં આવ્યું......જ્યારે તેને (ખીઝરખાનને) તેના બાપે પોતાના મામાને મરાવી નાખ્યાની જાણ થઇ તો તે ઘણો દીલગીર થયો અને ગાંડાની પેઠે પોતાનાં લુગડાં ફાડી નાંખ્યા."

ઉલુગખાન અને અલપખાન એ બે જુદી વ્યક્તિઓ હતી તે આ વિગતો ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે, અને વિશેષ અલપખાન પટરાણી માહરૂ બેગમનો ભાઇ અને ખીઝરખાનનો મામો થતો હતો તે પણ જણાયું. આ જ અલપખાનની કન્યા જોડે ખીઝરખાનના પહેલી વખતનાં લગ્ન થયાં હતાં. અલાઉદ્દીને કાંઇ સલાહના કારણે ગુજરાતથી બોલાવેલ અલપખાન તે આ જ.

ઉલુગખાને ગુજરાતને જીત્યો એ ચોક્કસ પણ તે જીંદગીભર કોઇપણ વખત ગુજરાતનો ગવર્નર થયો નથી. ગુજરાતની જીત પછી લાંબો સમય તે જીવવા પામ્યો જ નથી. મૃત્યુએ તેને ટૂંક સમયમાં ઝડપી લીધો. રણથંભોરની જીત પછી થોડા દિવસે દીલ્હી જતાં રસ્તામાં તે મરણ પામ્યો. તેને કોઇપણ સ્થાનની સુબાગીરી ભોગવવાનું ભાગ્ય જ બન્યું નથી. અલબત્ત પોતાની જાગીર જાલુર અને ઝાબનમાં તેણે કેટલાક દિવસ વાસો કર્યો હતો.[1]

બદાયુની લખે છેઃ—

"સુલતાને રણથંભોરનો કીલ્લો અને તેની આજુબાજુનો પ્રદેશ તે (ઉલુગખાન)ની જાગીરમાં ઉમેરી દીધો. અને તે (સુલતાન) દીલ્હી તરફ રવાના થયો. તે જ દિવસોમાં તે (ઉલુગખાન) રસ્તામાં બીમાર પડયો. અને આ ક્ષણભંગુર જગતનો ત્યાગ કરી ચાલી નીકળ્યો. જાણે રણથંભોર જ તેના મોતનું કારણ થઇ પડયું."

ફરિસ્તા રણથંભોરની જીતનું વર્ણન કરતાં ઉલુગખાન વિષે લખે છેઃ—

"......બાદશાહ કીલ્લા ઉપર ફરવા ગયો. તેણે ત્યાં અઢળક ધન અને જવાહીર જોયાં. તેણે કિલ્લો અને તેની આજુબાજુના પ્રદેશ સાથે તે સઘળું ધન-જવાહીર અલમાસ બેગને આપી દીધું. પછી તે દીલ્હી રવાના થયો. પાંચ છ દિવસ વિત્યા ને અલમાસ બેગ સખ્ત બીમાર પડયો. અને દીલ્હી જતાં વાટમાં મરણ પામ્યો."

તારીખે ફિરોઝશાહીમાં ઝીયાઉદ્દીન બેરની પોતાનો પ્રત્યક્ષ જેવો પૂરાવો નીચે પ્રમાણે ટાંકે છેઃ-

"સુલતાનની ગેરહાજરીના ચારપાંચ માસમાં ઉલુગખાન મોટો ધનિક બની ગયો. તે તો તેલંગા અને મદરાસ ઉપર સ્વારી કરવાના ઇરાદામાં હતો તેવામાં મોતે તેને ઘેરી લીધો. તેની લાશ દીલ્હીમાં લાવવામાં આવી. રૈયત તથા સુલતાનને ભારે શોક થયો. સુલતાને તેની પાછળ દાનક્રિયામાં ઘણું ધન વાપર્યું."

ઝફરવાલા જમુઝફ્ફરવાલામાં લખે છેઃ—

---

૧. ગૂજરાતની જીત પહેલાં તે રુયાના, બયાના અને સિંધનો ઉપરી હતો.

"નસર ખીલજીનો દીકરો અલમાસ બેગ ઉલુગખાન મરણ પામ્યો. આ રાજ્યના મુખ્ય ચાર સ્થંભમાંનો એ એક હતો. આમ છતાંએ તે (સુલતાન) ની ઇચ્છા તો પારકાના હાથે તેનું ખુન થાય તે જોવાની હતી."

પછી આ પુસ્તકમાં તારીખે હુસામખાનનો હવાલો આપતાં સાફ લખ્યું છેઃ—

"અલાઉદ્દીન ખલજી પોતાના હમેશના મદદગાર અને વિજયના મુખ્ય આધારરૂપ ચારે સરદારોથી બીતો રહેતો હતો. તેને આ લોકોનું જોર તોડી પાડવાની હમેશ ચિંતા રહેતી. પણ પોતાના સરદારોના પ્રાણ લીધાનું કલંક માથે ના આવે તેટલા માટે તે લોકોની જીવનદોરી બીજાના હાથે તૂટે તેમ ઇચ્છતો હતો."

સુલતાનની આ સઘળી ઇચ્છાઓ પોતાની મરજી પ્રમાણે પાર પડી તે હુસામખાન તેમ બીજા ઇતિહાસકારોના કથનથી જણાઇ આવે છે. ઝફરખાન મોગલોના યુદ્ધમાં શહીદ થયો. રણથંભોરના યુદ્ધમાં નુસરતખાને પથ્થર વાગવાથી આ દેહનો ત્યાગ કર્યો. રણથંભોરની જીત પછી ઉલુગખાનને ચાર પાંચ માસે ઝેર આપવામાં આવ્યું. અને સખત વેદના ભોગવીને દીલ્હી આવતાં વાટે મરણ પામ્યો.

મજકુર કીલ્લાની જીતથી અલાઉદ્દીનની સ્થિતિનું વર્ણન કરતાં હુસામખાન પોતાના પુસ્તકમાં લખે છેઃ—

"રણથંભોરથી પાછા ફરતાં રસ્તામાં ઉલુગખાનને ઝેર દેવામાં આવ્યું. આ બીમારીમાં તેણે ચાર પાંચ માસ વિતાવ્યા. દરમિયાન તે ઓરંગલ (દક્ષિણ)ને જીતવા જવાની તૈયારીઓ કરતો રહ્યો; પણ તેની બીમારી વધી પડી. લોકો તેને દીલ્હી લઇ ચાલ્યા. રસ્તામાં તે મરણ પામ્યો. લોકો તેનું શબ દીલ્હીમાં લઈ આવ્યા. અને ત્યાં તેને દફન કરવામાં આવ્યો."

ઈ. સ. ૭૦૧માં દીલ્હી આવતાં ગૂજરાતનો વિજેતા ઉલુગખાન અલમાસ બેગ મરણ પામ્યો તે આ સઘળી બીનાથી પૂરવાર થાય છે. છતાં ગૂજરાતના ગવર્નરપદે તે ૨૦ વર્ષ સુધી રહે તે કેમ સંભવિત હોઇ શકે ?

આ ઉપરથી ગુજરાતના ગવર્નરપદે અલપખાન ખિતાબધારી સંજર હતો. અને નહિ કે અલમાસ બેગ ઉલુગખાન એ સિદ્ધ થાય છે.

આ ઐતિહાસિક પુસ્તકોનું સૂક્ષ્મ અવલોકન કરતાં ચોક્કસ તપાસ નહિ કરનાર એવા ઇતિહાસકારોએ ઉલુગખાન અને અલપખાન પરભાષા (તુર્કી)ના શબ્દો હોવાથી, તેમાં કાંઇ ભેદ પાડયો નહિ એ ભુલ થવાનું મુખ્ય કારણ જણાઇ આવે છે. વળી ભૂલમાં ભૂલ કરી અલપખાનનું અલફખાન પણ બનાવી દેવામાં આવ્યું. પરદેશી અને પરધર્મી ઇતિહાસકારોના પુસ્તકમાં જોડણીની ભૂલ વિશેષે આ કારણે જ થઈ છે. ગુજરાતના બાદશાહ બહાદુરશાહના સમકાલીન જૈન વિદ્વાન પંડિત બીબેકધીર પોતાના 'શેત્રુંજી તીર્થપ્રબંધ'માં દરેક સ્થળે ઉલુગખાન લખે છે. વાત એમ છે કે વિજેતા ઉલુગખાનનું નામ ગૂજરાતમાં દરેક જગ્યાએ પ્રખ્યાત થઇ ગયું હતું. તે પછી અલપખાન આવ્યો. ગુજરાતી હિંદુઓએ ઉલુગખાન અને અલપખાનમાં ઝાઝો ફેર જોયો નહિ.

મારા નમ્ર મત પ્રમાણે ભૂલ થવાનું બીજું કારણ આ છે કે પ્રથમથી જ ફરિસ્તાએ આ બાબતમાં જોઇતી ચોકસાઇ કરી નહિ. ફરિસ્તાએ બન્ને સ્થાને ઉલુગખાન નામ વાપર્યું. અને તે બે નામોનો ભેદ બતાવવા નામની આગળ 'નાઝીમ' કે 'વાલી' શબ્દ ઉમેરી દીધા. પરંતુ ખરૂં નામ તેણે કોઇપણ ઠેકાણે લીધું જ નહિ. આ ઉપરથી તેના પછીના ઇતિહાસકારોમાં ખોટી સમજ ઉભી થઇ. કેમકે તેના પછી હિંદુસ્તાનમાં જે જે ઇતિહાસના પુસ્તકો રચાયાં તેમાંનો મોટો ભાગ તેને અનુસરનાર છે. પણ ખુદ ફરિસ્તાએ આમ કેમ કર્યું તેના જવાબમાં મને તેની સહેજ ઓછી કાળજી જણાય છે. કેમકે 'ફરિસ્તા'ને બરાબર ધ્યાનપૂર્વક જોતાં તેમાં સાચું લખ્યું છે તે જણાઇ આવે છે પણ તેની ઓછી કાળજીએ બીજાઓને ભૂલથાપમાં નાખી દીધા.

એક આ પણ વાત છે કે લોકોને ઉલુગ અને અલપના અર્થો નહિ આવડતા હોવાથી ભૂલ થવાનું સ્વાભાવિક કારણ ઉપસ્થિત થયું. એટલે આ બીનાને સ્પષ્ટ કરવા આ શબ્દો વિષેની તપાસ નીચે જણાવવામાં આવે છે.

તુર્કી ભાષામાં ઉલુગનો અર્થ મહાન થાય છે. કવિ તબાતબાએ પરમેશ્વરના અદ્વૈત-વિષે એક કાવ્ય લખ્યું છે. તેમાં તે ઇશ્વરને સુલતાન 'ઉલુગ (મહાન સુલતાન) તરીકે સંબોધે છે.

તુર્કી ભાષામાં અલપનો, અર્થ બહાદુર થાય છે. તે ઉપરથી અલપઅરસલામ અથવા કઝલઅરસલામ એટલે બહાદુરસિંહ અથવા રાતોસિંહ એવો અર્થ નીકળે છે. એક તુર્કી શબ્દ અકત છે તેનો અર્થ નાનો થાય છે. ચોથો તુર્કી શબ્દ કતલગ છે તેને વચ્ચે કે દરમિયાનના અર્થમાં વાપરવામાં આવે છે.

અકતખાન કે કતલગખાનના ખિતાબો વહેંચવામાં આવતા હોય તે સંભવિત છે; પરંતુ ઉલુગખાન અને અલપખાનના ખિતાબો આપવામાં આવતા હતા તે વિષે હવે શંકાને સ્થાન નથી. મુસલમાન બાદશાહોએ તે નામોને ખિતાબ તરીકે વાપર્યાં છે. અને મુખ્યત્વે કરીને તુર્ક ખાનદાનમાં તેનો અધિક વપરાશ રહ્યો છે. પરંતુ મોગલોએ તેનો વપરાશ કર્યો હોય તેમ લાગતું નથી. ઇતિહાસથી માલમ પડે છે કે નાસિરૂદ્દીન મહમુદના વખતમાં ગયાસુદ્દીન બલબનને ઉલુગખાનનો ખિતાબ હતો. અલાઉદ્દીન ખીલજીના વખતમાં અલમાસ બેગ ઉલુગખાન બન્યો. સુલતાન ગયાસુદ્દીન તઘલકના જમાનામાં તેનો દીકરો મહમદ તઘલક ઉલુગખાન કહેવાયો. મતલબ કે ઉલુગખાન અને અલપખાન તે સમયના ખિતાબો હતા અને તેને મેળવવા કેટલાક ઉમરાવો ભાગ્યશાળી થતા. તે બન્ને ખિતાબો આધુનિક સમયના અમીરૂલ ઉમરા કે ધી ગ્રેટ લોર્ડના અર્થમાં વપરાતા હતા. પાછળનો ઇતિહાસ તપાસતાં ગાદી ઉપર આવતાં સૌથી પહેલાં મહમદ અલાઉદ્દીન ખલજીએ અલમાસ બેગને ઉલુગખાન, સજરને અલપખાન અને મલેક નુસરતને નુસરતખાનના ખિતાબો આપી તેમની પ્રતિષ્ઠામાં વધારો કર્યો કેમકે આ લોકોની તનતોડ સેવાને લીધે અલાઉદ્દીન રાજ્યનો માલીક થયો તથા દેશ- તેના કબજે રહી ખંડણી ભરતો બન્યો અને તુર્કોમાં અલાઉદ્દીનની ધાક તથા બીક કાયમ થયાં.

આ ચારે ઉમરાવોની હયાતીમાં સંજર ફક્ત અલપખાનના નામે ઓળખાતો હતો. જ્યારે ઝફરખાન નુસરતખાન અને ઉલુગખાન મરણ પામ્યા અને તેમની જગ્યા ખાલી પડી તો અલ્લાઉદ્દીને તે હોદ્દા ઉપર બીજાઓને ચઢાવવાનો વિચાર કર્યો; પરંતુ ઉમરાવોનું બળ વધી જવા પામે નહિ તેનો તેને ભય રહેતો હતો છતાં સરદારોને તેમની સેવાનું પારિતોષક આપ્યા વિના છૂટકો ન હતો. જુના સરદારો પૈકી ગણ્યા ગાંઠ્યા જ હયાત હતા. તે વખતે તેના ખાનદાનમાં યોગ્ય અનુભવી નર અલપખાન જ હતો. ઈ. સ. ૭૦૪ માં મલેક ગાઝી (ગયાસુદ્દીન) તગલક, અયતુલમુલ્ક મુલતાની અને અલપખાને મોટી બહાદુરીથી મોગલોને પૂઠભેર પાછા વાળ્યા. આ સેવાના બદલામાં ગયાસુદ્દીનને પંજાબ અને મુલતાનનો ગવર્નર અને માલવા જીત્યા પછી અયતુલ મુલ્કને માલવાનો ગવર્નર બનાવવામાં આવ્યા. અલપખાનને તે એક મોટા પ્રાંતનો હાકેમ હોવાથી અમીરૂલ ઉમરા અથવા ઉલુગખાનનો ખિતાબ બક્ષીસ કરવામાં આવ્યો.[૧] તેને એક મોટું લશ્કર સોંપાયું અને ગૂજરાત તરફ પ્રયાણ કરવાની વરધી અપાઇ. આ જ હોદ્દો છેવટે મલેક કાફુરને મળ્યો હતો. ફરિસ્તા દરેક ઠેકાણે ઉલુગખાન લખે છે તેનું કારણ પણ આ જ છે. બીજાઓએ તેનું અનુકરણ કરી એ જ શબ્દનો વપરાશ જારી રાખ્યો. આમ બનવું તે કેવળ સંભવિત છે. ફરિસ્તાએ પોતાની સહેજ ઓછી તપાસથી અલમાસ બેગ ઉલુગખાન અને મલેક સંજર ઉલુગખાન (પહેલાનો અલપખાન)થી વાચકોને સંશયમાં નાંખી દીધા છે. અને લોકો ભૂલથી બન્ને એક જ છે એમ સમજવા લાગ્યા. ફરિસ્તાએ કોઇ પણ ઠેકાણે સંજર અથવા અલપખાન નામ લીધું હોત તો આ ભૂલ સુધરી શકત; પરંતુ તેણે એમ કર્યું જ નથી. તેથી સાધારણ લોકોમાં ખરી વસ્તુસ્થિતિથી કેવળ વિરોધી વાત ઉપસ્થિત થઇ.

# ઉલુગખાન અને અલપખાન.

[ આચાર્ય શ્રીજિનવિજયજી ]

ગૂજરાતના હિંદુ સામ્રાજ્યને નષ્ટ કરવા માટે દીલ્હીના બાદશાહ અલા–ઉદ્–દીન ખીલજીએ જે સરદારને અણહિલપુર પાટણ ઉપર મોકલ્યો હતો તેના નામના વિષયમાં ઇતિહાસના પુસ્તકોમાં એક પ્રકારનો ગોટાળો ચાલ્યો આવે છે. એ ગોટાળો દૂર કરવા માટે અધ્યાપક અબુ ઝફર નદવીએ આ અંકમાં (પૃ. ૨૫૩) એક લેખ લખ્યો છે અને તેમાં ફારસી અને અરબી તવારિખોના લખાણોનો ઊહાપોહ કરી આ બાબત ઉપર ચોક્કસ નિર્ણય આપ્યો છે.

અધ્યાપક નદવીએ પોતાના લેખની સામગ્રી એકત્રિત કરતી વખતે, હિંદુ લેખોમાં આ બાબતના ઉલ્લેખો ક્યાં ક્યાં છે, અને તે કેવા પ્રકારના છે તે જાણવા માટે મને પૂછ્યું. તપાસ કરતાં તેના પરિણામે મારી જાણમાં જે જે ઉલ્લેખો આવ્યા છે તે હું આહ આપવા પ્રયત્ન કરૂં છું.

અલા–ઉદ્–દીને ગૂજરાત ઉપર લશ્કર મોકલ્યું તેની હકીકત મુખ્ય કરીને કાન્હડદે પ્રબંધમાં આપેલી છે. કાન્હડદે પ્રબંધની રચના વિ. સં. ૧૫૧૨માં એટલે પાટણની હિંદુ-સત્તા નષ્ટ થયાં પછી લગભગ ૧૫૦ વર્ષે થએલી છે. એ પ્રબંધનો કર્તા કવિ પદ્મનાભ પ્રારંભમાં જ, ગૂજરાતનું સામ્રાજ્ય કેમ નષ્ટ થયું તેની વિગત આપે છે. પ્રબંધનો મુખ્ય વર્ણ્ય વિષય તો જાલોરના ચોહાણ રાજા કાન્હડદેની કીર્તિ કથવાનો છે. તેથી પાટણના નાશની હકીકત બહુ વિગતથી લખવાનો તેને પ્રસંગ નથી. પણ જે અમલદારે પાટણની સત્તાને નષ્ટભ્રષ્ટ કરી તેણે જ જાલોરની સત્તાનો પણ અંત આણવાનો ઉપક્રમ કર્યો હતો; તેથી એ પ્રસંગનો પૂર્વ પરિચય આપવો કવિને અવશ્ય પ્રાપ્ત હોવાથી તેણે પ્રથમ પાટણના નાશની હકીકત વર્ણવી છે.

ગૂજરાતના સામ્રાજ્ય ઉપર પ્રથમ આક્રમણ કરનારનું નામ પદ્મનાભ "અલૂખાન" એવું આપે છે. ઉદાહરણ તરીકે નીચેની કડીઓ બસ થશેઃ

वडु वीर वख्यात वदीउ महमूँद साहनु केडु :
अलूखान वलवन्तुँ बन्दउ महुँल माँहिं तेडु : ॥३५॥

अलूखान वलवन्तुँ बान्दु तास दीउं फुरमाण;
गूजराति ऊपरि दल न्युधा; बीडकँ दीऊं सुरताणि ॥ ३६ ॥

माधव महितु साथि मोकल्यु पोसातु परधान;
मोटा मीर मलिक मेलावइ दीधा खोजा खान ॥ ३७ ॥

( કાન્હડદે પ્રબંધ, રા. બ. પી. દેરાસરી.સંપાદિત પૃ. નં. ૪. )

આ કડીઓ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સુલ્તાન અલ્લા-ઉદ્-દીને ગૂજરાતનાં પદભ્રષ્ટ થએલા પ્રધાનં માધવના કહેવાથી ગૂજરાત ઊપર 'અલૂખાન'[1] નામના પોતાના બલવાન્ બંદા (સેવક)ને મોટું લશ્કર આપી મોકલી આપ્યો હતો. આ સેનાધિપતિ "અલૂખાન" નો બાદશાહ સાથે કોઇ પ્રકારના સગપણનો સંબંધ હતો કે કેમ તેનો ઉલ્લેખ એ પ્રબંધમાં ક્યાંએ દૃષ્ટિગોચર થતો નથી; તેમ જ પાટણને તાબે કર્યા પછી તેનો કારભાર કોના હાથમાં સોંપાયો હતો એનો પણ કોઇ નિર્દેશ એ પ્રબંધમાં નથી.

જાલોરના ચૌહાણ વીર કાન્હડદેની કીર્તિનું વર્ણન કરવા માટે જેમ પદ્મનાભે ગૂજરાતીમાં કાન્હડદે પ્રબંધ રચ્યો છે તેમ જ રણથંભોરના ચૌહાણ રાજા વીર હમ્મીરની કીર્તિના વર્ણન માટે, નયચંદ્રસૂરિ નામના જૈન વિદ્વાને સંસ્કૃતમાં हमीरमहाकाव्य નામનું એક કાવ્ય લખ્યું છે. એ કાવ્યની એક પ્રતિ સં. ૧૫૪૨ માં લખેલી મળી છે તે ઉપરથી, પદ્મનાભ અને નયચંદ્ર બંને લગભગ સમકાલીન જેવા જ જણાય છે. કવિ પદ્મનાભની માફક નયચંદ્રસૂરિએ પણ, અલ્લા-ઉદ્-દીનની સેનાના હાથે રણથંભોરના રાજ્યનો કેમ નાશ થયો તેનું કાવ્યશૈલીએ વિગતથી વર્ણન કર્યું છે.

જાલોરની માફક રણથંભોર ઊપર પ્રથમ ચઢાઇ કરનાર સેનાપતિ પણ તે જ હતો. હમીરમહાકાવ્યમાં એનું નામ "ઉલ્લૂખાન" એવું આપ્યું છે, અને સાથે તેને બાદશાહ અલ્લા-ઉદ્-દીનનો સોદર એટલે ભાઇ જણાવ્યો છે. જે શ્લોકોમાં એનો પ્રથમ પરિચય આપવામાં આવ્યો છે તે આ પ્રમાણે છે;—

> इतश्च शत्रुहृद्भल्ल्यां दिल्ल्यां शकमतल्लिका ।
> वभूवाल्लावदीनाख्यो व्याख्यः शौर्यवतां धुरि ॥ १०० ॥
> ज्ञातभूपस्वरूपेण तदा तेन स्वसोदरः ।
> उल्लूखानाख्यया ख्यातो जगदे जगदेकचित् ॥ १०१ ॥

(हमीरमहाकाव्य, નારાયણ જનાર્દન કીર્તને સંપાદિત, સન ૧૮૭૯, પૃષ્ઠ ૮૦. સર્ગ ૯.)

બીજી પણ ઘણી જગ્યાએ એ કાવ્યમાં 'ઉલ્લૂખાન' નો બાદશાહના ભાઇ તરીકે નિર્દેશ કરેલો છે. 'ઉલ્લૂખાન' સિવાય બાદશાહના એક બીજા પણ ભાઇનો ઉલ્લેખ એ કાવ્યમાં કરેલો છે અને તેનું "નિસુરત્તખાન" એવું નામ આપેલું છે. ચૌહાણ વીર હમીરની સાથેની પ્રથમની લડાઇમાં ઉલ્લૂખાને હાર ખાધી હતી તેથી બાદશાહે બીજીવાર વધારે

---

૧ આ આખા પ્રબંધમાં બધી જગ્યાએ, આ ચઢાઇ કરનાર માણસનું નામ "અલૂખાન" એવું જ આપવામાં આવ્યું છે,છતાં એ પ્રબંધના વિદ્વાન્ સંપાદક શ્રી દેરાસરીએ ગ્રંથસારમાં બધે ઠેકાણે "અલફખાન" એ નામનો પ્રયોગ કર્યો છે. તેનું કારણ સમજાતું નથી. કદાચિત પ્રચલિત ઇતિહાસનાં પુસ્તકોમાં આ નામનો પ્રયોગ કરેલો હોવાથી તેને જ લક્ષ્યમાં રાખીને શ્રીયુત દેરાસરીએ પણ એ જ નામ વાપરવું ઉચિત ધાર્યું હોય. લેખક.

મોટું સૈન્ય આપી ઉલ્લૂખાન અને નિસુરત્તખાન એ બંને પોતાના ભાઈઓને રણથંભોર સર કરવા મોકલ્યા હતા. યથા—

ततोऽनुजौ स्फारभुजौ शकानामधीश उल्लू–निसुरत्तखानौ ।
इदं महावीर्यं वितीर्य सैन्यं अचीचलत् जेतुममुं हमीरम् ॥ ७ ॥

.... .... ... ...

लब्ध्वा सहायं निसुरत्तखानं ज्वलन् क्रुधोल्लूपपदः स खानः ।
इयेष मूलादपि वैरिवंशान् दग्धुं हृद्भानुरिवाहिकान्तम् ॥ ९ ॥

(हमीरमहाकाव्य, सर्ग ११, पृ. ९६.)

કાન્હડદે પ્રબંધ અને હમીર મહાકાવ્ય એ બન્નેના કથન પ્રમાણે પાટણ, જાલોર, અને રણથંભોર એ ત્રણે હિંદુ રાજધાનીઓ ઊપર પહેલો હુમલો લાવનારનું નામ અલૂખાન કે ઉલ્લૂખાન એવું હતું એ ઉપરના અવતરણોથી સ્પષ્ટ જોઇ શકાય છે; અને સાથે હમીરકાવ્યના કર્તાના કથન પ્રમાણે એ બાદશાહનો ભાઈ થતો હતો એમ પણ સાબીત થાય છે.

આ ઉલ્લેખો તો હકીકત બન્યા પછી લગભગ દોઢ સૈકા પછીના છે. તેથી એ કરતાં કોઇ વધારે પ્રાચીન, અર્થાત્ ઉપરની બીનાના સમયની અપેક્ષાએ વધારે નિકટ સમયનો પણ આ બાબતનો કોઇ ઉલ્લેખ મળે છે કે કેમ તેની તપાસ કરતાં સદ્ભાગ્યે એવો પણ એક ઉલ્લેખ મળી આવ્યો છે. જે ગ્રંથમાં એ ઉલ્લેખ આવેલો છે તેનું નામ **तीर्थकल्प** છે. એ ગ્રંથ જિનપ્રભ નામના એક જૈન વિદ્વાને બનાવેલો છે. જિનપ્રભસૂરિ અલા–ઉદ્–દીનના સમકાલીન હતા એટલું જ નહિ પણ ખુદ દિલ્લીમાં પણ તેઓ એ જમાનામાં કેટલોક સમય રહ્યા હતા. અલા–ઉદ્–દીન પછી દિલ્લીની ગાદીએ તુઘલખ વંશનો બીજો બાદશાહ જે મહમ્મદ કરીને થયો તેના તો દરબારમાં પણ આ આચાર્ય ઘણી વખત જતા આવતા હતા, અને એ બાદશાહ એમને બહુમાન આપતો હતો. એટલે એમના લખાણમાં એ સંબંધી જે હકીકત હોય તે અપેક્ષાએ વધારે વિશ્વસનીય ગણાય. એ વિદ્વાને હિંદુસ્થાનના ઘણા ભાગોમાં મુસાફરી કરી હતી, અને એ મુસાફરી દરમ્યાન દક્ષિણ, ગૂજરાત, માલવા, મારવાડ, દિલ્લી પ્રાંત, મધ્યપ્રાંત, યુક્તપ્રાંત અને બંગાળ તથા બીહાર પ્રાંતમાં જે જૈન તીર્થસ્થાનો એમની નજરે પડયાં તે બધાંની નવી–જૂની હકીકત આપતો ઉપર્યુક્ત **तीर्थकल्प** નામનો ગ્રંથ રચ્યો છે. એ ગ્રંથમાં નાના–મોટાં એવાં સાઠેક તીર્થસ્થળોનું વર્ણન છે. વર્ણન બધું ઐતિહાસિક અને પૌરાણિક હકીકતોના મિશ્રણ જેવું છે. એ ગ્રંથ કકડે કકડે લખાયો છે અને પૂરો થતાં લગભગ ૪૦ કરતાં વધારે વર્ષો થયાં હોય તેમ લાગે છે; કારણ કે એમાંના એક કલ્પની બનાવ્યાની સાલ જ્યારે સંવત્ ૧૩૫૧ છે ત્યારે અન્ય એક કલ્પની રચના–સાલ ૧૩૮૯ છે. જિનપ્રભસૂરિના જ કથન પ્રમાણે અલા–ઉદ્–દીને ગૂજરાત ઊપર પ્રથમ ચઢાઇ સંવત ૧૩૫૬

માં કરી હતી. તે હિસાબે એ ચઢાઇ પહેલાં ઓછામાં ઓછી પાંચ વર્ષ અગાઉ એ ગ્રંથની રચના શરૂ થઈ ગઇ હતી; અને અલા–ઉદ્–દીનના મૃત્યુ પછી પણ લગભગ ૧૮–૨૦ વર્ષે આની પૂર્ણાહુતિ થઇ હતી. એ બધા કથનનો સાર એ છે કે અલા–ઉદ્–દીનની સંપૂર્ણ કારકીર્દી એ આચાર્યે નજરે જોઇ હતી.

અલા–ઉદ્–દીનના લશ્કરે ગૂજરાત મારવાડ આદિ દેશો ઉપર કરેલી ચઢાઇ દરમ્યાન જૈનોના જે જે પ્રસિદ્ધ તીર્થ સ્થળોને નષ્ટ ભ્રષ્ટ કર્યાં હતાં તેનું સૂચન તે તે તીર્થના કલ્પ ( એટલે વર્ણન ) માં એ આચાર્યે ખાસ કરીને કર્યું છે. મારવાડના જોધપુર રાજ્યમાં સાચોર કરીને એક જૂનું ગામ છે. એ ગામનું પ્રાચીન સંસ્કૃત નામ સત્યપુર છે. ત્યાં આગળ જૈન ધર્મના અંતિમ તીર્થંકર મહાવીરસ્વામીનું એક ઘણું પ્રાચીન મન્દિર હતું. એ મન્દિરનું અને એના અંગે એ સ્થળનું મહાત્મ્ય ઘણું માનવામાં આવતું. હિંદુઓમાં જેટલું મહાત્મ્ય સોરઠના સોમનાથનું હતું તેટલું જ મહાત્મ્ય જૈનોમાં એ સત્યપુરના મહાવીર દેવનું હતું. એ સત્યપુર તીર્થનું વર્ણન કરનારું સત્યપુરકલ્પ નામનું એક આખું પ્રકરણ તીર્થકલ્પમાં જિનપ્રભસૂરિએ લખ્યું છે. અલા–ઉદ્–દીનના લશ્કરે સોરઠના સોમનાથની માફક સત્યપુરના મહાવીરના મંદિરને પણ ભ્રષ્ટ કર્યું હતું અને તેમાં પ્રતિષ્ઠિત મહાવીરની પ્રાચીન મૂર્તિને દિલ્હીમાં લઇ જઇને નષ્ટ કરી હતી. આ બનાવની વિગત આપતાં એ આચાર્ય લખે છે કે–

अह तेरसयछप्पन्नविक्कमवरिसे [ वि. सं. १३५६ ] अल्लावदीन सुरताणस्स कणिट्ठो भाया उलूखान नामधिज्जो ढिल्लीपुराओ मंतिमाहव-पेरिओ गुज्जरधरं पट्ठिओ। चित्तकूडाहिवई समरसीहेण दंडं दाउं मेवाड देसो [जया] तया रक्खिओ। तओ हम्मीरजुवराओ वग्गडदेसं मुहडासयाइं नयराणि भंजिअ आसावल्लिए पत्तो। कण्णदेवराओ अ नट्ठो। सोमनाहं च घणवाएण भंजित्ता गड्डुए रोविऊण ढिल्लीए पेसेइ। पुणो वामणथलीए गंतुं मंडलिक-राणयं दंडित्ता सोरट्ठे निअआणं पयट्टावित्ता आसावल्लीए आवासिओ। मढमंदिर देउलाईणि पज्जालेइ। (तीर्थकल्प, बिब्लिओथिका इन्डिका, नं. १४५९, पृ. ९५-६)

તાત્પર્યાર્થ—વિક્રમ સંવત્ ૧૩૫૬ માં અલા–ઉદ્–દીન સુલતાનનો નાનો ભાઇ નામે ઉલૂખાન મંત્રી માધવની પ્રેરણાથી દિલ્લીથી ગૂજરાત તરફ રવાના થયો. રસ્તામાં પડતા ચિતોડના રાજા સમરસિંહે દંડ આપીને પોતાના મેવાડ દેશની જેમ તેમ રક્ષા કરી. ત્યાંથી એ હમીર યુવરાજ (એટલે ઉલૂખાન) બાગડદેસ અને મોડાસા આદિ શહેરોને ભાંગતો આસાવલી (હાલના અમદાવાદની જ જગ્યાએ આવેલી ગૂજરાતની બીજી રાજધાની જેવી ગણાતી નગરી) માં પહોંચ્યો. ગૂજરાતનો રાજા કર્ણદેવ નાસી છૂટ્યો. ત્યાંથી પછી તેણે સોમનાથ ઉપર ચડાઇ કરી. ઘણના ઘા મારી મારી સોમનાથનો ભંગ કર્યો, અને ગાડામાં ઘાલી તેને દિલ્હીએ મોકલી દીધો.

પછી ત્યાંથી વામનસ્થલી (વંથલી) એ જઈ ત્યાંના મંડલિક રાણાને દંડી; સોરઠમાં પોતાની આણ ફેરવી; અને ત્યાંથી પાછો વળી આસાવલીમાં આવીને તેણે નિવાસ કર્યો. મઠ, મંદિર, દેવળ વિગેરેને આગ લગાડી તેમનો નાશ કર્યો ઇત્યાદિ.

તીર્થકલ્પના આ ઉલ્લેખથી પ્રસ્તુત ચર્ચાનો બહુ જ સ્પષ્ટ ખુલાસો મળી આવે છે કે:-ગૂજરાત ઉપર પ્રથમ ચઢાઇ કરનાર સરદાર ઉલુગખાન હતો અને તે બાદશાહ અલા-ઉદ્-દીનનો નાનો ભાઇ થતો હતો. આ ઉલ્લેખથી એ પણ ચોક્કસ થાય છે કે એ ચઢાઇ સંવત્ ૧૩૫૬ માં થઇ હતી. ઇલીયટ કે ફિરિસ્તાના કથન પ્રમાણે ૧૩૫૩ માં નહીં. ૧૩૫૩ માં તો કર્ણદેવગાદીએ જ બેઠો હતો, એમ મેરુતુંગાચાર્યના વિચારશ્રેણિના ઉલ્લેખથી જણાય છે[1]; તેમ જ ઇડર રાજ્યમાં મળેલા મુરલીધર-મહાદેવના સંવત્ ૧૩૫૪ વાળા લેખમાં કર્ણદેવનો ઉલ્લેખ પણ મળી આવે છે.[2] તેથી જિનપ્રભે આપેલો સંવત જ બરાબર છે એમ સ્પષ્ટ જણાય છે.

દિલ્લીથી જે રસ્તે થઇને ઉલુગખાન ગૂજરાતમાં આવ્યો તેનો નિર્દેશ પણ આ અવતરણમાં કરવામાં આવ્યો છે અને તે ખાસ ઉપયોગી છે. પદ્મનાભે પણ પોતાના કાન્હડદે પ્રબંધમાં એ જ રસ્તે તેનું આવવું લખ્યું છે. દિલ્લીથી ગૂજરાતમાં આવવાનો ધોરી રસ્તો તો અજમેર ઉપરથી મારવાડમાં થઇ અરવલ્લીની નીચે નીચે છે. પણ ઉલુગખાને મારવાડનો રસ્તો ન લેતાં મેવાડનો રસ્તો લીધો હતો અને ત્યાંથી વાગડમાં (જેમાં હાલનું ડુંગરપુરનું રાજ્ય આવેલું છે) થઇ મોડાસાના માર્ગે ગૂજરાતમાં પેઠો હતો. પદ્મનાભના કથન પ્રમાણે તે પ્રથમ પાટણ આવ્યો અને ત્યાં જ કર્ણદેવનો પરાજય કરી તે શહેરને લુંટી, પછી તે આસાવલી આવ્યો હતો. પણ જિનપ્રભના કથન પ્રમાણે તે પ્રથમ આસાવલી આવ્યો હતો. ઉપર જણાવ્યા પ્રમાણે જે રસ્તે થઇને તે ગૂજરાતમાં આવ્યો હતો, તેનો વિચાર કરતાં તો જિનપ્રભનું કથન જ વ્યાજબી લાગે છે. કારણ કે મોડાસાથી ગૂજરાતમાં પેસતાં પ્રથમ સીધું આસાવલી જ પડે છે. પણ જિનપ્રભના કથનમાં એનો કશો ઉલ્લેખ નથી કે કર્ણ જે નાશી છૂટયો હતો તે પાટણથી કે આસાવલીથી; તેમ જ ઉલુગખાન પાટણ ગયો હતો કે નહીં તેનો પણ કાંઇ ખુલાસો નથી. પરંતુ મુસલમાની તવારીખોમાં, ઉલુગખાને પાટણમાં જ કર્ણ સાથે લઢાઇ કરી હતી અને તેમાં કર્ણ હારી જઇ નાશી છુટયો હતો અને તે પછી મુસલમાનોએ પાટણનો નાશ કર્યો હતો ઇત્યાદિ હકીકત વિગતથી આપેલી હોવાથી, જિનપ્રભના ઉલ્લેખને અપૂર્ણ જ માનવો જોઇએ.

ઉલુગખાન ગૂજરાતને સર કરી, જાલોર થઇ, મારવાડના રસ્તેથી દિલ્લી ગયો. પોતાની પાછળ ગૂજરાતનો બંદોબસ્ત રાખવા માટે તેણે શી વ્યવસ્થા કરી હતી તેનો કશો પત્તો નથી લાગતો. મુસલમાની તવારીખો પ્રમાણે ઇ. સ. ૧૩૦૪ માં અલા-ઉદ્-દીને અલપખાનને ગૂજરાતનો સુબેદાર નીમી પાટણ મોકલ્યો હતો; અને તેણે ૧૯-૨૦ વર્ષ સુધી

૧. જુઓ, જૈન સાહિત્યસંશોધક, ખંડ ૨, અંક ૩ માં મુદ્રિત **मेरुतुंगाचार्य विरचित स्थविरावलि-अपर-नाम-विचारश्रेणीः**; ૫.

૨. જુઓ, બુદ્ધિપ્રકાશ માસિક, પુસ્તક ૫૬, અંક ૩, પૃ. ૭૬.

એ સૂબેદારી ભોગવી હતી. આ રીતે ગૂજરાતનો પહેલો સૂબેદાર અલપખાન થાય છે. આ ઉપરથી એમ લાગે છે કે ઉલુગખાન ગૂજરાત સર કરીને પાછો ફર્યો તે દરમ્યાન ગૂજરાતના અવશેષ રહેલા રજપૂતોએ પાછળથી બંડ ઉઠાવ્યું હશે, અને જાલોરના ચૌહાણ કાન્હડદેના તોફાનને લીધે ગૂજરાતમાંના હાકેમદારોની સ્થિતિ ડામાડોળ થઇ હશે; તેથી તેની પાકી વ્યવસ્થા કરવા માટે અલા-ઉદ્-દીનને પોતાના એક મુખ્ય મદદગાર અને સિપહસાલાર જેવા અલપખાનને કાયમ ખાતે ગૂજરાત ઉપર મોકલવો પડયો હશે. આ કથનને પુષ્ટિ કરતું હોય એવું એક પ્રમાણ મેરુતુંગની વિચારશ્રેણીમાં દષ્ટિગોચર થાય છે. પ્રબંધચિંતામણિના કર્તા તરીકે મેરુતુંગને આપણે જાણીએ છીએ. સં. ૧૩૬૧ માં એણે પ્રબંધચિંતામણિ ગ્રંથ પૂરો કર્યો હતો તેથી એ પણ એ જ જમાનાનો લેખક હોવાથી એના કથનને આપણે પ્રામાણિક ગણી શકીએ. વિચારશ્રેણીના છેવટે એ લખે છે કે-"સં. ૧૩૫૩ માં કર્ણ પાટણની ગાદીએ બેઠો અને ૧૩૬૦ માં નાગર બ્રાહ્મણ માધવે ગુજરાતમાં યવનોને આણ્યા:" **१३६० यवना माधवनागरविप्रेण आनीताः** [1] ॥ ઉપર જણાવ્યું છે તેમ જિનપ્રભના કથન પ્રમાણે તો ૧૩૫૬ માં યવનો પ્રથમ ગૂજરાતમાં દાખલ થયા હતા; અને બીજી તવારીખો પ્રમાણે પણ એ મિતિ સાચી જ ઠરે છે. છતાં મેરુતુંગ જે યવનોના આગમનની સાલ ૧૩૬૦ આપે છે તેનું કારણ કદાચિત્ એ હોઇ શકે છે, કે, એ સાલમાં અલપખાન કાયમખાતે ગૂજરાતનો સૂબેદાર થઇને આવ્યો હતો અને એ જ સાલથી સદાના માટે ગૂજરાતનું પાટનગર પરાધીન બન્યું હતું; તેથી, મેરુતુંગે એ વિચારને લક્ષ્યમાં લઇ ઉક્ત વર્ષ યવનાગમન માટે લખ્યું હોય.

આટલા ઉલ્લેખો ઉલુગખાન વિષે હિંદુગ્રંથોમાં મળી આવ્યા છે, અને એ બધા સ્પષ્ટ જણાવે છે કે ગૂજરાત ઊપર પ્રથમ ચઢાઇ કરનાર ઉલુગખાન હતો; નહિં કે અલપખાન. તેથી હવે આપણે અલપખાન વિષે તપાસ કરીએ અને એના વિષે જે કાંઇ ઉલ્લેખ વગેરે મળી આવે છે તે જોઇએ.

કાન્હડદેપ્રબંધ કે હમીરમહાકાવ્યમાં તો અલપખાન વિષે કશો ઉલ્લેખ દષ્ટિગોચર થતો નથી: તેમ જ જિનપ્રભના તીર્થકલ્પમાં પણ તેનું કયાંએ નામ નથી; પણ, તેના અમલદરમ્યાનનો એક શિલાલેખ ખંભાતના સ્થંભનપાર્શ્વનાથના જૈન મંદિરમાં મળી આવ્યો છે. એ લેખ સંવત્ ૧૩૬૬ નો છે. લેખનો પ્રારંભ આ પ્રમાણે છે.[2]–

ॐ अर्हं संवत् १३६६ वर्षे प्रतापाक्रांतभूतलश्रीअलावदीनसुरत्राणप्रतिशरीरश्रीअलपखानविजयराज्ये श्री स्तंभतीर्थे........ઇત્યાદિ.

આમાં અલપખાનને અલા-ઉદ્-દીનનો પ્રતિશરીર એટલે પ્રતિ-નિધિ ( વાયસરૉય ) જણાવવામાં આવ્યો છે.

---

૧ જુઓ, જૈન સાહિત્યસંશોધક, ખંડ ૨, અંક ૩-૪; परिशिष्ट-मेरुतुंगाचार्य विरचित 'विचारश्रेणिः-अपर नाम स्थविरावली पृ० ९.

૨ ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝમાં પ્રકાશિત प्राचीनगूर्जरकाव्यसंग्रह પરિશિષ્ટ ૮, પૃ ૨૨, જુઓ.

આ અલપખાન વિષે બીજો ઉલ્લેખ **સમરરાસ** અને **નાભિનંદનોદ્ધાર પ્રબંધ**માં મળી આવે છે. આ ઉલ્લેખ વધારે વિગતવાળો હોઇ ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનો છે. અલા-ઉદ્-દીનના જમાનામાં જેમ સૌરાષ્ટ્રના પ્રખ્યાત હીન્દુતીર્થ સોમનાથનો ઉચ્છેદ થયો હતો તેમ જ જૈનતીર્થ શત્રુંજયનો પણ વિનાશ થયો હતો. શત્રુંજયના એ વિનાશની સાલ જિનપ્રભ સૂરિએ તીર્થકલ્પમાં ૧૩૬૯ ની આપી છે. તેથી જણાય છે કે એ કાર્ય પ્રથમ ચઢાઇ લાવનાર ઉલુગખાનના અમલમાં નહી પણ પ્રથમ સૂબેદાર અલપખાનના અમલ દરમ્યાન થયું હતું. આગળ આપેલા નાભિનંદનોદ્ધાર પ્રબંધના ઉલ્લેખથી આ હકીકત સ્પષ્ટ સમજાશે.

એ વખતે પાટણમાં દેસલ સાહા કરીને ઓસવાળ જાતિનો પ્રસિદ્ધ શ્રાવક રહેતો હતો. એ સાહા ઘણો ધનાઢ્ય, પ્રભાવશાલી, અને શક્તિસંપન્ન હતો. પાટણ, ખંભાત, દીલ્લી, દોલતાબાદ વિગેરે શહેરોમાં એની ઘણી મોટી પેઢીઓ ચાલતી હતી. સહજપાલ, સાહણપાલ અને સમરસિંહ એમ એને ત્રણ પુત્રો હતા. એ ત્રણે પુત્રો ઘણા સમૃદ્ધિવાન અને પ્રતાપી હતા. સહજપાલ, દેવગિરિ ( દોલતાબાદ ) ની પેઢીનો, સાહણપાલ ખંભાતની પેઢીનો અને સમરસિંહ પાટણની પેઢીનો કારભાર ચલાવતો હતો. ( સમરરાસના કથન પ્રમાણે સમર અલપખાનના અધિકાર તળે કોઇ અધિકારીની જગ્યા ઉપર કામ કરતો હોય એમ લાગે છે.) એ દરેક ભાઇનું સ્થાનિક રાજદરબાર અને લોકસમૂહમાં ઘણું માન હતું. મુસલમાનોએ શત્રુંજય તીર્થના મંદિરાદિનો નાશ કર્યો છે એ વાત જ્યારે દેસલસાહાની જાણમાં આવી ત્યારે તેને ભારે ખેદ થયો અને પોતાના ગુરુ સિદ્ધસૂરિના કથનથી તેણે ૨૭૭૦૦૦૦ રૂપિયા ખર્ચી એ તીર્થનો સંવત્ ૧૩૭૧ માં પુનરુદ્ધાર કર્યો. એ ઉદ્ધારને લગતા બે ગ્રંથો મળી આવે છે જે ઉપર જણાવ્યા પ્રમાણે **સમરરાસ** અને **નાભિનંદનોદ્ધાર પ્રબંધ** નામે પ્રસિદ્ધ છે. આમાંનો પહેલો ગ્રંથ ગૂજરાતી ભાષામાં છે અને બીજો સંસ્કૃતમાં છે. ગૂજરાતી રાસ પ્રાચીન ગૂર્જરકાવ્ય સંગ્રહમાં ( ગાયકવાડ સીરીઝ ) સદ્ગત શ્રી ચીમનલાલ દલાલે છપાવ્યો છે, અને સંસ્કૃત પ્રબંધ પં. શ્રી ભગવાનદાસ હરખચંદ ( અમદાવાદ ) હાલ છપાવે છે. આ બંને ગ્રંથોના કર્તા, એ ઉદ્ધાર કાર્યના સમયે *વિદ્યમાન હતા; અને દેસલસાહે શત્રુંજયની પુનઃ પ્રતિષ્ઠા માટે પાટણથી જે સંઘ* લઇ ગયા હતા તેમાં તે બંને સામીલ હતા. ગૂજરાતી રાસ શત્રુંજયની યાત્રા કરીને જ્યારે દેસલસાહનો સંઘ પાછો પાટણ આવ્યો તે જ વખતે રચાયો હોય તેમ લાગે છે: અને સંસ્કૃત પ્રબંધ જરા પાછળથી એટલે સાહ દેસલ અને તેના પુત્ર સમરના મૃત્યુ પછી સંવત ૧૩૯૩માં લખાયો છે. આ બંને ગ્રંથોમાં અલપખાનનો ઉલ્લેખ આવેલો છે, કારણ કે તેની અનુમતિ લઇને જ દેસલસાહે પોતાના પુત્ર સમરની સહાયતાથી શત્રુંજયની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી. આ હકીકતને લગતાં અવતરણો જો કે જરા લાંબા છે તો પણ તે ઐતિહાસિક દૃષ્ટિએ રસિક અને મહત્ત્વનાં હોવાથી અહિં આપ્યાં છે. પ્રથમ ગૂજરાતી રાસનો ઉલ્લેખ લઇએ—

**गोसलसुति आवासु कियउ अणहिल्लपुरनयरे,**
**पुन्न लहइ जिम रयणमाहि नरसमुद्रह लहरे.**

चउरासी जिणि चउहटा वर वसहि विहार;
मढ मंदिर उत्तंग चंग अनुपोलि पगार.
तहि अछइ भूपतिहिं भुवण सतखणिहि पसत्थो;
विश्वकर्मा विज्ञानि करिउ थोइउ नियहत्थो.
अमियसरोवरु सहसलिंगु इकु धरणिहिं कुंडलु;
कित्तिखंभु किरि अवररेसि मागइ आखंडलु.
अज्जवि दीसइ जत्थ धम्मु कलिकालि अगंजिउ;
आचारिहि इह नयरतणइ सचराचरु रंजिउ.
पातसाहि सुरताणभिवु तहिं राजु करेइ;
अलपखानु हींदूअह लोय घणु मानु जु देइ.
साहुराय देसलह पूतु तसु सेवइ पाय;
कला करी रंजविउ खानु वहु देइ पसाय.
मीरि मलिकि मानयइ समरु समरथु पभणीजइ;
पर उवयारियमाहि लीह जसु पहिली य दीजइ.
जेठ सहोदरि सहजपालि निज प्रगटिउ सहजू;
दक्षणमंडलि देवगिरिहि किउ धम्मह वणिजू.
चउवीस जिणालय जिणु ठविउ सिरि पास जिणिंद
धम्मधुरंधरु रोपियउ धर धरमह कंदो.
साहणु रहियउ खंभनयरि सायर गंभीरे;
पुव्व पुरिस कीरितितरंडु पूरइ परतीरे.

( तृतीय भाषा. )

निसुणऊ ए समइ प्रभावि तीरथरायह गंजणउ ए;
भवियह ए करुणाराविं नीठुरमनु मोहि पडिउ ए;

समरऊ ए साहसधीरु वाहविलग्गउ वहू अ जण;
वोलई ए असमवीरु दूसमु जीपइ राउतवट ए.
अभिग्रहू ए लियइ अविलंवु जीविय-जुव्वण-वाहवलि;
उधरऊ ए आदिजिणविंवु नेमु न मेल्हउ आपणउ ए.
भेटिवऊए तउ खानखानु सिरु धूणइ गुणि रंजियउ ए;
वीनती ए लागु लउ खानु पूछए पहुता केण कज्जे;
सामिय ए निसुणि अडदासि आसालंवणु अह्मतणउ
भइली ए दुनिय निरास हज भागी य हींदूअतणी ए,
सामिय ए सोमनयणेहिं देखिउ समरा देइ मानु.
आपिऊ ए सव्वयणेहिं फुरमाणु तीरथ मांडिवा ए;
अहिदर ए मलिक आएसि दीन्हले श्रीमुखि आपण ।
खतमत ए खान पएसि किउ रलियाइत्तु घरि संपत्तो,
पणमइए जिणहरि गउ समणसंघा तहि वीनविउ ए.

(પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહ, પાન ૨૯-૩૦)

तदा तत्र सुरत्राणोऽल्लावदीनो नदीनवत् ।
उद्वेलद्वाजिकल्लोलोर्वराव्यापी नृपोऽभवत् ॥

यः श्रीदेवगिरौ गत्वा बद्ध्वा च तदधीश्वरम् ।
न्यवेशयत्तं तत्रैव जयस्तंभमिवात्मनः ॥

सपादलक्षाधिपतिं वीरं हम्मीरभूपतिम् ।
हत्वाऽभिमानिनं सर्वं तत्सर्वस्वमुपाददे ॥

श्रीचित्रकूत (कूट ?) दुर्गेशं बद्ध्वा लात्वा च तद्धनम् ।
कण्ठबद्धकपिमिवाभ्रामयत्तं पुरे पुरे ॥

गूर्जरात्राधिपः कर्णः स्तूर्णं यस्य प्रतापतः ।
न० वा गतो विदेशेषु भ्रान्त्वाऽथो रंकवन्मृतः ॥

ईशो मालवकस्यापि दुर्गस्थो बहुवासरान् ।
बंदीव निन्ये तत्रैव मृतः पौरुषवर्जितः ॥

कर्णाट-पांड्डविषयं तिलंगादि महीपतीन् ।
यः समस्तान् वशीचक्रे शक्रविक्रमभासितः ॥

समियानक-जावालिपुरमुख्यानि योऽगृहीत् ।
स्थानानि विषमाणीह तेषां संख्यां करोति कः ॥

पर्पराधिपसैन्यानि भ्रमंति विषये निजे ।
तथा चकार न यथा तत्सैन्यं पुनरागमत् ॥
प्रसादपात्रं तत्रास्ते सुरत्राणमहीपतेः ।
सेवकोऽलपखानाख्यः पत्तने नरनायकः ॥
विहितमोषितपती रिपुनारीजनोऽस्य न ।
निद्राति निद्रयाश्रान्त श्रवदश्रुविलोचनः ॥
यस्यास्य राजपत्न्योऽपि वंदीभावमुपागताः ।
गौरवं निगदंतीव क्वणत्कंकणनिस्वनैः ॥
तस्य श्रीसमरसिंहः साधुदेसलनन्दनः ।
विदधाति सदा सेवां सर्वकार्यकरी हि सा ॥
भूपोऽपि तद्गुणप्रीतः प्रीतिर्धन्याविवाकरोत् ।
तस्मिन् साधौ, यतो नृणां गुणा गौरवकारणम् ॥

કંકણોના રણકારથી જાણે એનાં યશોગાન કરતી હોય એવી કેટલીએ રાજરાણીઓ એમી બાંદીઓ થઇને રહેલી છે.

એ અલપખાનની સાહા દેસલનો પુત્ર સમરસિંહ સદા સેવા કર્યા કરે છે. કારણ કે તે સર્વ કાર્યની કરનારી છે. રાજા અલપખાન પણ એના ગુણોથી ખુશ થઇને ભાઇની માફક એની સાથે પ્રીતિ રાખે છે; કેમ કે ગુણો જ મનુષ્યોના ગૌરવનાં કારણ હોય છે"

આ વર્ણન પછી, આગળ, મ્લેચ્છોના સૈન્યથી શત્રુંજયના ધ્વંસની હકીકત અને તે સાંભળી સાહા દેસલને થએલા સંતાપનું વર્ણન આવે છે. સાહ દેસલ પોતાના ધર્મગુરુ સિદ્ધસૂરિ પાસે જાય છે અને તીર્થધ્વંસની વાત કરે છે. પછી ગુરુ શત્રુંજયનું મહાત્મ્ય અને પૂર્વે મંત્રી બાહડ આદિએ કરેલા ઉદ્ધારનું વર્ણન કહી સંભળાવે છે. તે સાંભળી સાહા દેસલ શત્રુંજયનો પુનરુદ્ધાર કરવાની પ્રતિજ્ઞા લે છે, અને ઘેર આવી પુત્ર સમરસિંહને તે કાર્યની બધી તૈયારી કરવાનું કહે છે. સમરસિંહ પણ ઉત્સાહપૂર્વક પિતાની ઇચ્છાનું અનુમોદન કરે છે, અને જ્યાં સુધી એ કાર્ય પાર ન પડે ત્યાં સુધી કેટલાક નિયમો પાળવાની તે પણ પ્રતિજ્ઞા લે છે. પછી એ પોતાના પિતાને, અલપખાનને ભેટણાં આદિ આપી તેનું મન ખુશ કરી તેની પાસેથી તીર્થોદ્ધારની અનુમતિ આપનારું ફરમાન કરાવી લાવવા વિગેરેની વાત કહે છે.

પ્રસ્તુત લેખમાં તો આપણને અલપખાનને લગતી હકીકત સાથે જ સંબંધ હોવાથી, શત્રુંજયના ઉદ્ધારની બાકીની એ બધી વિગતને છોડી દઇ; સમરસિંહ જે રીતે અલપખાન પાસેથી તીર્થોદ્ધાર બાબતનું ફરમાન કરાવી લેવા માટે ગયો અને અલપખાને જે રીતે એ કાર્યમાં એને અનુકૂળતા કરી આપી તેનું વર્ણન જોઇએ. એ વર્ણન પ્રબંધકારે આ પ્રમાણે કર્યું છેઃ—

तात ! श्रीमन्तमलपपानं सन्तोष्य नायकम् ।
आददेऽहं स्फुरन्मानं तीर्थस्योद्धृतिहेतवे ॥
तथादिश यथा सारोपायनैस्तोषयामि तम् ।
नृपप्रसादः कार्यस्य सिद्धौ यन्मुख्यकारणम् ॥
कुरु स्वैरं वत्स ! यत्ते रोचते शुभायति ।
यतः प्रमाणं सर्वत्र त्वमेव विहितो मया ॥
ततः श्रीसमरसिंहोऽलपपानमुपायनैः ।
मणिमुक्ताफलस्वर्णवसनाभरणादिभिः ॥
अन्यैश्च विविधैर्वस्तुनिकरैरात्मना सह ।
गृहीतैर्गूर्जरोर्वीशमाशिश्रये शुभे दिने ॥ युग्मम् ।
तं निरीक्ष्यालपपानो भूपतिः स्वरमागतम् ।
मुमुदे नितरां यद्वा तदाप्तौ को न माद्यति ॥

हस्तमुल्लास्य सोल्लासं प्रोचे प्रोच्चैः स्वरं नृपः ।
आगच्छागच्छ भो भ्रात ! शीघ्रं शीघ्रमिहाग्रतः ॥
निरीक्ष्य तं स्वामिहर्षमादरं च तथाविधम् ।
साधुस्तं शकुनं मेने कार्यसिद्धेर्विधायकम् ॥
प्राभृतानि पुरस्तस्य सद्यः साधुरढौकयत् ।
विलोक्यालपखानोऽपि ढौकनं मुमुदेतराम् ॥
प्रसन्नोऽलपखानोऽपि प्रोचे भ्रातः ! कथं वद ।
उपायनमिदानीं मे विहितं भवता महत् ॥
भवान् मे सदाभीष्टो मदादिष्टविधायकः ॥
अवारितागमस्तत्र तत्सखे ! वद कारणम् ॥
प्रणम्य समरः प्रोचे प्रसन्नश्चेद् भवान् विभो ! ।
याचितं दास्यते तदा याचे किञ्चिन्मनीषितम् ॥
सोऽप्याह समर ! त्वत्तो नापरः स्वसुतोऽपि मे ।
संमतोऽस्ति ततः स्वैरं निर्विचारं विमार्गय ॥
अथ विज्ञपयामास समरः साधुपुंगवः ।
स्वामिंस्तव वलैर्भग्नं तीर्थं नो विमलाचलम् ॥
तीर्थेऽत्र विद्यमाने यत्समस्ता हिंदुका जनाः ।
यात्रां कृत्वा धर्महेतोर्व्ययन्ति स्म धनं निजम् ॥
तत्र गत्वा च दीनान्नॄन् दुःस्थितानपि भोजनैः ।
*हिंदुकास्ते प्रयन्ति स्म सर्वदा सर्वकामितैः ॥*
तदादिश यथा तीर्थस्योद्धारं कारयाम्यहम् ।
भंजनाद् घटनाद् वापि त्वं नवीनो विधिर्भव ॥
श्रीमानलपखानोऽपि प्रीतिमान् समरोपरि ।
उवाच वाचं तुष्टोऽस्मि विधेहि स्वमनीषितम् ॥
तुष्टोऽसि यदि तत्स्वामिन् ! स्फुरन्मानं समर्प्पय ।
निष्प्रत्यूहं यथा मे स्यात्कार्यमित्याह स स्मरः ॥
स गूर्जरधराधीशो बहिरामाभिधं ततः ॥
आदिशन्मलिकं साधोः स्फुरन्मानस्य साधने ॥

विशेषतस्तस्य साधुः प्राणेभ्योऽप्यधिकप्रियः ।
अतः प्राप्य स आदेशं तत्र कार्ये मुदं दधौ ॥
देवतायतने गत्वा बहिरामो नृपाज्ञया ।
साधोः शीघ्रं स्फुरन्मानं स्फुरन्मानमलेखयत् ॥
विलेखितं स्फुरन्मानं स्वयमादाय सादरः ॥
बहिरामः साधुयुक्तः खानपार्श्वमुपाययौ ॥
खानोऽपि स्वकरे कृत्वा स्फुरन्मानं सुलेखितम् ।
वाचयित्वा स्वयमेव बहिरामं पुनर्जगौ ॥
तसरीफां शिरस्त्राणसहितां स्वर्णनिर्मिताम् ।
मणिमौक्तिकसंयुक्तां शीघ्रं कोशात्समानय ॥
सोऽपि कोशात्समादायालपखानकरे ददौ ।
खानोऽपि [श्री] समराशदात्तांबूलपुरस्सरम् ॥
स्वयं साधुकरे खानः स्फुरन्मानं वितीर्य तम् ।
उवाच निर्भयः स्वीयं साधो साधय वाञ्छितम् ॥
पतित्वा पादयोः साधुस्तसरीफां मुदा सह ।
शीघ्रं परिदधाति स्म शिरस्त्राणं च सादरः ॥
न्यस्य शीर्षे स्फुरन्मानं समरसाधुः प्रणम्य च ।
इति विज्ञपयामास स वासवगुरुर्धिया ॥
स्वामिंस्तव स्फुरन्माने पार्श्वे पंचानने सति ।
भयं न दुष्टलोकेऽपि ( भ्यो ?) विभुभ्योऽपि मम क्वचित् ॥
त्वत्प्रसादप्रवहणं समाप्य निभृतस्थितिम्
कार्यपारावारपारं प्रयास्यामि झटित्यहम् ॥
जात्यवाजिनमानाय्योच्चैःश्रवसमिवापरम् ।
श्रीमानलपखानोऽथ साधवे तं वितीर्णवान् ॥
पानाज्ञया बहिरामः साधुमश्वेऽध्यरोपयत् ।
तस्यावासप्रवेशाय स्वयमेव सहाचलत् ॥
वादित्रैर्वाद्यमानैः स पठद्भिर्बंदिभिः पुरः ।
बहिरामयुतः साधुः साक्षादिव दिवस्पतिः ॥

राजमार्गे राजलोकैः पौरलोकैश्च सर्वतः ।
स्तूयमानः पूज्यमानो नारीभिश्चन्दनाक्षतैः ॥
अभ्युद्‌गतः संघमुख्यैः पुरुषैः सोत्कमानसैः ।
प्रविवेश निजावासं स्वस्वस्रा कृतमंगलः ॥ त्रिभिर्विशेषकम्
मलिकं श्रीवहिरामं स्वबांधवमित्रागतम् ।
विविधोपायनैः साधुस्तोषयित्वा विसर्जयत् ॥

આ શ્લોકોનો ભાવાર્થઃ—સમરસિંહ પોતાના પિતાને કહે છે કે 'તાત, દેશનો નાયક જે અલપખાન છે તેને સંતોષીને તીર્થોદ્ધાર માટેનું ફરમાન તેની પાસેથી હું કરાવી લાવું; તેથી તમે આજ્ઞા કરો તો કિંમતી ભેટ આપી તેને ખુશ કરું. કારણ કે કાર્યની સિદ્ધિમાં રાજાની કૃપા એ મુખ્ય કારણ હોય છે.' ત્યારે પિતા તેને કહે છે કે-'હે વત્સ, એ શુભ કાર્ય માટે તને જે કરવું યોગ્ય લાગે તે તું ઇચ્છા પ્રમાણે કર. કારણ કે, સર્વ કાર્યમાં મેં તો તને જ પ્રમાણ કર્યો છે?' ત્યારબાદ સમરસિંહ, એક સારા દિવસે પોતાની સાથે મણિ, મોતી, સોનું, ઘરેણાં, કપડાં વગેરે વિવિધ પ્રકારની ભેટની ચીજો લઇ અલપખાન પાસે ગયો. તેને આવતો જોઇ અલપખાન ઘણો ખુશી થયો. હાથ ઉંચા કરી, ઉલ્લાસપૂર્વક ઉંચે સ્વરથી ખાને તે સમરસિંહને બોલાવ્યો કે 'આ ભાઇ, આવ, આવ, અહિં આગળ આવ' આ પ્રકારનો તે ખાનનો હર્ષ તથા આદરભાવ જોઇને સમરસિંહે પોતાના કાર્યની સિદ્ધિ કરનારું સારૂં શકુન તેને ગણ્યું અને ઝટ દઇને સાથે આણેલી બધી ભેટ તેની આગળ ધરી. ખાન તે જોઇને ખુશ ખુશ થયો અને બોલ્યો કે, ભાઈ; કહે શા માટે તેં આ ભારે ભેટ અત્યારે મારી આગળ ધરી છે? તું તો સદા મારૂં કહેલું કાર્ય કરનાર હોવાથી મને પ્રિય જ છે અને તારા માટે તો આ સ્થાન હમેશાં ખુલ્લું જ છે, તો પછી કહે આજે શી બાબત છે?' ત્યારે પ્રણામ કરીને સમરે કહ્યું કે-'સ્વામિન્ જો તમે પ્રસન્ન હો અને જે કાંઇ માગું તે આપવા ખુશી હો, તો હું કાંઇક માંગવા ઇચ્છું છું.' એ સાંભળી ખાન કહે-'સમર! તારાથી અધિક તો મારો પુત્ર પણ મને નથી લાગતો; તેથી તું વગર વિચાર્યે ઇચ્છાપૂર્વક જે માગવું હોય તે માંગ.' ત્યાર બાદ સમરે જણાવ્યું કે-'માલિક, તમારા સૈન્યે અમારું વિમલાચલ (શત્રુંજયનું બીજું નામ) નામનું તીર્થ ભાંગી નાંખ્યું છે, કે જે તીર્થની બધા હિંદુ લોકો યાત્રા કરવા જાય છે અને ત્યાં ધર્મ નિમિત્તે પોતાનું ધન ખર્ચે છે. એ તીર્થમાં જઇને હિંદુઓ દીન અને દુઃખી જનોને સદા યથેચ્છિત ભોજન આપે છે. તેથી એ તીર્થનો ફરી ઉદ્ધાર કરવા માટે મને તમે આજ્ઞા આપો. જેમ એ તીર્થનું ભંજન (ભાંગવાનું કાર્ય) તમે કર્યું છે તેમ ફરી ઘટન (ઘડવાનું કાર્ય) કરીને એક પ્રકારના નવીન વિધાતા તમે બનો.' આ સાંભળી સમર ઉપર પ્રીતિ રાખતો ખાન તરત બોલ્યો કે-'હું તારા ઉપર ખુશ છું તેથી તું ઇચ્છા પ્રમાણે એ કાર્ય કર.' સમરે કહ્યું-'માલિક જો તમે ખુશ છો તો મને એ બાબતનું ફરમાન કરી આપો જેથી મારૂં કાર્ય નિર્વિઘ્ન

રીતે પાર પડે.' પછી એ ગૂજરાતના અધીશ ખાને, બહેરામ નામના મલિકને, સાહાને ફરમાન કરી આપવાની, આજ્ઞા કરી. સાહા ખાનને પ્રાણની માફક પ્રિય હતો તેથી ખાનની આજ્ઞા સાંભળીને મલિક વધારે હર્ષવાળો થયો છતો દેવતાયતન (મસજીદ)માં જઇને તરત સાહાને ફરમાન લખી આપ્યું. પછી તે ફરમાન જાતેજ લઈને બહેરામ મલિક સમરા સાહા સાથે ખાનની પાસે ગયો. ખાને પોતાના હાથમાં લઇ ફરમાન વાંચ્યું અને બહેરામને કહ્યું કે-'ખજાનામાંથી મણી મોતીથી ભરેલી શિરસ્ત્રાણ સાથેની સોનાની તસરીફ મંગાવો. મલિકે ખજાનામાંથી તે મંગાવી અને ખાનના હાથમાં આપી. ખાને પાનના બીડા સાથે તે અને ફર્માન બંને સમરના હાથમાં આપ્યાં; અને કહ્યું કે-'નિર્ભય થઇને તું તારું કાર્ય સિદ્ધ કર'. સમરે ખાનને પગે પડી હર્ષ સાથે તે તસરીફ પહેરી અને શિરસ્ત્રાણ ધારણ કર્યું. પછી ફરી પ્રણામ કરીને ફરમાનને માથા ઉપર મુકયું અને બુદ્ધિથી જાણે બૃહસ્પતિ હોય તેવો તે ખાનને કહેવા લાગ્યો કે-' સ્વામિન્! પંચાનન સિંહના જેવું તમારું ફરમાન મારી પાસે હોવાથી મને આ દુષ્ટ જગતમાં મોટા પ્રભુઓનો પણ ભય નથી રહ્યો. તમારી મહેરબાની રૂપનાવને પામીને હું મારા કાર્યરૂપ સમુદ્રને ઝટ દઇને પાર કરી જઈશ.

એ પછી અલપખાને એક ઉંચી જાતનો ઘોડો મંગાવીને સમરાસાહાને અર્પણ કર્યો. ખાનના હુકમથી બહેરામ મલિકે તેને ઘોડા ઉપર ચઢાવ્યો અને ઠેઠ તેના મકાનસુધી પહોંચાડવા તેની સાથે તે મલિક જાતે આવ્યો. રસ્તામાં તેની આગળ વાજાં વાગતાં હતાં અને ભાટ લોકો સ્તુતિ ગાતા જતા હતા. રાજલોક અને પ્રજાલોકથી પ્રશંસાતો એ સાહા રાજમાર્ગે થઇ પોતાને ઘરે આવ્યો. ત્યાં આગળ સંઘના આગેવાનો તેની સામે આવ્યા. સ્ત્રીઓએ અક્ષત અને ચંદનથી તેને વધાવ્યો અને બ્હેને મંગળ કૃત્ય કર્યું. પછી પોતાના ભાઇના જેવા, સાથે આવેલા, બહેરામ મલિકને વિવિધ ભેટથી ખુશ કરી વિદાય કર્યો.

આ વર્ણન બાદ, આગળ ઉપર ફરી એકવાર અલપખાનનો નિર્દેશ એ પ્રબંધમાં કરવામાં આવેલો છે. શત્રુંજયના મંદિર અને મૂર્તિઓની તૈયારી થઇ રહ્યા પછી તેમની પ્રતિષ્ઠા કરવા માટે જ્યારે સમરાસાહ પાટણથી મોટો સંઘ લઇને નીકળે છે ત્યારે ફરી તે અલપખાનને મળવા જાય છે અને રસ્તામાં સંઘની રક્ષા માટે કેટલાક જોરાવર જમાદારોની તેની પાસે માંગણી કરે છે. ખાન તે પ્રમાણે પોતાના દસ મીર તેની સાથે મોકલે છે. આનું વર્ણન કરતા શ્લોકો આ પ્રમાણે છે.–

श्रीमन्तमलपखानमनुज्ञापयितुं स्मरः ।
महोपायनमादाय जगाम नृपमन्दिरम् ॥
अढौकयत् ढौकनानि श्रीखानस्य पुरः स्मरः ।
सन्तुष्टः सोप्यदात्तस्मै तसरीफां हयान्विताम् ॥

स्मरोऽथ स्वामिनः पार्श्वे ययाचे यमदारकान् ।
ये दुष्टनिग्रहायालं भूष्णवः सत्यनामकाः ॥
खानेनापि महामीरा वीरा धीरा दशाप्रुना ।
वितीर्णाः संघरक्षार्थं मधाना यमदारकाः ॥

અર્થાત્—શ્રીમાન અલપખાનને (સંઘનું પ્રયાણુ) જણાવવા માટે સમર મોટું ભેટણું લઈ રાજમહેલમાં ગયો અને ખાનની આગળ તે ભેટણું ધર્યું. ખાને બદલામાં ખુશ થઈને સંસરીફ અને ઘોડો ઇનામમાં આપ્યાં. પછી સમરે દુષ્ટજનોનો નિગ્રહ કરી શકે એવા સાક્ષાત્ જમના દીકરા જેવા કેટલાક જમાદારોની માંગણી કરી, જેથી સંઘની રક્ષા માટે ખાને મોટા વીર અને ધીર એવા દશ મીર (જમાદાર) તેને સોંપ્યા.

આ પ્રમાણે અલપખાન વિષેના ઉલ્લેખો આપણા સાહિત્યમાં મળી આવે છે. આ ઉલ્લેખો ઉપરથી એમ જણાય છે કે તેની કારકીર્દી હિંદુઓ માટે બહુ ખરાબ નહિ નિવડી હોવી જોઇએ; અને હિંદુ તરફ તે સારો ભાવ બતાવતો હોવો જોઇએ. શત્રુંજયના પુનરુદ્ધારના કાર્યમાં તેણે જૈનો તરફ ઘણી સારી સહાનુભૂતિ બતાવી હતી તેથી જૈનો કદાચ તેના તરફ વિશેષ કૃતજ્ઞતાની લાગણી બતાવતા હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી.

આ રીતે અલા-ઉદ્-દીન ખીલજીના રાજઅમલ દરમ્યાન ગૂજરાત ઉપર આક્રમણ કરનાર ઉલુગખાન અને સુબેદારી કરનાર અલપખાન વિષે જે અત્યાર સુધી ગોટાળો ઇતિહાસના પુસ્તકોમાં ચાલ્યો આવતો હતો તે, અધ્યાપક નદવીએ બતાવેલાં મુસલમાની તવારીખોનાં પ્રમાણોથી અને આ લેખમાં આપેલાં હિંદુગ્રંથોના પુરાવાઓથી દૂર થશે એવી આશા છે.



# વડાલીમાંથી મળેલા શિલાલેખ

[ આચાર્ય શ્રીજિનવિજયજી ]

——:૦(—)૦——

ઇડર રાજ્યમાં વડાલી નામનું એક જૂનું ગામ છે. ઇડરથી ૧૨ માઇલ ઉત્તર દિશાએ તે આવેલું છે. અમદાવાદ–પ્રાંતિજ રેલવે લાઇન જે ઇડર રાજ્યના ખેડબ્રહ્મા સુધી જાય છે તેમાં ઇડર પછી અને ખેડબ્રહ્મા પહેલાં વડાલીનું સ્ટેશન આવે છે. ત્રણેક હજાર જન સંખ્યાવાળું એ ગામ ગણાય છે. ગામમાં અને ગામની આસપાસ કેટલાંક જૈન અને હિંદુ મંદિરો નવી–જુની હાલતમાં ઉભેલાં છે. નવી–જુની હાલતનો અર્થ એ છે કે જુના મંદિરો જે પડી ગયાં કે પાડી નાંખવામાં આવ્યાં તેમને પાછળનાઓએ જ્યારે ફરી ઉભાં કર્યાં ત્યારે જુના સામાનને ગમે તેમ, ગમે તે ઠેકાણે ગોઠવી દઇ માત્ર પતિત ને સંસ્થિત બનાવવા જેટલો ઉદ્ધાર કાર્ય જ કરવા સમર્થ થઇ શક્યા હતા. તેથી એ મંદિરોની સામગ્રી જુની પણ તેની ગોઠવણ નવી હોવાથી હું એમની હાલતને નવી–જુનીનું વિશેષણ આપું છું. એ ગામમાં ઉભેલાં મંદિરો કરતાં પડેલાં સ્થાનોના અવશેષો જ્યાં ત્યાં ઘણા મોટા પ્રમાણમાં દૃષ્ટિ ગોચર થાય છે તેથી અનુમાન થાય છે કે એક કાલે એ ગામ સારી સ્થિતિ અને વિશેષ પ્રસિદ્ધિવાળું હોવું જોઇએ.

આ ગામનું સંસ્કૃત નામ, ત્યાંનાં લેખોમાં જણાવ્યા પ્રમાણે, વાટાપલ્લી છે. વાટાપલ્લીનું જ ગૂજરાતી નામ વડાવલી થયું. બોંબે ગેઝેટિઅર, પુ. ૫ ( કચ્છ, પાલણપુર, મહીકાંઠા ગેઝેટિઅર ) પૃ. ૪૪૨ માં, આ ગામને ઘણું જુનું ગણાવ્યું છે; અને, કદાચિત્ યવનચંગે પોતાની મુસાફરીના વર્ણનમાં વલભી અને માલવાની વચ્ચે આવેલા જે ઓ–ચ–લી અથવા વદરી[1] નામના સ્થળનો ઉલ્લેખ કરેલો છે તે જ આ વડાલી હોય. એવો અભિપ્રાય બતાવવામાં આવ્યો છે. મારા વિચાર પ્રમાણે, ગેઝે-

## વૈદ્યનાથ મંદિરના શિલાલેખો

### ૧ પરમાર ધારાવર્ષના સંવત્ ૧૨૬૪ નો લેખ.

વડાલી ગામની બહાર એક વૈદ્યનાથ મહાદેવનું મંદિર છે. મંદિર નાના સરખુંજ છે. મુખ્ય ગર્ભાગાર અને તે આગળ નાનોસો મંડપ આવેલો છે. મંડપમાં ગર્ભાગારના દ્વાર તરફ આવેલી પત્થરની છાટમાં આ નીચે આપેલો શિલાલેખ કોતરેલો છે. લેખવાળી છાટ પા। ફુટ લાંબી અને અડધો ફુટ પહોળી છે, એમાં ૩ આખી અને ૪ થી અડધી એમ ૩॥ લીટીનો લેખ છે. લેખની લીપી નાગરી હોઇ સાદા વળણુની છે. અક્ષર લગભગ આંગુલ-પ્રમાણુ જેટલા છે. ભાષા સંસ્કૃત અને મુખ્ય ભાગ શ્લોકબદ્ધ છે. છેવટનો થોડોક ભાગ ગદ્યમાં છે.

સંવત ૧૨૬૪ ની સાલમાં, પરમાર ધારાવર્ષના પ્રતીહાર હરિપાલના પુત્ર સાહણુપાલે, વૈદ્યનાથ મહાદેવના મંદિરનો સુંદર સ્તંભોવાળો મંડપ બનાવી આપ્યો, એ આ લેખનો મુખ્ય સાર છે.

લેખની મૂળ નકલ.

ॐ नमः त्रैलोक्यनाथाय जगदानन्दकारिणे ।
परापरकलातीतनिष्कलाय च शंभवे ॥ १ ॥
श्रीमदुत्पलराजादिवंशे प्रामारभूभुजां ।
अस्ति त्रैलोक्यविख्यातो धारावर्षो महीपतिः ॥ २ ॥
द्वास्थः तस्याभवत् पूर्वं वीरो वारडवंशजः ।
नर (१) पा[लस]मुद्भूतो हरिपाल इति श्रुतः ॥ ३ ॥
पुत्रस्तस्यास्ति विख्यातो भुवने लब्धविक्रमः ।
श्रीमत्साहणपालाह्वः वैरिवर्गक्षयंकरः ॥ ४ ॥
चारुस्तंभावलीयुक्तो रूपकैः विश्रुतो महान् ।
तेन श्री वैद्यनाथस्य निर्ममे मंडपः शुभः ॥ ५ ॥
चन्द्रार्कौ भुवने यात्र (२) द्यावदास्ते वसुंधरा ।
कृतिः साहणपालस्य तावद्राजतु मंडपः ॥ ६ ॥

संवत् १२६४ वर्षे चैत्र शुदि १३ गुरौ ॥ म० जालाकप्रेरितेन स्वश्रेयोर्थं मती० साहणपालेन देवश्रीवैद्यनाथस्य मंडपः कारितः ॥ लि० पंडि० श्री आसधरेण ॥ रा०वकु (२) लस्वामिसुत राउ० जालाकेन कारापिते कारितः।

ગૂજરાતી ભાષાંતર.

૧ ત્રૈલોક્યના નાથ, જગદ્‌ને આનંદ કરનાર, પરાપર કલાથી અતીત એટલા માટે નિષ્કળ એવા શંભને નમસ્કાર.

૨ પમારવંશીય રાજાઓના, ઉત્પલ છે આદિ જેમાં એવા રાજવંશમાં, ત્રિલોકમાં પ્રસિદ્ધ એવો ધારાવર્ષ નામનો મહીપતિ છે.
૩ એ મહીપતિનો, વારડ વંશના નરપાલનો પુત્ર હરિપાલ નામે પ્રસિદ્ધ વીર દ્વારપાલ (પ્રતીહાર) થયો.
૪ તેનો પુત્ર સાહણપાલ નામે છે જે શત્રુઓના સમૂહનો ક્ષય કરનારો હોઇ પરાક્રમી તરીકે જગતમાં પ્રસિદ્ધ છે.
૫ તેણે સુંદર સ્થંભોના પંક્તિવાળો અને ચારે તરફથી મૂર્તિઓવાળો એવો વૈદ્યનાથનો આ મહાન્ મંડપ બનાવ્યો.
૬ જ્યાં સુધી વિશ્વમાં ચંદ્ર, સૂર્ય અને પૃથ્વી વિદ્યમાન છે ત્યાં સુધી સાહણપાલની કૃતિ-રૂપ આ મંડપ શોભા પામો.

સંવત્ ૧૨૬૪ વર્ષનો ચૈત્ર શુદિ ૧૩ ગુરુવાર, મ૦ જાક્ષાંકની પ્રેરણાથી પોતાના કલ્યાણ માટે પ્રતીહાર સાહણપાલે દેવ શ્રીવૈદ્યનાથનો મંડપ કરાવ્યો. પંડિત આસધરે આ લખ્યું. રાઉત બકુલ સ્વામિના પુત્ર રાઉત જાક્ષાકે કરાવવાથી કરાવ્યો.

## ટિપ્પણ.

પુરાતત્ત્વવેત્તાઓની પદ્ધતિ પ્રમાણે આ લેખને ધારાવર્ષના સમયનો લેખ કહેવો જોઇએ. ધારાવર્ષ અર્બુદાચલના પરમાર રાજાઓમાં પ્રસિદ્ધ પુરુષ થઇ ગયો છે. લોકોમાં એ ધાર પરમાર એવા ટુંકા નામે એ ઓળખાય છે.

ઉત્પલરાજઃ—પરમાર રાજવંશની નાની મોટી અનેક શાખાઓએ ભારતીય ઇતિહાસના મધ્યકાલમાં પશ્ચિમ ભારત અને મધ્ય ભારતના જુદા જુદા પ્રદેશો ઉપર રાજસત્તા ભોગવી હતી; તેમાં સૌથી જૂની શાખા અર્બુદાચલ (આબુ) ઉપર રાજ્ય કરનારી ગણાય છે. એ શાખાનો પ્રથમ પ્રસિદ્ધ પુરુષ આ લેખમાં જણાવ્યા પ્રમાણે ઉત્પલરાજ નામે થયો. જો કે, બીજા કેટલાક લેખો ઉપરથી તો એ શાખાનો મૂળ પુરુષ ધૂમરાજ કરીને હતો એમ સિદ્ધ થાય છે; પણ એ વંશને વધારે પ્રસિદ્ધિ ઉત્પલરાજથી જ મળી હશે તેથી ઘણા ખરા લેખોમાં આના નામથી જ એ શાખાની વંશાવલીનો ઉપક્રમ કરેલો નજરે પડે [1]

ધારાવર્ષ;—ધારાવર્ષનો નામ નિર્દેશ કરનારા ઘણા લેખો મળી આવ્યા છે, [2] જે ઉપરથી જણાય છે કે એ બહુ દીર્ઘાયુષી રાજા હતો. એનો નિર્દેશસૂચક પહેલો શિલાલેખ સંવત્ ૧૨૨૦ નો છે અને છેલ્લો સં. ૧૨૭૫ નો છે. આબુ ઉપરના જગપ્રસિદ્ધ નેમિનાથના જૈન મંદિરનો પાયો જે સંવત્ ૧૨૭૮માં મહામાત્ય તેજપાલે નાંખ્યો તે વખતે પણ ધારાવર્ષ હયાત હતો, એમ વસ્તુપાલચરિત્ર ઉપરથી જણાય છે; તેથી લગભગ ૬૦ વર્ષ સુધી એણે રાજ્ય કર્યું હોય તેમ લાગે છે.

---

૧ વિગત માટે જુઓ રા. બ. પં. શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત **सीरोही राज्यका-इतिहास पृ. १४२-४३.** તથા પં. શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ રચિત **भारतके प्राचीनराजवंश; प्रथम भाग पृ० ६८-६९**

૨ પં. શ્રી ગૌરીશંકરજી આના ૧૪ લેખોનું સૂચન કરે છે.

એ રાજા ગૂજરાતના સામ્રાજ્યનો હિતેચ્છુ અને રક્ષક સામન્ત હતો. ચૌલુક્ય કુમારપાલે કોંકણના શીલારવંશી રાજા મલ્લિકાર્જુન ઉપર જે ચઢાઇ કરી તેમાં એણે આગેવાની ભર્યો ભાગ લીધો હોય એમ આબુની વસ્તુપાલ તેજપાલની સોમેશ્વરરચિત પ્રશસ્તિના નીચેના કાવ્યથી જણાય છે.

> शत्रुश्रेणीगलविदलनोन्निद्रनिस्त्रिंशधारो
> धारावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्यः ।
> क्रोधाक्रान्तप्रधनवसुधानिश्चले यत्र जाता-
> श्च्योतन्नेत्रोत्पलजलकणाः कोंकणाधीशपत्न्यः ॥ ३६ ॥

(પ્રાચીનજૈનલેખસંગ્રહ, ભાગ ૨, પૃ. ૭૯)

કુમારપાલ પછી અજયપાલના સમયમાં સાંભરના રાજા પૃથ્વીરાજ સાથે ગૂજરાતવાળાઓનો વિગ્રહ થયો હતો. તેમાં પણ ધારાવર્ષે આગેવાની ભર્યો ભાગ લીધો હોય એમ, એના લઘુ ભ્રાતા પ્રહ્લાદન દેવના पार्थपराक्रम નાટકમાંની નીચેની ઉકિતથી જણાય છેઃ

किमङ्ग ! जांगलपतेः[2] सौप्तिकप्रस्तावोपश्लोकमनाकर्णितवान् भवान् ?

> यस्याद्यापि यशःशिलीमुखमुखोत्कीर्णैः प्रशस्त्यक्षरैः
> स्वस्त्रीणां दिवि नायकसभास्तंभेन संस्मार्यते ।
> सेहे सोऽपि न सौप्तिकं विनिपतद्द्रौणेस्तदत्यर्जुन
> धारावर्ष ! तवाद्यं पौरुषमभूत्तीर्णोपमानं भुवि ॥

અજયપાલ પછી ગૂજરાતનું સામ્રાજ્ય નિર્બલ થવા લાગ્યું હતું. રાજા ભીમદેવ પોતાના પૂર્વજોની કીર્તિને વધારી શકે એવો તો હતો જ નહિં પણ તેને સાચવી રાખવા જેટલું સામર્થ્ય પણ તેનામાં ન હતું. તેની અલ્પ શક્તિનો લાભ લઇ ધોળકાના વાઘેલા રાણાઓ, ઉપરથી પોતાનું સામન્તપણું બતાવતા રહી અંદરથી પોતાનું પ્રભુત્વ વધાર્યે જતા હતા. તેવી પરિસ્થિતિનો લાભ લઇ ધારાવર્ષ જો ગૂજરાતની સત્તાને પોતાના માથા ઉપરથી ફેંકી દેવાનો પ્રયત્ન કરત તો તેના માટે-સુલભ હતું. પણ તેણે તેમ ન કરતાં આજીવન ગૂજરાતના સામ્રાજ્યના ગૌરવનું રક્ષણ કરવાનું અંગીકૃત કાર્ય કર્યા કર્યું હોય એમ, ગૂજરાત ઉપર ચઢી આવનારા દિલ્હીના મુસલ્માનો સાથે થએલા આબુ નીચેના યુદ્ધની હકીકત જોતાં સમજાય છે.[3]

---

૨ જાંગલપતિ શબ્દ ઉપર "પૃથ્વીરાજ" આવું પ્રાચીન ટિપ્પણ કરેલું મળી આવે છે. સાંભરના પ્રદેશનો જાંગલ તરીકે થએલો ઉલ્લેખ બીજે ઠેકાણે પણ જોવામાં આવે છે. જુઓ सुकृतसंकीर्तन ૨, ૪૩.

૩ જુઓ, सीरोहीराज्यका इतिहास, पृ. ૭૧

આબૂ ઉપર વસ્તુપાલ-તેજપાલે જે અનુપમ મંદિર બાંધ્યું, તે કાર્યમાં પણ મુખ્ય સહાયતા આ ધારાવર્ષની હતી એમ જિનહર્ષકૃત વસ્તુપાલ ચરિત્રના નીચેના ઉલ્લેખથી જણાય છે.

આ મંદિર બાંધવાનો પ્રસંગ જણાવતાં જિનહર્ષ કહે છે કે શત્રુંજય અને ગિરનાર વગેરે તીર્થો ઉપર મંદિરો બંધાવ્યા પછી વસ્તુપાલની દૃષ્ટિ આબુ ઉપર ગઈ અને ત્યાં પોતાના સદ્ગત બંધુ લુણિગની સ્મૃતિ માટે મંદિર બંધાવવાનો પોતાનો મનોરથ નાના ભાઈ તેજપાલને જણાવ્યો અને તે સંબંધી વાતચીત કરવા તેજપાલને તેણે ચંદ્રાવતીમાં ધારાવર્ષ પાસે મોકલ્યો.

ज्येष्ठादेशं ततः प्राप्य स प्रौढैः पार्थिवैर्वृतः ।
चंद्रावत्यां स्वयं प्रापद् धारावर्षनृपालयम् ॥

राज्यभारधुराधारं तेजःपालं समागतम् ।
वीक्ष्योत्थाय च सस्नेहमालिलिंग नरेश्वरः ॥

विधाय वसुधाधीशस्तं मृगेंद्रासनासितम् ।
सत्कृत्यागमहेतुं च प्रपच्छाथ जजल्प सः ॥

अर्बुदाधित्यकायां श्रीजिनचैत्यं चिकीरसौ ।
सहाय्यं वो महीशानां ज्येष्ठबन्धुः समीहते ॥

धारावर्षोऽब्रवीद् राजा भ्रातुस्तव गरीयसः ।
सेवकोऽस्मि महामात्य नियोज्यः सर्वकर्मसु ॥

अद्य मे सफलं राज्यं प्रशस्या च गृहस्थितिः ।
मंत्रिचिंतामणिर्यत्त्वं स्वयमेवागतो गृहे ॥

भवतो दर्शनं मंत्रिन् विना भाग्यैर्न लभ्यते ।
जिनोक्तधर्मवद्विश्वजीवजातसुखावहम् ॥

अतोऽत्र भवता कार्यः कृतार्थः स्वमनोरथः ।
अस्मिन् कार्ये तवादेशवशोऽस्म्यहं महामते ॥

ततो दानैस्समानन्द्य सहायीकृतभूभुजम् ।
आरुरोह गिरेः [illegible]ं स मंत्री संगतो नृपैः ॥

(वस्तुपालचरित्र, सर्ग ८, श्लोक ८०-८८)

ધારાવર્ષ ઘણો બલવાન તેમ જ બાણવિદ્યામાં અતિ નિપુણ હતો. એણે એક વખતે એક જ બાણવડે, સરખી રીતે ઉભેલા ત્રણ પાડાઓ વીંધી નાંખ્યા હતા એમ કહેવાય છે. એ સ્મૃતિ કાયમ રાખવા માટે આબુના અચલેશ્વર મંદિર આગળ જે મંદાકિની નામનો પાણીનો કુંડ છે તેની પાળ ઉપર, બાણધારી ધારાવર્ષની પૂરા કદની મૂર્તિ ઉભી કરેલી છે અને તેની સન્મુખ સરખા કદના ત્રણ પત્થરના પાડા બનાવીને ઉભા કરેલા છે; અને તે દરેકના પેટમાં આરપાર દેખાય તેવા છિદ્રો બતાવવામાં આવ્યા છે. આ બાબતનો ઉલ્લેખ પણ, એના વંશના છેલા રાજા પ્રતાપસિંહના સમયનો સંવત ૧૩૪૪ નો સીરોહી રાજ્યના ગિરવર ગામમાં જે પાટનારાયણનો શિલાલેખ મળેલો છે તેમાં આ પ્રમાણે કરેલો છે—

तस्मिन् किलार्बुदधरावलये स धारा-
वर्षो बभूव नृपतिर्गुरुवीररत्नम् ।
यस्य मभापरिकरोद्य दिनानि यावत्-
यस्मिन्नसत्यपि लसद्द्युतिरद्भुतं तत् ॥१४ ॥
एकबाणनिहतत्रिलुलायं यं निरीक्ष्य कुरुयोधसदृक्षम् ।
चंडिका कृततदेककपाला लज्जितासिमधुना न धुनोति ॥ १५

( ઇન્ડિયન એન્ટીકવરી, સન ૧૯૧૬, પૃ. ૭૮ )

એણે પોતાના આવા અતુલ પરાક્રમથી આખા ભારતવર્ષને ચકિત કર્યો હતો એવો ઉલ્લેખ પ્રહ્‌લાદનદેવના પાર્થપરાક્રમ નાટકમાં છે. યથા–

नटः—आर्य, तदेतदतुलपराक्रमचमत्कारिताखिलभारतस्य श्रीधारावर्षस्य पर्षदा महितं पत्रकम् ॥ ( ગાયકવાડ ઓરિઅન્ટલ સીરીઝમાં પ્રકાશિત પૃ. ૨ )

બારડ વંશ: ત્રીજા શ્લોકમાં જણાવેલો બારડ વંશ પરમાર જાતિના રાજપૂતોની એક શાખારૂપ હતો. મહીકાંઠા એજંસીમાં આવેલા નુદાસણા ગામના ઠાકોર એ બારડ-વંશના છે. એ શાખાના પરમાર રાજપૂતો આબુની આસપાસમાં ઘણા ઠેકાણે જોવામાં આવે છે. પદ્મનાભના કાન્હડદે પ્રબંધમાં પણ બારડ રાજપૂતોનો ઉલ્લેખ આવે છે. જેમકે—

त्रसांगम्, दांतु, भेलडी, वाघेला, बारड ग्या चडी

( કાન્હડદે પ્રબંધ, પૃ. ૮૦ )

સીરોહી રાજ્યમાં બારડ કરીને એક જૂનું ગામ છે તેની સાથે આ શાખાનો સંબંધ હશે કે નહિ તે કહી શકાય એમ નથી.

(૨) સંવત્ ૧૫૪૪ નો લેખ.

એ વૈદ્યનાથ મંદિરની જમણી બાજુની ભીંત ઉપર બહારના ભાગમાં એક નાનો

સરખો લેખ ખોદેલો છે અને તેમાં લખ્યું છે કે સં. ૧૫૫૪ ના વર્ષમાં ઠા. ચાંગાના પુત્ર કાજાની ભાર્યા કુંતીએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

લેખની નકલ

संवत १५४४ व्रषे (वर्षे)
ठा. चांगा स (सु) त
श्री काजा भा-
र्ज्या (र्या) कुंती प्रा-
साद जीर्णो-
धार ऊधर

(૩-૪) શાસન પટ્ટના ૨ લેખો.

મંદિરના આગળના ભાગમાં આવેલા ચોકમાં બે લાંબા પત્થરો પડેલા છે, અને દરેક ઉપર લેખ કોતરેલા છે. પત્થરાઓ અવ્યવસ્થિત રીતે પડેલા હોવાથી તેમ જ બેસવા માટે, ચટણી વાટવા માટે કે બીજી કોઇ ચીજોની ભાંગ-ફોડ કરવા માટે તેમનો સદા ઉપયોગ થતો હોવાથી લેખના અક્ષરો ઘણાખરા ઘસાઇ ગયા છે. પ્રારંભનાં થોડાંક વાક્યો આ પ્રમાણે ઉકેલી શકાયાં છે,

૩) ૧ લો પત્થર (१) स्वस्ति सं. १३....२ (?) वर्षे अश्विनवदि १३
(२) बुधे । अद्येह राण श्री आनलदेवस्य
(३) प्रसाद पत्त [ला] यां भुज्यमान वाटा (?) चतुरा-
(४) सिकाग्र्यां राण० श्री आनलदेवेन वाटा-
(५) वलिश्री वैद्यनाथ देवस्य परिसरे
(६) सोम पर्वणि..........(પછી વંચાતું નથી.)

(૪) ૨ જો પત્થર (१) संवत् १३२ (?) वर्षे कार्तिकशुदि
(२) गुरावद्येह श्रीवाटापल्यां
(३) महाराणकश्रीअर्जुनदे—
(४) वेन श्रीवैद्यनाथसत्क..........

( આ પછી બીજી પંક્તિઓ છે તે ઉકલતી નથી. )

આમાંના ૧ લા પત્થર ઉપર સ્ત્રી અને શંકરની સંભોગક્રિયાદર્શક આકૃતિ, અને બીજા ઉપર ઘોડાની આકૃતિ ખોદેલી છે. આ ઉપરથી જણાય છે કે આ બંને શિલાસ્તંભ શાસનપટ્ટ હોવા જોઇએ. રાણા આનલદેવે અને અર્જુનદેવે વૈદ્યનાથના મંદિરને કંઇ જમીન

કે દાનની ભેટ કરી હોવી જોઈએ અને તે ભેટનો ઉપભોગ વૈદ્યનાથ માટે સદા થયાં કરે તે અર્થે.આ લેખો ખોદાવેલા હોવા જોઇએ.

આ લેખોમાં જણાવેલા રાણા આનલદેવ અને અર્જુનદેવ કોણ હતા તે સ્પષ્ટ જણાતું નથી. કમનસીબે લેખોની સાલ બરાબર ઉકલતી નથી. તેથી સમયનો ચોક્કસ ખ્યાલ પણ આવતો નથી. છતાં સંવત્ ૧૩૦૦ પછીના આ લેખો છે એટલું તો ચોક્કસ કહી શકાય તેમ છે. સં ૧૩૦૦ સુધી તો વડાલીવાળો પ્રદેશ ચંદ્રાવતીના પરમારોના અધિકાર નીચે હતો, એમ એ રાજાઓના લેખોથી સમજાય છે.

શીરોહી રાજ્યના વાસાનામના ગામથી બે માઇલ ઉપર નષ્ટપ્રાય થએલું એક કાળાગરા નામનું ગામડું છે. ત્યાં આગળથી એક લેખ મળી આવ્યો છે, જે મેં પ્રાચીન જૈન લેખસંગ્રહના બીજા ભાગમાં ક્રમાંક ૪૨૬ પ્રકટ કર્યો છે. એ લેખમાં ચંદ્રાવતીના મહારાજાધિરાજ આલ્હણસિંહનો નિર્દેશ છે. આ આલ્હણસિંહ કયા વંશનો હતો તેનો ખુલાસો એ લેખથી થતો નથી. તેમ સં. ૧૩૪૪ ના પાટનારાયણના લેખમાં ધારાવર્ષના વંશજ પ્રતાપસિંહ પરમારની જે વંશાવળી આપેલી છે તેમાંયે આલ્હણસિંહનું નામ નથી. તેથી અનુમાન થાય છે કે આ આલ્હણસિંહ પરમારવંશીય નહિ પણ બીજા કોઇ વંશનો હોવો જોઇએ. એણે, ધારાવર્ષના પૌત્ર કાન્હડસિંહ પાસેથી ચંદ્રાવતીનું રાજ્ય પડાવી લીધું હોય એમ લાગે છે. આ આલ્હણસિંહ એ જ આપણા વડાલીના ઉપર્યુક્ત ૧ લા લેખમાંનો આનલદેવ હોય એમ લાગે છે.

બીજા લેખમાં લખેલા અર્જુનદેવ માટે પણ આવી જ અનિશ્ચિતતા છે. આ અર્જુન આનલનો જ કોઈ સંબંધી હોવો જોઇએ; કારણ કે બંનેના ઉપપદ રાણક છે. સીરોહી રાજ્યના પીંડવાડા પરગણામાં અજારી નામનું ગામ છે. ત્યાંના ગોપાલમંદિરમાં સં. ૧૩૨૦ નો એક લેખ છે જેમાં મહારાજાધિરાજ અર્જુનદેવનો ઉલ્લેખ આવેલો છે. આ અર્જુનદેવના વંશાદિની એ લેખમાં સૂચના નથી, તેથી એ ક્યાંનો અને કયા વંશનો રાજા હતો એ ચોક્કસ થતું નથી. પં શ્રી ગૌરીશંકર ઓઝા, પોતાના સીરોહી રાજ્યના ઇતિહાસમાં ( પૃ ૧૫૫ ની નોટ ) આના સંબંધમાં લખે છે કે–' સંભર છે કે આ અર્જુનદેવ એ નામનો વાઘેલા અર્જુનદેવ હોય પણ જો એ વાઘેલા ન હોય તો આપણે એમ માનવું પડશે કે–તે ઉપર્યુક્ત આલ્હણસિંહનો ઉત્તરાધિકારી હોવો જોઇએ.'

મારા વિચાર પ્રમાણે અજારી વાળા લેખમાંનો અર્જુનદેવ અને આપણા વડાલીના લેખમાંનો અર્જુનદેવ બંને એક જ હશે

(૪-૫-૬-૭-૮) જૈનમંદિરમાંના લેખો.

વડાલી ગામમાં જૈનોની ઠીક વસ્તી છે. ત્રણ જૈનમંદિરો છે, તેમાં બે મ્હોટાં કહી શકાય. આ મ્હોટાં મંદિરોની બાંધણી જૂની ધાટીની જ છે; પણ પુનરુદ્ધાર કરતી વખતે અવ્યવસ્થા બહુ થઇ ગએલી છે. એમાં એક મંદિર શાંતિનાથનું છે અને તે શ્વેતાંબર સંપ્રદાયનું છે. બીજું પાર્શ્વનાથનું દિગંબર આમ્નાયનું છે. શાન્તિનાથના મંદિરની આસ-

પાસ ૨૪ નાની દહેરીઓ આવેલી છે. તેથી એ મંદિર ચતુર્વિંશતિ-જિનાલય કહેવાય. મૂલ મંદિરમાં જે પ્રતિમા છે ને નવી બેસાડેલી છે પણ બાજુની દેવકુલિકામાં પ્રાચીન પ્રતિમાની બેસણીનું જે સિંહાસન પડેલું છે. તેના ઉપરનો લેખ જોતાં ૧૨ મા સૈકા કરતાંએ પહેલાનું એ મંદિર હોય તેમ લાગે છે. એ સિંહાસન ઉપરનો લેખ આ પ્રમાણે છેઃ—

(५) ॐ ॥ संवत् १२७५ वर्षे वैशाख शुदि ४ शुक्रे ।
श्रीमच्चन्द्रकुले नभोवदतुले सज्जीवकाव्यालये
भास्वत्सोममुनीन्द्रमंगलबुधोत्तारावलिशाखोदये
जातो मोहतमोपहो दिनमणिः श्रीवर्धमानाभिधः
सूरिर्भू (?) रि गुणप्रतोषितगुरो भव्यांबुजोद्बोधकः ॥ १
तत्पट्टे श्रीदेवसूरिः हेमसूरिस्ततोभवत् ।
जज्ञेथ श्रीयशश्चन्द्रः सूरिः सूरिशिरोमणिः ॥ २
सूरिश्रीमुनिचन्द्राह्वो विश्वविद्यामहोदधिः ।
ततः श्रीकमलप्रभसूरिः काम (२) मदापहः ॥ ३
तत्संताने गुणाधिने हुम्बडान्वयशालिना ।
श्रीसंघसमुदायेन मोक्षसंगमकांक्षिणा ॥४॥
सौधपंक्तिविनिर्जितविबुधविमानावल्यां ।
वाटापल्यां श्रियोवल्यां नगर्यां न्यायभूपतेः ॥ ५
श्रीम (३) तः शान्तिनाथस्य त्रिलोकीशान्तिकारिणः ।
विंबोद्धारः शुभाकारश्चक्रे पापप्रणाशनः ॥ ६
प्रतिष्ठितः श्रीसोमसूरिभिः ॥ मंगलमस्तु ॥ कर्मस्थाने
*कारापकः पंडितजिनचन्द्रः ॥ इति ॥ छ ॥ छ ॥ छ ॥*

ભાવાર્થઃ—સંવત્ ૧૨૭૫ ના વૈશાખ સુદી ૪, શુક્રવાર. ચંદ્રકુલમાં સૂર્યસમાન તેજસ્વી શ્રી વર્ધમાન નામે આચાર્ય થયા. તેમના શિષ્ય દેવસૂરિ, તેમના હેમસૂરિ, તેમના યશશ્ચંદ્ર, અને તેમના શિષ્ય મુનિચંદ્ર થયા જેઓ જગતની બધી વિદ્યાઓના પારંગત હતા. તેમના શિષ્ય કમલપ્રભસૂરિ થયા. એ સૂરિના અનુયાયી એવા હુંબડવંશના સંઘ-સમુદાયે મોક્ષની પ્રાપ્તિની આકાંક્ષાથી, પોતાની ભવનપંક્તિથી સ્વર્ગના વિમાનોની પંક્તિને પણ જાણી જીતિ લેતી હોય એવી ન્યાય ભૂપતિની વાટાપલ્લી (વડાવલી) નગરીમાં, ત્રૈલોક્યને શાંતિ આપનાર શાંતિનાથની મૂર્તિનો પુનરુદ્ધાર કરાવ્યો; અને સોમસૂરિએ એ મૂર્તિની પ્રતિષ્ઠા કરી. કર્મસ્થાન એટલે કમઠાણા ઉપર પંડિત જિનચંદ્રે દેખરેખ રાખીને આ મૂર્તિ કરાવી છે.

હુંબડવંશ: ગૂજરાતના વણિકોની આ એક જાતિ છે. ઇડર, અમદાવાદ વિગેરે સ્થળોમાં એ જાતિના કેટલાક ઘરો છે. ગૂજરાતમાં દિગંબર આમ્નાય માનનાર મુખ્ય પણે આ જ જાતિ છે. ઇડરમાં આ જાતિવાળા કેટલાક શ્વેતાંબર સંપ્રદાયના પણ અનુયાયી છે અને તે ઘણા જૂના સમયથી હોય એમ આ લેખ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ.

શેઠની મૂર્તિનો લેખો.

(૬) એ મંદિરમાં આરસપત્થરની ઘડેલી એક શેઠની મૂર્તિ ઊભેલી છે જેના ઉપર આ પ્રમાણે લેખ ખોદેલો છે.

संवत् १२१५ वैशाख सुदि ३
बुधे कद्राश्रेष्ठेः

અર્થાત્ સં. ૧૨૧૫ ના વૈશાખ સુદિ ૩ બુધવારના દિવસે કદરા શેઠની આ મૂર્તિ કરાવવામાં આવી.

(૭) આવી જ એક મૂર્તિ પાર્શ્વનાથના મંદિરમાં પણ ઉભેલી છે અને તેના ઉપર માત્ર श्रेष्ठिधीरदेवस्य આટલો જ ઉલ્લેખ છે.

શેઠોની મૂર્તિઓ બે હાથ જોડીને ઉભેલી છે. ગળામાં કંઠી છે. બંને ભુજાઓમાં મોટા મણકાવાળા ભુજબંધ પહેરેલા છે. ગળામાં દુપટ્ટો નાંખેલો છે જેના છેડા ઠેઠ ઘુંટણ સુધી લટકે છે. કમરે કમરબંધ બાંધેલો છે અને તેમાં કટાર ખોસેલી છે. માથું ઉઘાડું છે અને તેમાં ઝીણા ઝીણા કેશ બતાવવામાં આવ્યા છે. છાતી સુધી લટકતી દાઢી છે.[૪]

આ જાતની મૂર્તિઓ ઘણા ઠેકાણે જોવામાં આવે છે. ઘણીક મૂર્તિઓ સસ્ત્રીક પણ હોય છે. મૂર્તિવાળા પુરુષને જો બે સ્ત્રીઓ હોય તો અડખે પડખે બંને સ્ત્રીઓની મૂર્તિઓ પણ બનાવેલી હોય છે. કેટલીક મૂર્તિઓની આસપાસ મૂર્તિવાળાનાં પુત્ર-પુત્રીઓના મૂર્તિઓ પણ નાના આકારમાં ઘડેલી હોય છે. જે ગૃહસ્થ પોતાના દ્રવ્યથી આવાં ધર્મસ્થાનો બનાવતાં તેમાં પોતાની આવી જાતની મૂર્તિઓ પણ બનાવીને બેસાડતા હતા. આબુના મંદિરોમાં વસ્તુપાલ તેજપાલની સસ્ત્રીક આવી મૂર્તિઓ ખાસ ધ્યાન ખેંચે તેવી છે.

(૮) સિંહાસન નીચેનો લેખ.

પાર્શ્વનાથના મંદિરમાં કોઇ નષ્ટ થએલી મૂર્તિની બેસણીના સિંહાસનનો પત્થર પડેલો છે. તેના ઉપર નીચેનો લેખ ખોદેલો છે.

सं. १२७१ वर्षे आश्विनवदि ० शनौ चउमुहयास्तव्य श्रेष्ठिधीरदेव-भार्या लाडीसंभवनाथप्रणमतिपरिकरोद्धारः

---

૪ આજ પ્રકારની લગભગ ત્રણ-ચાર ફીટની ઉંચાઇવાળી એક મૂર્તિ, વડાલીના રામજીના મંદિરમાં પણ ઉભેલી છે જેને પૂજારીઓ ગરુડની મૂર્તિ કહીને પૂજે છે.

तारे मया खलु पुरामृतमन्थनेऽपि
गत्वा प्रहस्य सुरदानवदैत्यसंघान् ।
उत्फुल्लनेत्रसुरगेन्द्रमुदग्ररूप-
माकृष्यमाणमवलोक्य सुविस्मितास्ते ॥ '

તારા ફરી આજીજી કરે છે. વાલી સમજે છે કે તારાને એના બલ ઉપર શ્રદ્ધા નથી; અને તેથી એનો અભિમાની આત્મા ભભૂકી ઉઠે છે. 'આઃ ! હું કહું એમ કર. અંતઃપુરમાં ચાલીજા. आः मम वशानुवर्तिनी भव ! प्रविश त्वमभ्यन्तरम् તારા–'આહું અભાગણી ચાલી.' વાલી તારાને જતી જુએ છે, હૃદય જરા નરમ પડે છેઃ 'हन्त प्रविष्टा तारा.' પણ તુરત જ સુગ્રીવને આહ્‌વાન કરે છે. સુગ્રીવ વિનયપૂર્વક આહ્વાનનો સ્વીકાર કરે છે. બન્ને યુદ્ધ કરે છે.

વાલીના ઓજસ્વી અને પ્રેમાળ અને ગર્વિષ્ઠ સ્વભાવની કલ્પના તારા સાથેના સંલાપથી થાય છે. તારાનું આવી બાબતોમાં સ્ત્રીસહજ સૂક્ષ્મદર્શિત્વ કવિએ પહેલા વાક્યમાં જ બતાવ્યું છે.

યુદ્ધ જોઇ રામ વાલીના બલથી ચકિત થાય છે; લક્ષ્મણ સુગ્રીવની શક્તિનું વર્ણન કરે છે; અને બન્ને ભાઇઓને લડતા જોઇ આ લોકો અનાર્ય છે એવું સૂચન કરે છે. વાલીના પ્રહારથી સુગ્રીવ પડે છે. હનુમાન ગભરાઇને રામ પાસે આવે છે–'વાનરેન્દ્ર બળવાન છે. મારો પતિ દુર્બલ છે, અવસ્થા અને પ્રતિજ્ઞા–એ બધું આપ વિચારો'. રામ શર મારે છે. વાલી મૂર્છિત થઇ પડે છે, પછી ભાન આવતાં શર ઉપર નામાક્ષરો વાંચે છે, અને આ અણછાજતા કૃત્યનો ઉત્તર માગે છે.

' युक्तं भो ! नरपतिधर्ममास्थितेन
युद्धे मां छलयितुमक्रमेण राम ।
वीरेण व्यपगतधर्मसंशयेन
लोकानां छलमपनेतुमुद्यतेन ॥

हन्त भोः !

भवता सौम्यरूपेण यशसो भाजनेन च ।
छलेन मां प्रहरता प्ररूढमयशः कृतम् ॥

भो राघव ! चीरवल्कलधारिणा वेपविपर्यस्तचित्तेन मम भ्रात्रा सह युद्धव्यग्रस्याधर्म्यः खलु प्रच्छन्नो वधः ।

અરે રામ ! તું રાજધર્મનું પાલન કરે છે, વીર છે, લોકોનો છળ દૂર કરવા ઉદ્યમ કરે છે; તો શું આમ ધર્મનો વિચાર છોડી દઇ યુદ્ધમાં મને અયોગ્ય રીતે ઉતરવો એ યોગ્ય છે ? અરે હે ! તું સૌમ્યરૂપ છું, કીર્તિવાળો છું; મને છળથી પ્રહાર કરીને તેં

અપજશ પ્રાપ્ત કર્યો છે. અરે રાઘવ ! ચીરવલ્કલધારી, વેષથી વિપર્યસ્તવાળા (એવા તેં) મારો–ભાઇની સાથે યુદ્ધમાં વ્યગ્રનો–છાનો વધ કર્યો છે તે અધર્મ્ય છે.' રામ પૂછે છે કે શું આ પ્રચ્છન્ન વધ અધર્મ્ય છે? વા–'कः संशयः–નિઃસંદેહ.' વાલી પણ છે અને દણ્ડય છે એમ કહી રામ રદીઓ આપે છે. વાલી પોતાનો અપરાધ પૂછે છે. રામ–' અગમ્યા સાથે સંગ !' વાલી–'અગમ્યા સાથે સંગ ! એતો અમારો (ધર્મ) આચાર છે.' રામ કહે છે–'તું ધર્માધર્મ જાણે છે, અને છતાં શું ભ્રાતૃદારાનું અભિમર્શન તારા માટે યોગ્ય હતું?' વાલી કહે છે 'આ બાબતમાં તો સુગ્રીવ પણ અપરાધી છે.' રામ–' મોટાથી કોઇ દિવસ નાનાની દારાનું અભિમર્શન થાય નહિ.' વાલી અનુત્તર થાય છે, અને આશા રાખે છે કે રામે દણ્ડ દીધો હોવાથી તે વિગતપાપ થશે. વાલી શાન્ત થાય છે, સુગ્રીવને પોતાના ભાઇની આ અન્તિમ સ્થિતિ જોઇ દુઃખ થાય છે; વાલી વીરપુરુષને ઉચિત જવાબ આપે છે– 'લોકધર્મ એવો છે.' એટલામાં નેપથ્યમાં સ્ત્રીઓનો અવાજ આવે છે. વાલી સુગ્રીવને તેમને રોકવા કહે છે 'આવી સ્થિતિમાં તેઓ મને જુએ એ યોગ્ય નથી.' સુગ્રીવ હનુમાનને રોકવા મોકલે છે; હનુમાન અંગદને લઇ આવે છે; પિતાની આ સ્થિતિ જોઇ અંગદને ક્લેશ થાય છે. વાલી એને રોકે છે અને સુગ્રીવને 'પોતાનો કુલપ્રવાલ' સોંપે છે; અને રામને સુગ્રીવ અને અંગદનો કોઇ અપરાધ થાય તો ક્ષમા કરવા વિનંતી કરે છે; સુગ્રીવને બોલાવી પોતાના કુલનું ધન 'હેમમાલા' આપે છે; હનુમાન પાસે પાણી મંગાવે છે, અને આચમન કરી પ્રાણ છોડે છે. રામ સુગ્રીવને વાલીનો સંસ્કાર કરવાની આજ્ઞા આપે છે, અને લક્ષ્મણને સુગ્રીવના અભિષેકની તૈયારી કરવા કહે છે. પ્હેલો અંક પૂરો થાય છે.

આ અંકમાં વાલીનું નિરૂપણ ખાસ ધ્યાન ખેંચે છે. એનું બળ, એનો અહંકાર, અને અહંકાર જન્ય પોતા વિષે અતુલ શ્રદ્ધા, અને તેથી પોતાના કૃત્યોની યોગ્યતા વિષે અસંદેહ–થોડાકમાં પણ સુરેખ રીતે કવિએ બતાવ્યાં છે; અને અન્તિમ દશાએ પ્હોંચ્યા પછી તેની ક્ષમા અને ઉદારતા–મરણમાં વૈર પણ મરે છે એ ભાવનાને વ્યક્ત કરતી ઉદારતા–બતાવી કવિ પોતાના હૃદયની ભાવના વ્યક્ત કરતો હોય એમ દેખાય છે. આ સ્વભાવચિત્રણ ઊરુભંગના દુર્યોધનનું સ્મરણ કરાવે છે.

આ અંકમાં બીજો એક પ્રશ્ન રામના કૃત્ય વિષે ઉપજે છે, અને તે ભીમે કરેલા દુર્યોધનના ઊરુભંગ જેવો જ છે. રામનો ખુલાસો એ કવિનો માનીએ તો આપણને અસંતોષ તો રહે છે જ. વાલી દણ્ડય હશે–અને રામ એના મુખે એ કબુલ કરાવે છે, અનિષ્ટમાં એ પણ વધતાઓછાપણું હોય છે એ ન્યાયના આધારે–પણ એનો પ્રચ્છન્ન વધ રામ માટે શી રીતે ન્યાય્ય છે એ આપણે સમજી શકતા નથી. ધર્મની દષ્ટિએ એનું સમર્થન થવું શક્ય નથી. બાકી કાર્યની દષ્ટિએ,–વ્યવહારની દષ્ટિએ–આપણે સમજી શકીએ એવું એ છે. રામને પોતાની પત્નીની શોધ કરાવવી છે; અને તે માટે 'પરસ્પર ઉપકાર' કરવાની પ્રતિજ્ઞાપૂર્વક આ વાનર સાથે મૈત્રી બાંધી છે. સુગ્રીવ વાનરોનો અધિપતિ થાય તો જ આ શક્ય હતું, અને વાલીને માર્યા વિના એ શક્ય ન હતું; હનુમાન પ્રતિજ્ઞાનું

સ્મરણ કરાવે છે અને રામ વાલીને મારે છે અને પોતાના કાર્યની સિદ્ધ અર્થે પ્હેલું પગલું ભરે છે. કાર્યનું બીજ અને તે અંગે પ્રથમ પ્રયત્ન આ અંકમાં આવી જાય છે.

બીજા અંકના વિષ્કમ્ભકમાં આ પ્રયત્નનું પરિણામ દેખાય છે. રામના ઉપકારનો બદલો સુગ્રીવ પ્રત્યુપકારથી વાળે છે. કકુભ નામનો વાનર 'કામ લગભગ પૂરું થવાથી બધા વાનરના યૂથપતિઓ ખાવા પીવામાં રોકાઇ ગયા છે,' એમ કહી પોતે ખાવાની તૈયારી કરે છે. એટલામાં બિલમુખ નામનો બીજો વાનર પ્રવેશ કરે છે. 'આર્ય રામે કરેલા ઉપકારના બદલામાં પ્રત્યુપકાર કરવા માટે સુગ્રીવે સીતાને શોધવા સર્વે દિશાઓમાં વાનરો મોકલ્યા છે.' અંગદ દક્ષિણ દિશામાં ગયો છે; તેની ખબર મેળવવા સુગ્રીવે તેને મોકલ્યો છે. બિલમુખ કુમાર અંગદને શોધે છે એવામાં કકુભને જુએ છે. એટલે તેની પાસે જાય છે અને બધી ખબર મેળવે છે. 'રામપત્નીનો ખગેન્દ્ર (જટાયુ) પાસેથી વૃત્તાન્ત મેળવી હનુમાન મહેન્દ્ર પર્વત ઉપર ચઢી લંકા જવા માટે વીર્યના પ્રાબલ્યથી સમુદ્ર આજે ઓળંગી ગયા છે.' એટલે લગભગ અડધું કાર્ય થઇ ગયું છે. બન્ને અંગદ પાસે જાય છે.

બીજા અંકમાં કવિ આપણને રાક્ષસીઓથી ઘેરાએલી સીતાનું દર્શન કરાવે છે. રામથી વિયુક્ત થયાં છતાં અને રાક્ષસોની મરજીમાં આવે એવાં અયોગ્ય બોલો સાંભળવાં પડતાં છતાં પોતે જીવે છે એ અતિધૈર્ય માટે સીતા પોતાનો ધિક્કારે છે. 'અથવા આર્યપુત્રના બાણના વિશ્વાસથી જીવું છું.' પણ આ દુઃખની ભઠ્ઠીમાં પાણી પડયું હોય એમ આજે સીતાનું હૃદય પ્રસન્ન થાય છે; સીતા વિચારે છે 'શું આર્યપુત્ર મારા વિષે પ્રસન્નહૃદય થયા હશે?'

હાથમાં વીંટી લઇ હનુમાન લંકામાં પ્રવેશ કરે છે. રાવણની નગરીનું વર્ણન કરે છે. હનુમાનને અફસોસ થાય છે—'આવી ઉત્તમ રાજલક્ષ્મીને પ્રાપ્ત કરી દશગ્રીવ આડે માર્ગે જઇને તેનો નાશ કરવા બેઠો છે.' આખી નગરી હનુમાન ફરી વળ્યો છે પણ સીતાનો કયાંઇ પત્તો લાગ્યો નથી. પોતે નિરાશ થાય છે, વળી એકવાર પ્રયાસ કરે છે. 'આ હવેલી ઉપર ચઢીને જોઉં.' 'અયે આ પ્રમદવનરાશિ છે. ત્યાં જઇ તપાસ કરું.' હનુમાન પ્રમદવનમાં જાય છે, વર્ણન કરતો કરતો શોધે છે. 'આ પ્રદેશમાં પ્રભાશાલી જેવું કોણ દેખાય છે?' તપાસ કરે છે. 'અરે આ કોણ છે?

राक्षसीभिः परिवृता विकृताभिः सुमध्यमा ।
नीलजीमूतमध्यस्था विद्युल्लेखेव शोभते ॥

વિકૃત રાક્ષસીઓથી ઘેરાએલી સુમધ્યમા કાળાં વાદળામાં વિદ્યુલ્લેખા જેવી શોભે છે! કાળા નાગ જેવી એકવેણી એ ધારે છે, અનશનથી દેહ કૃશ છે, અને આંસુથી વદન ભીનું છે!' હનુમાન વધારે ખાત્રી કરે એ પ્હેલાં તો દીવીઓનો પ્રકાશ દેખાય છે. રાવણને આવતો જોઈ તેનું વર્ણન કરે છે. હવે શું કરવું એની હનુમાનને ચિન્તા થાય છે.

એક અશોક વૃક્ષ જોઈ તેના ઉપર ચઢી જાય છે, અને તેનાથી ઢંકાઈ બધો વૃત્તાન્ત બરાબર જાણવા તે પ્રયત્ન કરે છે.

રાવણ પ્રવેશ કરે છે. આખા વિશ્વને, દેવદાનવ સર્વને હરાવી પોતાના કબજે કર્યા છે. પણ 'અહો દૈવની વિઘ્નક્રિયા! આ એક અવિવેકિની સીતા મારા ઉપર પ્રેમ નથી કરતી, અને પેલા ક્ષુદ્ર ક્ષત્રિય તાપસ વિષે નિશ્ચલ રીતે મુગ્ધેક્ષણા આસક્ત રહી છે!

सीता माममविवेकिनी न रमते, सक्ता च मुग्धेक्षणा ।
क्षुद्रे क्षत्रियतापसे ध्रुवमहो दैवस्य विघ्नक्रिया ॥'

રાવણ આકાશ તરફ જુવે છે. ચંદ્ર દેખાય છે.

उदयति गगने विजृम्भमाणः ।
कुमुदवनप्रियबान्धवः शशाङ्कः ॥

રાવણ આગળ ચાલે છે, સીતાને જુવે છે, 'આ સીતા, ઝાડના મૂળ ઉપર બેઠેલી, ધ્યાનમાં લીન હૃદયવાળી, અનશનથી દુર્બળ મુખવાળી, જાણે પોતાના દેહમાં પ્રવેશ કરવા ઇચ્છતી હોય એવી, બેસી ગએલા સ્તન અને ઉદરવાળી રાક્ષસીઓથી ઘેરાએલી મેઘમાં અન્તર્ગત થએલી ચંદ્રલેખા જેવી દેખાય છે. જે આ–

अपास्य भोगान् मां चैव श्रियं च महतीमिमाम् ।
मानुषे न्यस्तहृदया नैव वश्यत्वमागता ॥

ભોગનો, મારો, આ મોટી લક્ષ્મીનો ત્યાગ કરી માનવીમાં હૃદય રાખી વશ ન જ થઈ.'

રાવણની આ ઉક્તિઓથી હનુમાન સમજી જાય છે કે 'આ તે રાજકુમારી, રામની પત્ની મૈથિલી, સિંહને જોઈ ત્રાસ પામેલી મૃગલી જેમ સંતાપ પામે છે.'

રાવણ સીતા પાસે જાય છે. ઉગ્ર વ્રત છોડી દઈ પોતાને વશ થવા સમજાવે છે. સીતા–'રાવણ તું હાસ્યપાત્ર છે, જે વચનમાં રહેલી સિદ્ધિને પણ જાણતો નથી,' (એટલે કે શાપનું બળ તું જાણતો નથી.) હનુમાન રાવણનું વચન સાંભળી ખુબ ગુસ્સે થાય છે, અને રામનું કાર્ય પોતાને જ કરવાનું મન તેને થઈ જાય છે; પણ અટકી જાય છે. 'જો હું રાવણને હણું તો તો કાર્યસિદ્ધિ થઈ જાય, પણ એ રાક્ષસ જો મને મારે તો મોટું કાર્ય બગડે.'

રાવણ સીતાને ફરી વિનવે છે. 'દેવિ! દશશિરનો મનથી સ્વીકાર કર.

वरतनु तनुगात्रि कान्तनेत्रे
कुवलयदामनिभां विमुच्य वेणीम् ।
बहुविधमणिरत्नभूषिताङ्गं ।
दशशिरसं मनसा भजस्व देवी ॥

સીતા—'હં, ધર્મ જ ખરેખર વિપરીત થયો છે કે જેથી આ પાપી રાક્ષસ જીવે છે.' રાવણ ફરી 'દેવિ !' કહી કાંઈ કહેવા જાય છે. સીતા શાપ આપે છે. રાવણ પતિવ્રતાના ત્રણ અક્ષરોનું 'सत्तोऽसि' નું તેજ અનુભવે છે. નેપથ્યમાં ઘોષણા થાય છે. 'જયતુ દેવ. દશ નાડિકાઓ પૂર્ણ થઈ છે. સ્નાન વેળા વીતી જાય છે.' રાવણ ચાલ્યો જાય છે.

હનુમાન જુએ છે કે રાવણ ચાલ્યો ગયો છે; રાક્ષસસ્ત્રીઓ સૂઈ ગઈ છે. દેવી પાસે જવાનો આ સમય છે, એમ કહી નીચે ઉતરે છે. 'જયતુ અવિધવા! મને રાજા રામે મોકલ્યો છે. તારા વિષેના સ્નેહને લઇને સન્તાપથી એમનું ચિત્ત વિક્લવ થયું છે.' સીતાને શો ઉત્તર આપવો એતી સુઝ પડતી નથી. એને ભય છે કે 'પાપી રાક્ષસ વાનરરૂપે પોતાને આર્યપુત્રનો સંબંધી જણાવી છેતરવા ઇચ્છતો હશે?' સીતા મૂગી રહે છે. હનુમાન ખાત્રી આપવા પ્રયત્ન કરે છે. 'ઇશ્વાકુકુલદીપે વાનર સાથે સંધિ કરી તને શોધવા માટે મને હનુમાન નામના વાનરને મોકલ્યો છે.' સીતા વિચારે છે—'ભલે ગમે તે હોય! આર્યપુત્રના નામથી હું એની સાથે વાત કરીશ.' વાત કરે છે 'ભદ્ર! આર્યપુત્રનાં શા ખબર છે!' હનુમાન રામના વિરહકૃશ શરીરનું વર્ણન કરે છે. સીતા એ સાંભળી શરમાય છે 'આ વાનર જો સાચું બોલતો હોય તો આર્યપુત્રનો મારો વિરહપરિશ્રમ પણ સફળ થયો. આર્યપુત્રનો આ જન વિષે અનુક્રોશ અને પરિશ્રમ સાંભળી હૃદય સુખ અને દુઃખની વચ્ચે (ઝુલે છે.)' સીતા પૂછે છે. 'ભદ્ર! તમારો અને આર્યપુત્રનો સંગમ કેવી રીતે થયો?' હનુમાન આખો વૃત્તાન્ત—વાલિવધથી તે જટાયુ પાસેથી ખબર મળી ત્યાં સુધીનો વૃત્તાન્ત જણાવે છે. 'તને શોધવા માટે રાજાએ સર્વ દિશાઓમાં જે વાનરો મોકલ્યા તેમાંનો હું આજે ગૃધ્રના વચનથી હે દેવિ! તારી પાસે આવી પહોંચ્યો છું' इदमिय' કહી વીંટી બતાવે છે* સીતા 'અહો દૈવો અકરુણ છે જે આર્યપુત્રને આટલો શોક કરાવે છે. अहो अअरुणा क्खु इस्सरा एवं सोअन्तं अरयउत्तं करअन्ते ।' હનુમાન આશ્વાસન આપે છે. 'આપ વિષાદ ન કરશો. રામ પોતે જ ધનુષ લઇ વાનરસેના સાથે દશગ્રીવને ઉખાડી નાખવા લંકા ઉપર ચઢાઇ કરશે.' સીતા બીચારી કહે છે 'શું મેં સ્વપ્ન જોયું? ભદ્ર આ શું સત્ય છે? મને કાંઇ ખબર પડતી નથી.' હનુમાન સીતાની આ સ્થિતિ સમજે છે અને દુઃખી થાય છે. 'ભર્તૃવત્સલ ભર્તાને આ પ્રમાણે ગાઢ રીતે જાણ્યા છતાં પણ શોકાર્ત ખાત્રી પામતી નથી, અન્ય દેહને પામી હોય તેમ.

एवं गाढं परिज्ञाय भर्तारं भर्तृवत्सला।
न मत्यायति शोकार्ता यथा देहान्तरं गता ॥'

હનુમાન સીતાને ખાત્રી આપે છે કે "તારા પતિને હે રાજસુતા અહીંઆ લાવું છું!' છેવટે સીતા કહે છે 'ભદ્ર મારી આ અવસ્થા સાંભળી આર્યપુત્ર શોક પરવશ ન થાય

---

* મૂળમાં આવું કાંઇ સૂચન નથી. સીતાને ખાત્રી આપવા વીંટી આપવાની જરૂર છે તેનું સ્થાન આ વાક્ય પછી હોય એમ મને લાગે છે.

તેમ ખબર આપજે.'+ હનુમાન આજ્ઞા સ્વીકારે છે. સીતા-'જા ! કાર્ય સિદ્ધિ થઓ.' હનુમાન અનુગ્રહ સ્વીકારી ચાલવા માંડે છે, અને વિચારે છે કે રાવણને મારા આવ્યાની ખબર કેવી રીતે પડે !' હનુમાનને વાનરસદશ ઉપાય સુઝે છે, પ્રમદવનને તોડી ભાંગી નાંખવાનો.

परभृतगणजुष्टं पत्रषण्डाभिरामं
सुरुचिरतरुषण्डं तोयदाभं त्रिकूटम्
करचरणविमर्दैः काननं चूर्णयित्वा
विगतविपदर्पं राक्षसेशं करोमि

બીજો અંક પૂરો થાય છે.

આ અંકમાં કવિએ આપણને સીતાનું દર્શન કરાવ્યું છે. સીતાના પ્રસંગથી રાવણનું દર્શન પણ થયું, અને કાર્યના પ્રસંગથી હનુમાનનું પણ દર્શન થયું. આ અંકમાં મને ઘણા પાઠો લુપ્ત થયા હોય તેમ લાગે છે. એથી આ પ્રસંગોમાં આ નાટકકારને સહજ દીપ્તિની જે આશા રખાય તે બરાબર પૂરી થતી નથી. પણ આ સ્થિતિમાં એ આ કવિની કલમ તો પારખી શકાય છે. પ્રથમ અંકમાં આખા કાર્યની મૂળ પ્રેરણા આપ્યા પછી એ પ્રેરણાનું પ્રથમ પરિણામ આ અંકમાં દેખાય છે; હનુમાને કરેલી સીતાની શોધ. આ આખા પ્રસંગનું વિધાન કરવામાં કવિએ જે કુશળતા બતાવી છે તે સ્પષ્ટ છે. પ્રથમ રામનું ધ્યાન ધરતી વિરહકૃશ સીતા, પછી લંકામાં શોધ કરતા હનુમાનનું દર્શન, હવેલી ઉપર ચઢી પ્રમદવનને જોઇ તેનું ત્યાં આગમન, સીતાને જોઇ આ કોણ હશે એવી શંકા,-તે પ્રસંગે રાવણનું આગમન અને તેની ઉક્તિઓ—જે તેનો વૈભવ અને સીતાની પતિભક્તિ વ્યક્ત કરે છે; અને જે કાર્યની દૃષ્ટિએ 'આ સીતા છે' એવું હનુમાનને જ્ઞાન કરાવે છે—પછી હનુમાન અને સીતાનું મળવું, તેમાં સીતાની શંકા અને ધીમે ધીમે સમાધાન;—આ રચનામાં કૌશલ છે. ફક્ત સીતા અને હનુમાનનો પ્રસંગ કાંઇક વધારેની અપેક્ષા રાખે છે.

ત્રીજો અંક રાવણના દરબારમાં ઉઘડે છે. શંકુકર્ણ નામનો એક સેવક, પ્રતિહારી કોણ છે એમ પૂછતો દાખલ થાય છે. પ્રતિહારી આવી કામ પૂછે છે. શંકુકર્ણ કહે છે કે 'મહારાજ રાવણને જણાવો કે भग्नप्राया अशोकवनिका.' પ્રતિહારી નિવેદન કરવા જાય છે. રાવણ દાખલ થાય છે, અને પૂછે છે 'હે નવીન ( પ્રથમ કોઇ દિવસ ન સાંભળેલું ) વાક્ય બોલનાર! જલદી કહે કે મરવાની ઇચ્છાવાળો કોણ એવો નિર્લય છે કે જેણે વનના અભિમર્દનથી મારું અપમાન કર્યું છે ?' શંકુકર્ણ જણાવે છે કોઇક વાનરે આ કામ કર્યું છે. રાવણ અવજ્ઞાથી પૂછે છે 'શું વાનરે ! જા જલદી પકડી લાવ.' શંકુકર્ણ જાય છે. રાવણનો ક્રોધ ઉછળે છે; દેવો ઉપર એને શંકા જાય છે—'જો તેઓનું આ કામ હોય તો તેઓ તેમના શાઠ્યનું ફલ અનુભવશે.' શંકુકર્ણ આવીને ખબર આપે છે કે

+ સીતાની આ ઉક્તિ ઉપરથી એમ લાગે છે કે હનુમાને વીંટી આપતી વખતે રામની વિયોગાર્ત દશાનું દૂરી વર્ણન કર્યું હશે, જે લુપ્ત થઇ ગયું હશે.

'મહારાજ! તે વાનર ખરેખર મહાબળ છે, સાલવૃક્ષો કમળના તન્તુની જેમ ઉખાડી નાખ્યા, મુઠીવડે દારુ પર્વત ભાગી નાખ્યો, લતાગૃહો હથેળીઓથી મસળી નાખ્યાં, નાદથી જ પ્રમદવદનના પહેરેગીરોને મૂર્છિત કરી નાખ્યા. તેને પકડવા માટે મહારાજ સમર્થ સૈન્યને આજ્ઞા આપવાની કૃપા કરો.' રાવણ હજાર સેવકોનું સૈન્ય મોકલે છે; હનુમાન મોટાં ઝાડથી તેમને મારી નાંખે છે. રાવણ કુમાર અક્ષને મોકલે છે, તે પણ બીજા સાત સેનાપતિઓ સાથે નાશ પામે છે. આ કવિની આવા બનાવોનું વર્ણ કરવાની જે શક્તિ દૂત-ઘટોત્કચ તેમ જ ઊરુભંગમાં જણાય છે તેવી જ અહીં પણ દેખાય છે:

क्रोधात् संरक्तनेत्रं त्वरिततरहयं स्यन्दनं वाहयन्तं
प्रावृट्कालाभ्रकल्पं परमलघुतरं बाणजालान् वमन्तम् ॥
तान् बाणान् निर्विधून्वन् कपिरपि सहसा तद्रथं लंघयित्वा
कण्ठे संगृह्य धृष्टं मुदिततरमुखो मुष्टिना निर्जघान ॥

ક્રોધથી રાતી આંખવાળા, રથને દોડાવતા, વર્ષાના વાદળસમા, ચપળતાથી બાણજાળ ફેંકતા (કુમારને), તે બાણોને બાજુએ ફેંકી દઇ તેના રથ ઉપર ચઢી તેનો ટોટો પકડી મ્હોડાથી આનંદિત થતા એવા તે વાનરે મુઠી વડે મારી નાખ્યો.

રાવણ વૃત્તાન્ત સાંભળી પોતે જવા તૈયાર થાય છે; પણ શંકુકર્ણ કહે છે કુમાર ઇન્દ્રજિત ગયા છે. રાવણ એને ફરી ખબર કઢાવવા મોકલે છે. શંકુકર્ણ ખબર લાવે છે કે તુમુલ યુદ્ધ પછી તે વાનરને બાંધ્યો છે. ...વા તેમાંનો હું આજે ગૃધ્રના વચ-

આ કવિ મોટે ભાગે આવા '...હાન્યા છું' इदमिव' કહી વીંટી બતાવે છે* સીતા રસ જમાવે છે. આ... જ આર્યપુત્રને આટલો શોક કરાવે છે. अहो अकरुणा कलु इस्सरा કરવા પ્રય...ત अरयउत्तं करअन्ते ।' હનુમાન આશ્વાસન આપે છે. 'આપ વિષાદ ન કરશો. રામ પોતે જ ધનુષ લઇ વાનરસેના સાથે દશગ્રીવને ઉખાડી નાખવા લંકા ઉપર ચઢાઇ કરશે.' સીતા બીચારી કહે છે 'શું મેં સ્વપ્ન જોયું? ભદ્ર આ શું સત્ય છે? મને કાંઇ ખબર પડતી નથી.' હનુમાન સીતાની આ સ્થિતિ સમજે છે અને દુઃખી થાય છે. 'ભર્તૃવત્સલ ભર્તાને આ પ્રમાણે ગાઢ રીતે જાણ્યા છતાં પણ શોકાર્ત ખાત્રી પામતી નથી, અન્ય દેહને પામી હોય તેમ.

एवं गाढं परिज्ञाय भर्तारं भर्तृवत्सला ।
न प्रत्यायति शोकार्ता यथा देहान्तरं गता ॥'

હનુમાન સીતાને ખાત્રી આપે છે કે "તારા પતિને હે રાજસુતા અહીંઆ લાવું છું!' છેવટે સીતા કહે છે 'ભદ્ર મારી આ અવસ્થા સાંભળી આર્યપુત્ર શોક પરવશ ન થાય

---

* મૂળમાં આવું કાંઇ સૂચન નથી. સીતાને ખાત્રી આપવા વીંટી આપવાની જરૂર છે તેનું સ્થાન આ વાક્ય પછી હોય એમ મને લાગે છે.

लब्ध्वा तस्मात् प्रसादं पुनरगसुतया नन्दिनानादृतत्वात्
दत्तं शप्तं च ताभ्यां यदि कपिकृतछद्मना तन्मम स्यात् ॥

બાલચરિતના કંસની જેમ રાવણનું હૃદય એના પાપથી શિથિલ થવા માંડે છે. કદી પણ નહિ બનેલો બનાવ બનતાં 'ભોઃ કષ્ટમ્' નો ઉદ્‌ગાર નીકળી જાય છે, અને એ જ વિચારપરંપરામાં તેને તેનો ગર્વ યાદ આવે છે–અને એના પરિણામરૂપ શાપ યાદ આવે છે, અને તેનું મન આ બનાવને એ શાપ સાથે જોડે છે. આ રીતે કવિ ટુંકામાં રાવણની ચિત્તદશાની આપણને ઝાંખી કરાવે છે.

વિભીષણ પ્રવેશ કરે છે. 'અહો! મહારાજની બુદ્ધિ વિપરીત બની છે. મેં અનેકવાર કહ્યું કે મૈથિલી પાછી આપો; પણ મારૂં સાંભળતા નથી.' રાવણ પાસે તે જાય છે; રાવણ બેસવાનું કહેતાં બેસે છે. તેની મુખમુદ્રા જોઇ રાવણ પૂછે છેઃ 'વિભીષણ ઉદાસીન કેમ દેખાય છે?' વિ– 'કહ્યું ન સમજનાર સ્વામીના આશ્રિત સેવકને નિર્વેદ જ હોય!' રાવણ સમજી જાય છે અને કહે છે 'એ વાત બંધ કર. તું પણ વાનર લેવા જા.' વિભીષણ જાય છે.

રાક્ષસોએ પકડેલો હનુમાન પ્રવેશ કરે છે. "તે દુરાત્મા રાક્ષસથી હું ધર્ષિત નથી થયો. રાક્ષસરાજને જોવાની ઇચ્છાથી સ્વયં પકડાયો છું." હનુમાન રાવણની ખબર પૂછે છે 'अपि कुशली भवान्.' રાવણ એને શેનો જવાબ આપે? વિભીષણને અવજ્ઞાપૂર્વક પૂછે છે 'શું તે કર્મ આનું છે?' વિ–'આનાથી પણ અધિકનું.' રા–'તને શી રીતે ખબર પડી?' વિભીષણ હનુમાનને પૂછવાનું કહે છે. રાવણ પૂછે છે; હનુમાન જવાબ આપે છે. 'અંજના વિષે ઉત્પન્ન થએલો મારુતનો ઔરસ સુત છું; રાઘવે મોકલેલો હનુમાન નામે વાનર છું.!

अञ्जनायां समुत्पन्नो मारुतस्यौरसः सुतः ।
प्रेषितो राघवेणाहं हनुमान्नाम वानरः ॥

વિ૦–'મહારાજ સાંભળ્યું?' રા–'સાંભળીને શું?' વિ–'હનુમન્! રાઘવ શું કહે છે?' હ–'રામશાસન સાંભળો.' રાવણ–'શું? શું? 'રામ શાસન' એમ કહે છે! આઃ આ વાનરને મારી નાખો.' વિ–'મહારાજ કૃપા કરો. ગમે તેટલા અપરાધ હોય પણ દૂત અવધ્ય છે. રામનું વચન સાંભળી પછી યથેષ્ટ કરવાની મહારાજ કૃપા કરશે.' રાવણ પૂછે છે 'એ માનવી શું કહે છે?' હનુમાન સંદેશો આપે છે 'તું ગમે તેના શરણે જા, શરથી તારા શરીરને ભેદી હું તને યમસદન પ્હોંચાડવાનો છું.' રાવણ–'હહહ' કરી હસે છે. 'દેવોનો મેં અભિભવ કર્યો છે. દૈત્યેન્દ્રો મારે વશ છે. પોલસ્ત્યનું પુષ્પક પડાવી લાવ્યો છું. અરે શું માનવી રામ મારા ઉપર ચઢાઇ કરે છે.!' રાવણે ફરીથી હાસ્ય કર્યું હશે. હનુમાન એને છંછેડે છે.'આપ એવા હતા તો પછી ગુપ્ત રીતે કેમ તેની સ્ત્રીનું હરણ કર્યું?' વિભીષણ ટાપસી પૂરે છેઃ 'હનુમાન બરાબર કહે છે. માયાવડે

રામને દૂર કરી ભિક્ષુનો વેશ લઇ છળથી તેનું કેમ હરણ કર્યું ?' રાવણુનો ભીજાજ જાય છે. 'વિભીષણું શત્રુનો પક્ષ લે છે ?' વિ. માફી માગે છે અને રામની પત્ની પાછી સોંપવાનું કહે છે. 'તારાથી–રાક્ષસપુંગવથી–આ કુળ નાશ પામે એ હું ઇચ્છતો નથી.' રા–'વિભીષણ નિર્ભય રહે ! શું લમ્બસટસિંહને મૃગ પાડી શકે ? અથવા શું શીયાળીયું સુમહાન્ મત્ત હાથીને મારી શકે ?' હનુમાન આ શબ્દો સાંભળી ચીડાય છે; અને રાવણને તેનું નામ લઇ યોગ્ય ઉત્તર આપે છે. રાવણ આ વાનરને પોતાને કેવળ નામવડે સંબોધન કરતો સાંભળી અતિ કુપિત થાય છે, અને એકદમ મારવાનો હુકમ કરે છે; પણ એ દૂત છે એમ યાદ આવતા શંકુકર્ણને એનું પુચ્છું સળગાવી છોડી મુકવાનો હુકમ કરે છે. શંકુકર્ણ એને લઇ જાય છે, હનુમાન જાય છે. પણ રાવણ એને રોકે છે અને કહે છે "મારા વચનથી એ માનવીને કહેજે 'રામ ! સ્ત્રીનું હરણ કરી મેં તારો અભિભવ કર્યો છે. જો તને ધનુષનું અભિમાન હોય તો મને મોટો રણસંગ્રામ આપ.
अभिधीयतां मद्वचनात् स मानुषः।

> अभिभूतो मया राम ! दारापहरणादसि ।
> यदि तेऽस्ति धनुःश्लाघा दीयतां मे रणो महान् ॥

હનુમાન ઉચિત ઉત્તર આપે છે. રા–' આઃ આ વાનરને નીકાલો.' હનુમાન જાય છે. વિભીષણ રાવણને શાન્ત પાડે છે; અને કહે છે 'આપને કાંઇ હિત વચન કહેવું છે.' રાવણ સાંભળવા તૈયાર થાય છે. વિભીષણ કહે છે કે તેના દોષથી રાક્ષસકુળ વિનાશની પાસે આવ્યું છે. રાવણ પોતાનો દોષ પૂછે છે, વિ–'સીતાહરણ–એ જ.' રા–'સીતાહરણથી શો દોષ થાય ?' વિ–'અધર્મ અને–' વિભીષણ અચકાય છે. રાવણ વાકય પૂરૂં કરવા કહે છે. વિભીષણ કહે છે 'બસ એટલું જ.' રાવણ પોતાના સમ આપી એને બધું કહેવા કહે છે. વિભીષણ અભય માગી કહે છે "અને બળવાનની સાથે વિગ્રહ." બસ આ વાકય રાવણને અસહ્ય થઇ પડે છે. પોતાના શત્રુને કોઇ બલવાન કેમ કહી શકે ? રોષમાં અને રોષમાં રાવણ એને શત્રુપક્ષનો આશ્રિત કહે છે; અને એને કહાડી મૂકવા હુકમ કરે છે. વિ–'મહારાજ કૃપા કરો. હું જ જઇશ. હે રાજન્ તેં મને હુકમ કર્યો છે, હું જાઉં છું; અને એમાં દોષ મારો નથી. રોષ અને કામનો ત્યાગ કરી જે કરવા યોગ્ય છે તે કરજે,' એમ કહી રામ પાસે જવાનો પોતાનો નિશ્ચય જાહેર કરે છે. વિભીષણ જાય છે. તેના ગયા પછી રાવણ–'हन्त निर्गतो विभीषणः હું પણ નગરની રક્ષાની તૈયારી કરૂં.' ત્રિજો અંક પૂરો થાય છે.

કવિ ભૂમિકા તૈયાર કરે છે; અને રાવણના પરાજયનું સૂક્ષ્મ બીજ પણ મૂકે છે. દેવદાનવો પણ જેના સામું નજર કરવાની હિંમત ન કરે તે લંકામાં એક વાનર પેઠો અને અશોકવનિકા તોડી નાખી ! સર્વ શક્તિધરના રાજ્યમાં આવો બનાવ એ મોટો ઉત્પાત જ ગણાય. પણ કવિ આ બનાવનો વધારે સૂક્ષ્મ ઉપયોગ કરે છે. રાવણને તેના ગર્વના સ્મરણ પૂર્વક શાપનો ભય પેદા કરાવે છે. આ ભય આગળ રાવણનું હૃદય પણ ઘડીભર શિથિલ થાય છે. આ સ્થિતિનું વધારે સચોટ અને મર્મભેદક નિરૂપણ કવિએ કંસમાં કર્યું છે. વિભીષણ રામની મદદે જાય છે એ બનાવ પણ કવિ ખુબીથી પ્રસ્તુતમાંથીજ પેદા કરે છે. ઘર ફૂટે ઘર જાય. પણ વિભીષણ કહે છે દોષ એનો નથી. આનો નીકાલ કરવો કઠિન છે, અને તે બહુ ઉંડા પ્રશ્નોની ચર્ચા પછી પણ થાય કે ન થાય એવો છે.

બીજા અને ત્રિજા અંકમાં કવિએ આપણને પ્રતિસ્પર્ધી અથવા પ્રતિનાયક રાવણ સંબંધી આ પ્રયત્નથી જે પરિણામો આવ્યાં તે બતાવ્યાં. રાવણે રામને 'दीयतां मे रणो महान्' નું કહેણ મોકલાવ્યું છે. ચોથા અંકમાં આ કહેણના જવાબમાં રામનો પ્રયત્ન કવિ આપણને બતાવે છે.

વિષ્કમ્ભકમાં કંચુકી અને બલાધ્યક્ષની વાત ઉપરથી જણાય છે કે રામને બધી ખબર મળી ગઇ છે. અને સુગ્રીવે રામનું કાર્ય કરવાના હેતુથી 'વાનરવાહિની' સજ્જ કરવાની આજ્ઞા આપી છે.

રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને હનુમાન સમુદ્ર કાંઠે આવી ઉભા છે. રામ કહે છે કે 'મેઘ સરખા પર્વતો ઓળંગી, સિંહાદિ જેનાં પાણી પીએ છે એવી નદીઓ ઉતરી, મ્હોટું જંગલ પસાર કરી, હવે સુગ્રીવના સૈન્ય સાથે વેલાતટ ઉપર આવ્યો છું.' લક્ષ્મણ સમુદ્રરૂપી વરુણનું વર્ણન કરે છે. લંકા ઉપર આક્રમણ કરવા ઉત્સુક રામ કહે છે 'શું રિપુનો સંહાર કરવા ઉદ્યુક્ત થએલા મને, તેને જીવતો રાખવા, સાગર રોકે છે ? कथं कथं भोः !

> रिपुमुद्धर्तुमुद्यन्तं मामयं सक्तसायकम् ।
> सजीवमद्य तं कर्तुं निवारयति सागरः ॥

એટલામાં સુગ્રીવ આકાશમાંથી કોઇ રાક્ષસને ઉતરતો જુએ છે; હનુમાન વાનરવીરોને અપ્રમત્ત રહેવા આજ્ઞા કરે છે. રામ હનુમાનને રાક્ષસથી ન ગભરાવવાનું કહે છે. વિભીષણ આકાશમાં પ્રવેશ કરે છે. 'રાઘવની છાવણીમાં આવી પહોંચ્યો છું.' પોતે કોઇપણ જાતની ખબર આપ્યા વિના આવ્યો છે તેથી રામ એને શી રીતે ઓળખશે એ શંકા વિભીષણને થાય છે. 'જેની આગળ ઇંદ્ર પણ ન ઉભો રહી શકે તેના ન્હાના ભાઇ તને શરણે આવેલો જોઇ રઘુપતિ શું કહેશે એ વિચારથી મારું હૃદય શંકિત થયું છે.' રામની સુજનતા ઉપર આધાર રાખી નીચે ઉતરે છે; પણ તદ્દન ભૂમિ ઉપર આવતો નથી. હનુમાન જુએ છે અને વિભીષણને ઓળખે છે; વિભીષણ પોતાની ખબર રામને આપવા તેને

વિભીષણ શરણાર્થે આવ્યો છે.' રામ આ મદદ સ્વીકારવા અતિ ઉત્સુકતા બતાવે છે; 'શું શું વિભીષણ શરણે આવ્યો છે? વત્સ લક્ષ્મણ જા, સત્કાર કરી વિભીષણને દાખલ કર.' સુગ્રીવના મુખ ઉપર વ્હેમની છાયા જોઇ રામ પૂછે છે; સુગ્રીવ કહે છે:-દેવ **बहुमायाच्छलयाधिनश्च राक्षसाः** રાક્ષસો ઘણા માયાવી અને કપટ યુદ્ધ કરનારા હોય છે; તેથી બરાબર વિચારીને વિભીષણને દાખલ કરાવજો.' હનુમાન એની શંકાને સમાવી દે છે; રાવણ સાથે વિભીષણને વિવાદ કરતો એણે જાતે જોયો છે. શંકા ઉત્પન્ન થવાથી રોકાએલો લક્ષ્મણ જાય છે, અને વિભીષણને લઇ આવે છે. રામ વિભીષણના કુશલ સમાચાર પૂછે છે. વિભીષણ કહે છે 'રાજન્! તારા આશ્રયથી આજ કુશલ છું.' રામ કહે છે '**अद्यप्रभृति मद्वचनाल्लंकेश्वरो भव**' આજથી મારા વચનથી લંકેશ્વર થા.' રામે વિભીષણને રાજનીતિજ્ઞની માફક પોતાનો કરી લીધો. રામ આગળ ચલાવે છે. 'વિભીષણ તારા આવવાથી જ અમારૂં કાર્ય સિદ્ધ થયું છે; પણ સાગર તરવાનો ઉપાય સુઝતો નથી.' વિભીષણ દિવ્યાસ્ત્રનો પ્રયોગ કરવાની સલાહ આપે છે; રામ તેમ કરવા જાય છે ત્યાં વરુણ પોતે દાખલ થાય છે અને 'નારાયણના નરરૂપી' અવતારને શરણ જાય છે. વિભીષણ સૌને વરુણ ઓળખાવે છે. રામ લંકા જવા માર્ગ આપવા વરુણને વિનંતી કરે છે; 'આ રહ્યો માર્ગ. આપ પ્રયાણ કરો' કહી વરુણ અદૃશ્ય થઇ જાય છે. વિભી-'દેવ અત્યારે સમુદ્ર બે ભાગમાં વ્હેંચાઇ ગએલો દેખાય છે.' રામ હનુમાનને આગળ થવાનું કહે છે-કારણ કે પોતાના માણસોમાં હનુમાન જ લંકાનો ભોમીયો છે. બંધા સમુદ્ર ઓળંગી લંકા પાસે આવે છે. હનુમાન રામને લંકા બતાવે છે; 'દેવ! આ-આ-લંકા.' જોઇને રામને વિચાર થાય છે કે રાક્ષસનગરની શ્રી ટુંકા સમયમાં પોતાના આક્રમણથી નાશ પામશે; એમાં દોષ રાવણનો છે. **अहो राक्षसनगरस्य श्रीरचिराद्विपर्यस्यते ।**

मम शरवरपातभग्ना
कपिवरसैन्यतरङ्गताडितान्ता ।
उदधिजलगतेव नौर्विपन्ना
निपतति रावणकर्णधारदोषात् ॥

રામ સુગ્રીવને સુવેલ પર્વત ઉપર સેનાનિવેશ કરવા કહે છે. સુગ્રીવ નીલને તેમ કરવા આજ્ઞા આપે છે. થોડીકવાર પછી નીલ પાછો આવી જણાવે છે કે: 'ક્રમપૂર્વક સેનાઓને મુકામ અપાતાં, પુસ્તકના પ્રામાણ્યથી વૃન્દસંખ્યાની પરીક્ષા કરતાં, કોઇ પણ રીતે ન ઓળખતા એવા બે વનવાસીઓ પકડાયા. એમનું શું કરવું એ અમે જાણતા નથી. તેથી આપ કહો તે પ્રમાણે કરીએ!' રામ તેમને તુરત જ દાખલ કરવાની આજ્ઞા આપે છે. શુક અને સારણ નામના વાનરરૂપધારી બે રાક્ષસો પ્રવેશ કરે છે. તેઓ પોતાને આર્યકુમુદના સેવક તરીકે ઓળખાવે છે. વિભીષણ સાવધાનીથી એમને નિહાળી ઓળખી કહાડે છે. રાક્ષસો બીજી યુક્તિ કરે છે: 'રાવણની વિપરીત બુદ્ધિથી રાક્ષસકુલનો નાશ જોઇ આર્યના આશ્રય માટે વાનરરૂપે આવ્યા છીએ.' રામ વિભીષણની

સલાહ માગે છે; વિભીષણ કહે છે 'આ બે રાવણના સમ્મત મન્ત્રીઓ છે, માટે એમને યોગ્ય દણ્ડ આપવો.' રામ વિભીષણની સલાહ માનતા નથી, પણ એમને છોડી મૂકે છે: 'આ બેને શિક્ષા કરવાથી મારી વૃદ્ધિ થવાની નથી; અથવા રાક્ષસેન્દ્રનો ક્ષય થવાનો નથી. માટે એમને છોડી મૂકો.' આ વર્તનથી રામની ઉદાર રાજનીતિ વ્યક્ત થાય છે. લક્ષ્મણ સૂચના કરે છે: 'એમને છોડી મુકવા હોય તો આખા લશ્કરની તપાસ કર્યા પછી એમને છોડો.' રામ એમ કરવાની આજ્ઞા આપે છે; પણ બન્ને રાક્ષસોને પાછા બોલાવી રાવણને સંદેશો મોકલે છે: 'મારી દારાનું હરણ કરી તમે પોતે જ વિગ્રહ કરાવ્યો છે. તમને મળવાની ઇચ્છાવાળો હું રણાતિથિ આવ્યો છું; પણ તમે દેખાતા નથી.

मम दारापहारेण स्वयंग्राहितविग्रहः ।
आगतोऽहं न पश्यामि द्रष्टुकामो रणातिथिः ॥

રામ સૈન્ય તપાસવા જાય છે; સૂર્યાસ્ત થતો દેખાય છે.

अस्ताद्रिमस्तकगतः प्रतिसंहृतांशुः
सन्ध्यानुरञ्जितवपुः प्रतिभाति सूर्यः ।
रक्तोज्ज्वलांशुकवृते द्विरदस्य कुम्भे
जाम्बूनदेन रचितः पुलको यथैव ॥

અસ્તાચલના શિખર ઉપર ગએલો, કિરણોને સંકેલી લેતો, સંધ્યાથી રંગાએલા શરીરવાળો સૂર્ય પ્રકાશે છે;—રાતા ઉજ્જ્વલવસ્ત્રથી ઢંકાએલા હાથીના કુમ્ભ ઉપર જેમ સુવર્ણનો પુલક (શોભે તેમ.)

ચોથો અંક પૂરો થાય છે.

આ અંકમાં રામનો પ્રયત્ન આગળ વધે છે. દરીઓ ઓળંગી રામ લંકા પાસે મુકામ કરે છે; ત્યાં સૈન્યમાં ઘુસી ગએલા બે રાક્ષસો પકડાય છે, રામ તેમને ઉદારતાથી છોડી મૂકે છે અને તેમની દ્વારા પોતાના આવ્યાની ખબર પણ કહેવડાવે છે; એ રીતે છૂટા જેવા લાગતા આ પ્રસંગનો કવિ કુશળતાથી નાટકના કાર્યમાં ઉપયોગ કરી લે છે.

પાંચમા અંકના વિષ્કમ્ભકમાં વિગ્રહ ક્યાં સુધી આવ્યો છે તેની માહીતી કવિ આપણને આપે છે. રાવણનો કંચુકી પ્રવેશ કરે છે અને વિદ્યુજ્જિહ્વ નામના રાક્ષસને બોલાવવા પ્રતિહારી મોકલે છે. રાવણની વિપરીત બુદ્ધિને શોચે છે; 'રાક્ષસકુલના અભ્યુદયનો નાશ થાય છે; પોતાના સર્વસાધનો નાશ પામ્યાં છે, વીર પુરુષો હણાઇ ગયા છે છતાં મહારાજની બુદ્ધિ સ્વચ્છ થતી નથી. સમુદ્ર ઓળંગાયો છે એ જોઇને પણ સ્ત્રી પાછી સોંપી શાન્તિ કરતા નથી.

चलत्तरङ्गाहतभीमवेल-
मुदीर्णनक्राकुलनीलनीरम् ।
समुद्रमाक्रान्तमवेक्ष्य तस्मै
दारप्रदानान्न करोति शान्तिम् ॥

વળી પ્રહસ્ત, કુમ્ભકર્ણ આદિ વીરોને રાઘવે હણ્યા છે; આજે ઇન્દ્રજિત પણ બ્હાર નીકળ્યો છે. આવી સ્થિતિ છતાં મદન પરવશ, વીરમાની, સચિવોના વચનની ઉપેક્ષા કરી યુદ્ધની અભિલાષાવાળા રાવણ દેવી જાનકીને પાછી આપતા નથી.' વિદ્યુજ્જિહ્વ આવે છે; એને મહારાજની આજ્ઞા કંચુકી જણાવે છે. 'રામલક્ષ્મણનાં માથાંની પ્રતિકૃતિઓ કરી લાવ.' વિદ્યુજ્જિહ્વ એ પ્રમાણે કરવા જાય છે. વિષ્કમ્ભક પૂરો થાય છે.

પાંચમા અંકમાં ફરી પાછું સીતાનું અને રાવણનું દર્શન થાય છે. વિષ્કમ્ભકમાં રામ લક્ષ્મણના માથાંની પ્રતિકૃતિ મંગાવી છે તે ઉપરથી જ આ અંકના બનાવની કાંઇક આગાહી થાય છે. સીતા–રાક્ષસીઓથી ઘેરાએલી–પ્રવેશ કરે છે. બીજા અંકમાંના અને આ અંકમાંના દર્શનની બાહ્ય સ્થિતિમાં કાંઇ ફેર નથી. પણ સીતાના હૃદયમાં કેટલાએ ફેરફારો થયા હશે, કેટલાએ ભિન્ન ભિન્ન ભાવોના એને અનુભવ થયા હશે? હનુમાન આશા આપી ગયો ત્યારથી આશાના અંકુર ફૂટ્યા હશે, પછી રામલક્ષ્મણ વાનર સૈન્યે સાથે આવ્યા ત્યારથી તો આનન્દનો અનુભવ વધતો જ ચાલ્યો હશે; 'આર્યપુત્રના સાયકના વિશ્વાસથી જીવું છું'–એ પોતાનો વિશ્વાસ ખરો પડતો હતો. આ બધું, કવિ આપણને કહેવા બેસતો નથી; પણ ટુંકામાં 'આર્યપુત્રના આગમનથી પ્રહ્લાદિત થએલા હૃદયમાં' એમ વાક્યના ગૌણભાગમાં જ સૂચન કરી દે છે. પણ આજે સીતાના હૃદયમાં 'આવેગ જેવું કાંઇ થાય છે;' સીતાના હૃદયમાં તાત્કાલિક ભાવીમાં જે કાંઇ થવાનું છે તેની આગાહી થાય છે. સાત્ત્વિક વૃત્તિવાળા માણસોને આવું થાય છે એવી આપણા પ્રાચીનોની માન્યતા હતી. હનુમાન સીતાને મળ્યો એ પ્હેલાં એનું હૃદય પ્રસન્ન થાય છે; અહીંઆ આવેગ થાય છે. ( આ માન્યતાનો અનેક પ્રાચીન નાટકોમાં ઉપયોગ થએલો છે. ) 'અનિષ્ટ નિમિત્તો દેખાય છે; અને એમ છતાં હૃદયનો મહાન અભ્યુદય વધ્યાં કરે છે. દેવો શાન્તિ કરો.' રાવણ દાખલ થાય છે. ત્રિજા અંકમાં જોએલા રાવણમાં અને આમાં ઘણો ફેર દેખાય છે. જે આત્મશ્રદ્ધાથી સકલલોકની લક્ષ્મીનું પોતાનું સહજ પ્રભુત્વ સૂચવતો હતો તે અત્યારે બાલચરિતના કંસની જેમ, નાસતી લક્ષ્મીને રોકવાનો વૃથા પ્રયત્ન કરતો દાખલ થાય છે. રાવણ–'સમરમાં પૌલસ્ત્યને જીત્યા પછી લંકા હાથ આવી ત્યારે પકડેલી આ નારી, મારે ભવન છોડી ચાલી નીકળી! બાઇ! ઉભી રહે, ઉભી રહે! ન જવાય! ન જવાય! શું કહે છે?' તને છોડી રામ પાસે જાઉં છું.' આ શબ્દો સાંભળી રાવણનો ગર્વ ભભૂકે છે: 'આઃ હલકટ! તે સમયે વૈશ્રવણાલયમાં તને બલાત્કારથી પકડી હતી; બલાત્કારથી જ રાઘવને યુદ્ધમાં હણી તને (પાછી) પકડીશ.' રાવણને એની પરવા નથી: 'એના શા ભાર છે!' 'ચાલ સીતાનું વિલોભન કરૂં.' બીજા અંકમાં જોએલી કામવશતા આ અંકમાં ગાઢ થએલી દેખાય છે; ચારે બાજુથી વિનાશ એને ઘેરી બેઠો છે, તે સમયે પણ રાવણની આસક્તિ એને છોડતી નથી. રાજલક્ષ્મીને જતી જુએ છે–એની એને પરવા નથી; સીતા કોઇ પણ રીતે લોભાય–એ પ્રયત્નમાં જ એ મશગુલ છે. આ પ્રયત્નમાં કોઇ પણ જાતનો ગર્વ નથી, પણ કેવળ કામપરવશતા છે એ કવિ સ્પષ્ટ કરે છે: 'અહો કામની અતુલબલતા! સીતાનું મુખ જોઇને નયનો રાત્રિએ નિદ્રાને વિસરી જાય છે; તેના આલિંગનનો ભૂખ્યો દેહ ફીકો પડે છે; રમણીય વસ્તુઓ સન્તાપનું કારણ બને છે. ત્રણ લોકનાં જિતનાર રાવણને પુષ્પધનુ–કામ જીતે છે; અહો કષ્ટ!

पुष्पेषुणा

कष्टं निर्जितविष्टपत्रयभुजो निर्जीयते रावणः ।

આ વાત સ્પષ્ટ કરવાને જ કવિએ ફરી વાર આ પ્રસંગ–સીના–રાવણનો પ્રસંગ–મૂક્યો હશે? એની ગાઢ કામવશતા–કામાન્ધતા–સૂચવવાનો, એ જ એના નાશનો હેતુ છે તે સ્પષ્ટ કરવાનો કવિનો ઇરાદો હશે? જો એમ હોય તો કહેવું જોઇએ કે કવિએ એ કાર્ય બહુ માર્મિક રીતે કર્યું છે. રાવણના મુખે જ સહજ રીતે–ઉપરથી શૃંગારરસના દેખાતા શ્લોકમાં–કવિએ એનો નાશ સૂચવ્યો છે. બ્હારના શત્રુઓના જીતનારને અંદરનો શત્રુ પટકી મારે છે, એ સત્ય–જીવનતત્ત્વ–આ કવિએ અનેકવાર બતાવવા પ્રયત્ન કર્યો છે.

'રાવણ સીતા પાસે જાય છે. 'સીતા! મારા ચિત્તની સ્વામિનિ! એ માનવી ઉપરથી તારા ચિત્તને ઉઠાવી લે. આજે જ તારા ચિત્તકાન્તને લક્ષ્મણ સાથે મારા શસ્ત્રથી સમરમાં પડેલો જો.' સીતા ક્ષત્રિયાણીને ઉચિત જવાબ આપે છે: 'અરે રાવણ! તું મૂઢ છું, જે હાથવડે મન્દરને ઉચકવાનો અભિલાષ રાખે છે.' રાવણની છેલ્લી યુક્તિનો અખતરો થાય છે. એક રાક્ષસ પ્રવેશ કરે છે અને કહે છે;' જય જય મહારાજ. આ તે માનુષ રાજપુત્રોનાં માથાં. તારું પ્રિય કરવાની ઇચ્છાવાળા કુમારે તેમને રણમાં હણીને આ લીધાં.' રાવણ સીતાને કહે છે 'સીતા તે માનવીઓનાં માથાં જો.' સીતા 'હા આર્યપુત્ર!' કહી મૂર્છિત થાય છે. મૂર્છા વળતાં રાવણ સમજાવે છે, 'સીતા આ મરી ગએલા માણસ વિષે ભાવ છોડી આજે જ હે વિશાલાક્ષિ! મહાન લક્ષ્મીને પ્રાપ્ત કર!' સીતા ફરીવાર માથાં ઓળખી પોતે જીવે છે એ માટે દુઃખી થાય છે. પણ એથી જ એને શંકા થાય છે કે 'આ કપટ ન હોય!' પણ રાવણને કરુણ સ્વરથી કહે છે 'ભલા ભાઇ! જે અસિથી આર્યપુત્રને અસદશ થયું તેનાથી મને પણ મારને?' સીતાના હૃદય–ઉદ્વેગનું પરિણામ આવ્યું: મરવા માટે તૈયાર થવાનો પ્રસંગ આવ્યો. આ પ્રસંગથી સીતાની કસોટી થાય છે એમ કહેવું તેના કરતાં રાવણની થાય છે એમ કહેવું વધારે યોગ્ય છે. મૃત્યુથી ઘેરાએલો રાવણ પોતાનો મનોરથ સફળ કરવા આ છેલ્લો પ્રયત્ન કરે છે–આ પ્રયત્નમાં કશું વીરત્વ નથી, કેવળ રાક્ષસોચિત માયા જ છે. એણે ધાર્યું હશે કે પતિના મરી ગયાની ખબર સાંભળી સીતાનો ધર્મ–આગ્રહ શિથિલ થશે. પણ સીતા તો સરળતાથી મારવા માટે વિનવે છે. રાવણ કહે છે:

'व्यक्तमिन्द्रजिता युद्धे हते तस्मिन् नराधमे ।
लक्ष्मणेन सह भ्रात्रा केन त्वं मोक्षयिष्यसे ॥

યુદ્ધની અંદર તે નરાધમને તેના ભાઇ લક્ષ્મણ સાથે ઇન્દ્રજિતે વ્યક્ત રીતે હણ્યો છે. હવે તું કોનાથી છૂટીશ?' નેપથ્યમાંથી અવાજ આવે છે; 'रामेण रामेण રામથી રામથી.' સીતા કહે છે 'चिरं जीव'. સંસ્કૃત નાટકોમાં પતાકાસ્થાનકો અનેક આવે છે પણ આટલા ઔચિત્યવાળા પતાકાસ્થાનકો વિરલ છે.

એક ગભરાએલો રાક્ષસ પ્રવેશ કરે છે અને કહેછે "રામથી–રામથી". રાવણ–'कथं कथं रामेणेति.' રાક્ષસ જુએ છે કે રાજાજી પાસે આવવાનો આ પ્રસંગ ન્હોતો એટલે માફી માગે છે અને કહે છે કે અગત્યનાં ખબર આપવાના હોવાથી તેને આવવું પડ્યું છે. રાવણના હૃદયમાં ગભરાટ છૂટે છે–શું બન્યું હશે એનો ગભરાટ. રાક્ષસ ખબર આપે છે. श्रोतुमर्हति महाराजः। तेन खलु,

उदीर्णसत्त्वेन महाबलेन लङ्केश्वरं त्वामभिभूय शीघ्रम् ।
सलक्ष्मणेनाद्य हि राघवेण प्रसह्य युद्धे निहतः सुतस्ते ॥

'રામે લક્ષ્મણ સાથે આજે તારા પુત્રને યુદ્ધમાં મારી નાંખ્યો.' રાવણ આ શી રીતે માને? રાક્ષસને ધમકાવે છે; 'આઃ દુરાત્મન્ સમરભીરુ! જેણે ઇન્દ્ર અને દેવોને જીત્યા, અને જેનાથી રાક્ષસો પાછા વળે છે તે ઇન્દ્રજિતને શું સમરમાં માનવી હરાવે?' વાસ્તવિક રીતે જોતાં રાવણ માનતો નથી અને તર્ક કરે છે એનું કારણ પુત્રપ્રેમ અને માનસિક અભ્યાસ છે. મન એ બીના સ્વીકારવાની ના પાડે છે. રાક્ષસ કહે છે કે મહારાજ આગળ કુમાર વિષે તો કોઇ ખોટું બોલે જ નહિ. રાવણને ફટકો વાગે છે–અને 'હા! વત્સ મેઘનાદ' કહી પડે છે. કવિને વિધિની આવી વિષમતાઓ બતાવવાનો બહુ શોખ હોય એમ દેખાય છે. સીતાની મૂર્છા હજી વળે છે એ પ્હેલાં રાવણ મૂર્છિત થાય છે–અને રાવણની મૂર્છા એ સીતાના આશ્વાસનનું કારણ બને છે. રાવણની મૂર્છા વળે છે, રાવણ શોક કરે છે, ફરી મૂર્છા આવે છે. રાક્ષસના મુખે જાણે કવિ આપણને ખબર આપતો હોય તેમ કહે છે. "હા! ધિક્! ત્રૈલોકયવિજયી લંકેશ્વરને વિધિએ આ સ્થિતિએ પ્હોંચાડયો!" સેવક રાવણને આશ્વાસન આપે છે. રાવણ ઉઠે છે.-આ બનાવથી, આ અનુભવથી એના ચિત્તનું પરિવર્તન થઇ જાય છે. સરી જતી રાજલક્ષ્મી જે ન સાધી શકી તે પુત્રશોક સાધી શકે છે. "હવે આ સીતાને,-આ અનર્થના હેતુભૂત, ત્રૈલોકયના વિજયને વિફળ કરનારી સીતાને શું કરવી છે? અને આ ચપલ લક્ષ્મીને પણ શું કરવી છે?" મૃત્યુને બોલાવે છે, મૃત્યુને નિર્ભય થઇ આવવાનું રાવણ કહે છે. ઇન્દ્રજિત વિના જીવવું રાવણને ગમતું નથી. સન્તાપથી ફરી રાવણ પડે છે. રાવણની આ સ્થિતિ જોઇ રાક્ષસ બીજા રાક્ષસોને સાવધાન રહેવા સંબોધન કરે છે. એટલામાં નેપથ્યમાંથી નાસતા રાક્ષસસૈન્યને રોકતા શબ્દો આવે છે. "હજી તો સર્વલોકના જયથી વિખ્યાત વીશ હાથવાળા મહારાજ લંકાપતિ જીવે છે, ત્યાં આમ કયાં નાસો છો?" આ શબ્દો સાંભળી રાવણમાં અમર્ષ જાગે છે, રાક્ષસને વધારે ખબર લાવવા મોકલે છે; તુરત જ ખબર આવે છે કે ઇન્દ્રજિતને મારી રામ લંકા તરફ આક્રમણ કરે છે. રાવણ પોતાની તરવાર સંભાળે છે, અને રણમાં જવા તૈયાર થાય છે. રાક્ષસ–'મહારાજ, અતિ સાહસ ન કરો.' (રાવણની જવાબમાં કાંઇ ઉક્તિ નથી. સંભવ છે કે પાઠ ભ્રષ્ટ થયો હોય.)

સીતા બોલે છે–મૂળમાં સૂચના નથી પણ સ્વગત ઉક્તિ હોય એમ જણાય છે–'અનિષ્ટ, અયોગ્ય, અકારણ કૃત્યો કરનાર રાવણનું ટુંકા સમયમાં મરણ થશે.' સીતાના આ ઉદ્ગારો રાવણની વિહ્વલ સ્થિતિ જોઈ ઉદ્ભવ્યા હોય તો આશ્ચર્ય નહિ. રાવણનું ચિત્ત અધમતાએ પહોંચે છે–રાક્ષસોચિત અધમતાએ. સીતાને જોઇ તે કહે છે 'આના કારણથી મારા અનેક ભાઇઓ અને પુત્રો મરાયા; તેથી એનું હૃદય ભેદી, આંતરડા ખેંચી, એની માળા પ્હેરી એ ભાઇઓને તરવારના ઘાથી હણું.' રાક્ષસ એને સ્ત્રીવધનું પાતક કરતો રોકે છે. રાવણ–'તો એકદમ રથ લાવ.' રથ આવે છે, રથ ઉપર રાવણ ચઢે છેઃ અને સીતાને કહે છે, 'સીતા આજે મારા ધનુષના તીક્ષ્ણ બાણોથી વિંધાએલા રાઘવને સ્વર્ગમાં ગએલો જોઇશ.

समावृतं सुरैरद्य सीते ! द्रक्ष्यसि राघवम् ।
मम चापच्युतैस्तीक्ष्णैर्बाणैराक्रान्तचेतसम् ॥

સીતા કહે છે—' ઇશ્વરો ! જો હું મારા કુલને છાજે એવા ચારિત્રથી આર્યપુત્રને અનુસરી હોઉં, તો આર્યપુત્રનો વિજય થજો.'

, અંક પૂરો થાય છે. આ અંકમાં કાર્ય કેટલું આગળ વધ્યું ? કેવળ બ્હારના બનાવો ઉપર દૃષ્ટિ રાખનારને કદાપિ એમ લાગે કે નહિ જેવું ? ચોથા અંકમાં રામ લંકા આવી પહોંચ્યા અને રાવણને કહેણ મોકલાવ્યું. પછીના વિષ્કમ્ભકમાં રાવણપક્ષના વધતા જતા પરાજયની અને કુંભકર્ણાદિના વધની ખબર મળે છે. પાંચમા અંકમાં ઇન્દ્રજિતના વધની ખબર મળે છે. પણ એટલા માટે આખા અંકની શી જરૂર હતી ? કુંભકર્ણાદિની સાથે ઇન્દ્રજિતનું નામ મુકી ચલાવી લેવાય. પણ અહીંઆ જ કલા અને જીવનની ઉપલકીઆ દૃષ્ટિમાં અને મર્મગ્રાહી દૃષ્ટિમાં ભેદ જણાય છે. બાલચરિતમાં જેમ કવિ કંસના ચિત્તપરિણામો બતાવી તે પોતે સહજ રીતે વિનાશ તરફ જતો હતો, અને બ્હારનો બનાવ તો નિમિત્ત માત્ર હતું એ દૃષ્ટિ રજુ કરે છે તેમ આમાં પણ બતાવવા પ્રયત્ન કરે છે. સર્વ શક્તિઓનો સ્વામી રાવણ, રામ અને તેના વાનર સૈન્યથી નાશ પામે એ કવિને મન કેવળ સૈન્યશક્તિનો પ્રશ્ન નથી. એમાં લડનારાની આન્તરશક્તિનો પણ પ્રશ્ન છે. અને આ અંકમાં કવિ, રાવણની આન્તરશક્તિ કેમ શિથિલ થાય છે તે આપણને બતાવે છે. એની લક્ષ્મી ચાલી જાય છે; એને પોતે વિનવે છે; પણ એ રોકાતી નથી. રાવણને એની પરવા નથી. એને પાછી લાવવા એને પોતાના ભુજબલ ઉપર શ્રદ્ધા છે. પણ થોડીક વારમાં જ એ કબુલ કરે છે કે પોતે સૌને જીતનારો કામથી જીતાઇ ગયો છે. એને પોતાને પોતાની નિર્બળતાનું આ રીતે ભાન છે. તે જીતવી જોઇએ એ એને સુઝતું નથી ; અને એને વશ થવામાં પોતાનું સર્વસ્વ ચાલ્યું જાય છે એ નજરે જુએ છે છતાં એની એના ઉપર કાંઇ અસર થતી નથી. આથી એક બાજુ એની ગાઢ કામાસક્તિ—તેના મનોબળનું જ પરિણામ છે, કારણ કે અસાધારણ બળવાળાના ગુણ અને દોષ બન્ને અસાધારણ બળવાળા હોય છે—તેનું આપણને દર્શન થાય છે; અને બીજી બાજુ નિયત રીતે તે વિનાશ તરફ ધસે જાય છે એનું ભાન થાય છે. સીતાની અન્તિમ કોટિની તે કસોટી કરે છે, સીતા મૂર્છિત થાય છે અને પછી પોતાને મારી નાખવાની માગણી કરે છે, તે સમયે અનુપમ કલાવિધાનથી કવિ સ્થિત્યન્તર રજુ કરે છે. આ સ્થિત્યન્તર રજુ કરવા માટે કવિ ઇન્દ્રજિતના વધનો ઉપયોગ કરે છે. અને એ માટે જ એ બનાવનો કુંભકર્ણાદિના મૃત્યુના ઉલ્લેખ સાથે ઉલ્લેખ કર્યો નથી. હવે રાવણ મારે મૂર્છિત થવાનો, યમદૂતને બોલાવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. આ તો જગતમાં જે વિલક્ષણ રીતે પ્રસંગો પલટા લે છે એનું દર્શન થયું. પણ એ પ્રસંગ રાવણને તો એની કામનિદ્રામાંથી જગાડે છે. આપણને લાગે છે કે તે બહુ મોડો જાગે છે, અને તે પણ વિલક્ષણ રીતે—એની આસુરી રીતે : આ બધું પોતાની કામાસક્તિનું પરિણામ છે એ રીતે નહિ, પણ સીતા તરફ રોષ પ્રકટ કરીને. એટલે કે કામનિદ્રામાંથી રાવણ જાગીને અઘોર દ્વેષનિદ્રામાં પડે છે. અને આ દ્વેષ તેને

સીતાવધ કરવા પ્રેરે છે; આમાંથી એને રાક્ષસ બચાવે છે. પણ સ્ત્રીવધનું સંકલ્પ પાપ તો રાવણ કરી ચુકે છે: (કંસ એ પાપ કરે છે.) સીતાને એ મારતો નથી, એનું વીરત્વ પાછું આવે છે: રથ મંગાવે છે, અને યુદ્ધ કરવા ઉપડે છે; પણ સીતાને જતી વખતે એ જે સંબોધન કરે છે તેમાં એની હલકાઈ સ્પષ્ટ જણાઇ આવે છે.

આ પછીના વિષ્કમ્ભકમાં ત્રણ વિદ્યાધરો પ્રવેશ કરે છે. પોતે 'ઇક્ષ્વાકુવંશના ઉજ્જવલ દીપકેતુ, રાવણના વધ માટે ઉદ્યમ કરતા રામનો સંગ્રામ જોવા હિમાલયના શિખરથી' આવ્યા છે. તેઓ વર્ણવે છે કે આખું આકાશ 'દેવો, દેવર્ષિઓ, સિદ્ધો અને વિદ્યાધરોથી ભરાઇ ગયું છે'. એક બાજુએ ઉભા રહી તેઓ યુદ્ધને જુએ છે; અને પરસ્પર વાતચીત કરતાં રણભૂમિ, વાનરો અને રાક્ષસનું યુદ્ધ અને રામ-રાવણના યુદ્ધનું વર્ણન આપે છે. આવા વર્ણનોમાં કવિની સિદ્ધહસ્તતા આપણને પરિચિત છે; તે સિદ્ધહસ્તતા આ પ્રસંગે પણ દેખાય છે. પ્રથમ વાનરો અને રાક્ષસોના સંગ્રામનું વર્ણન કરી તેઓ રામ અને રાવણનાં યુદ્ધકૌશલ્ય વખાણે છે. બન્ને લગભગ સરખા ઉતરે છે, ત્યાં ઓચિન્તું તેજ ઝબકે છે. 'માતલિવાહિત રથ' દેખાય છે. યુદ્ધમાં સમાનતા જોઇ શંકા થવાથી મહેન્દ્રે તે મોકલ્યો છે; રામ એમાં બેસે છે. અને રામ રાવણ વચ્ચે તુમુલ યુદ્ધ પ્રવર્તે છે. બીજો વિદ્યાધર કહે છે:

> चारीभिरेतौ परिवर्तमानौ
> रथे स्थितौ बाणगणान् वमन्तौ ।
> स्वरश्मिजालैर्धरणिं दहन्तौ
> सूर्याविव द्वौ नभसि भ्रमन्तौ ॥

ચારીથી (ચાલોથી) આ બન્ને ફરતાં, રથમાં બેઠેલા, બાણો છોડતાં, આકાશમાં ભમતા બે સૂર્યની જેમ ધરણિને પોતાના કિરણોથી બાળે છે.

છેવટે રાવણ પડે છે. हन्त निपातितो रावणः પુષ્પવૃષ્ટિ થાય છે, અને દેવોની ભેરી વાગે છે. દેવકાર્ય સિદ્ધ થઇ ગયું. વિદ્યાધરો ચાલ્યા જાય છે,

છઠ્ઠા અંકમાં કૃતકૃત્ય રામ પ્રવેશ કરે છે. 'આજે રણમાં રાવણને હણ્યો, વિભીષણને લંકાપતિ કર્યો. પ્રતિજ્ઞા પાર પડી, અને સીતાને આશ્વાસન આપવા બન્ધુસહિત લંકા તરફ જાઉં છું.' લક્ષ્મણ આવી ખબર આપે છે; 'આ આર્યા આર્યની પાસે આવે છે.' રામ-'વિખૂટી પડવાથી શત્રુના નિવાસમાં રહેલી વૈદેહીનું અત્યારે દર્શન થવાથી મારો શોક મારા ધૈર્યને વારશે'. રામને અધીરા થઇ જવાનો ભય લાગે છે, એનો ધર્મ અત્યારે એને માટે ધૈર્યની અપેક્ષા રાખે છે. લક્ષ્મણ સમજી જાય છે. 'જેવી આજ્ઞા' કહી ચાલ્યો જાય છે. બીજી બાજુથી વિભીષણ આવે છે, 'હે રાજન્! તારા બાહુવીર્યથી દુઃખમુક્ત થએલી તારી ધર્મપત્ની તારા પ્રસાદ માટે આવે છે.' રામ-'વિભીષણ! રાક્ષસના સંગથી દૂષિત થએલી ત્યાં જ ઉભી રહે. પિતા રાજા દશરથનો-વિચાર કરીએ તો મને મળવું યોગ્ય નથી.' વિભીષણ આગ્રહ

કરે છે; રામ એને વધારે દબાણ કરવા ના પાડે છે. नार्हति भवानतः परं पीडयितुम्. ત્યાં ખબર કહેવા ગએલો લક્ષ્મણ આવે છે; આર્યનો અભિપ્રાય સાંભળી સીતા અગ્નિ-પ્રવેશ માટે રજાની (પ્રસાદની) રાહ જુએ છે. રામ-'આ પતિવ્રતાની ઇચ્છા પ્રમાણે કર.' કહ્યાગરો લક્ષ્મણ જાય છે; પણ પોતાનું ધર્મ સંકટ જણાવતો જાય છે; 'ઓહો ! કષ્ટ ! દેવીની પવિત્રતા જાણીને અને આર્યનો હુકમ સાંભળીને ધર્મ અને સ્નેહની વચ્ચે આવી પડેલી મારી બુદ્ધિ ડોલ છે,

विज्ञाय देव्याः शौचं च श्रुत्वा चार्यस्य शासनम् ।
धर्मस्नेहान्तरे न्यस्ता बुद्धिर्दोलायते मम ॥

એટલામાં હનુમાન પ્રવેશ કરે છે. લક્ષ્મણ હનુમાનને કહે છે 'જો તારામાં શક્તિ હોય તો-આર્યની આજ્ઞા આ પ્રમાણે છે'; હનુમાન બિચારો લક્ષ્મણને પૂછે છે, 'किं तर्कयति कुमारः તમે શું તર્ક કરો છો ? લક્ષ્મણ હતાશ થઇ કહે છે; 'મારો તર્ક નિષ્ફળ છે. અથવા આપણે આર્યની આજ્ઞાને અનુસરીએ'. બન્ને જાય છે. થોડીકવાર પછી લક્ષ્મણ આશ્ચર્ય સાથે રામને સંબોધન કરતો પ્રવેશ કરે છે; 'આ આર્યા વિકસેલાં કમળની માળ સમાં, જીવવાની આશા છોડી દઇ અગ્નિમાં ત્વરાથી પ્રવેશ કરે છે. તારા શ્રમને નિષ્ફળ કરતાં કમળ વનમાં હંસી પ્રમાણે ( હંસીના ઉલ્લાસથી ) અગ્નિમાં પ્રવેશ કરે છે.' રામ સીતાની આ તત્પરતા જોઇ આશ્ચર્ય પામે છે અને લક્ષ્મણને રોકવા મોકલે છે. લક્ષ્મણ જાય છે, પણ થોડીક વારમાં હનુમાન આવાં ખબર આપે છે; ' કનકમાલાની જેમ અગ્નિથી વધારે તેજવાળી થતી આ પાવના પાવકમાં જઇ કોઇ પણ જાતનો ફેરફાર પામી નથી ( શુદ્ધ રહી છે એવો અર્થ પણ થઇ શકે.)

एषा कनकमालेव ज्वलनाद् वर्धितप्रभा ।
पावना पावकं प्राप्य निर्विकारमुपागता ॥

રામ આભો બની પૂછે છેઃ શું ? શું ? किमिति किमिति ' હનુમાન જવાબ આપે એ પ્હેલાં લક્ષ્મણ 'અહો આશ્ચર્ય !' કરતો પ્રવેશ કરે છે, આગળ વાત ચાલે એ પ્હેલાં સુગ્રીવ આવી કહે છેઃ ' આ જીવતી જનકસુતાને લઇને પ્રણામ યોગ્ય કોણ બળતા અગ્નિમાંથી નીકળ્યો ?' લક્ષ્મણ અથવા વિભીષણ કહે છે, ' ભગવાન વિભાવસુ (અગ્નિ) પોતે જ આર્યાને આગળ કરી આ બાજુ આવે છે !' રામ અગ્નિદેવને જોઇને તેની પાસે જવા કહે છે. સીતાને લઇ અગ્નિ પ્રવેશ કરે છે. રામ નમસ્કાર કરે છે, અગ્નિ એ નારાયણના અવતારને નમસ્કાર કરતો રોકે છે, અને કહે છે; 'હે રાજેન્દ્ર ! આ સર્વલોકોથી નમસ્કૃતા, અપાપા, અક્ષતા, શુદ્ધ જાનકીનું ગ્રહણ કરો.'

इमां गृह्णीष्व राजेन्द्र ! सर्वलोकनमस्कृताम् ।
अपापामक्षतां शुद्धां जानकीं पुरुषोत्तम ॥

રાજાને અધીરા થવું પાલવે નહિ, પોતાના સર્વ કૃત્યો લોકદષ્ટિ આગળ પણ ધર્મકૃત્યો તરીકે પ્રકટ રહે-એ વૃત્તિઓ જાગે છે, અને સીતાને જોવા તત્પર થએલા હૃદયને દમે છે. લક્ષ્મણ સાથે બોલતા રામની આ વ્યથા વ્યક્ત થાય છે; વિભીષણ સાથે બોલતી વખતે સંયમ વ્યક્ત થાય છે; અને આ સ્થિતિ કવિએ માનવને સહજ શક્ય રીતે સાધી છે. રામ પોતાની નિર્બળતા ( ! ! ) જાણે છે, અને તેમાંથી બચવા સીતાને આવતી જ રોકાવે છે. સીતાને જુએ તો પોતાનું ધૈર્ય ગલિત થઇ જાય એ પોતે જાણે છે; આવી સ્થિતિમાં માણસ ફક્ત પોતાની નિર્બળતાના નિમિત્તને રોકી પોતાની જાતને બચાવી શકે, અને રામ એ રીતે પોતાને બચાવે છે. આ રીતે નાટકના કાર્યમાં આન્તર અન્તરાય ઉત્પન્ન થાય છે. સીતાને અગ્નિમાં પ્રવેશ કરવાની રામ રજા આપે છે, પણ સીતા અગ્નિમાં પ્રવેશ કરે છે એ ખબર સાંભળે છે ત્યારે રામ લક્ષ્મણને રોકવા જવા કહે છે '**निवारय निवारय** અટકાવ, અટકાવ !' આ રીતે કવિ રામને સહૃદય અને ધર્મનિષ્ઠ તરીકે બતાવવા પ્રયત્ન કરે છે.

નાટકની દષ્ટિએ, કલાની દષ્ટિએ, આ પ્રસંગ હૃદયને વિંધે એવો છે. પણ જીવનતત્ત્વની દષ્ટિએ એ કેટલો યોગ્ય છે તે કહેવું કઠિન છે; રામનું આ કૃત્ય અને ઉત્તરાવસ્થામાં સીતાત્યાગનું કૃત્ય-અનેક વાર ચર્ચાનો વિષય બન્યો છે અને બને છે; અને રાજધર્મની આખી ફીલસુફી, સામાજિક દષ્ટિની આખી ધર્મમીમાંસા તેમાં ઠલવવામાં આવે છે. તે બધાને બાજુ ઉપર મુકી એક પ્રશ્ન જ પૂછીએ. જો રામને પોતાની સ્ત્રીની પવિત્રતાની ખાતરી હતી તો શું લોકોની ખાત્રી કાજે એની કસોટી કરવી યોગ્ય હતી ? જેને પવિત્ર માની તેની કસોટી કરવી એ શું તે વ્યક્તિનું અપમાન નથી ? મને તો એમ લાગે છે કે રામ સીતાનું અપમાન કરે છે. વાસ્તવિક રીતે જોતાં આ મને રાજધર્મ અને પતિધર્મના વિરોધનો અથવા સામાજિક ધર્મ અને વૈયક્તિક સુખના વિરોધનો પ્રશ્ન લાગતો નથી. આતો સત્યાસત્યનો પ્રશ્ન છે. એક સાચી વાતને લોકની ખાતર જૂઠી માની તે પ્રમાણે આચરણ કરવામાં ધર્મ શી રીતે છે એ સમજાતું નથી. આમાં અંગત સુખ દુઃખનો સવાલ જ નથી, પણ સત્યાસત્યનો સવાલ છે; અને સત્ય રામને માટે તો જગતની કોઇ પણ વસ્તુના કરતા વધારે આદરણીય હોય એમ આપણે માનીએ છીએ. વળી આ જાતની જાહેર કસોટીનો કશો અર્થ નથી એ રામના ઉત્તરચરિતમાં જણાઇ આવે છે. લંકામાં થએલી કસોટીને અયોધ્યાના લોકો શું કરવા માને ? તે વખતે રામ-દુષ્યન્તનો એક શબ્દ વાપરીએ તો-'દારત્યાગનું' ઘોર પાપ કરે છે-પાપ કારણ કે પોતાને સીતાની પવિત્રતાની ખાતરી છે.

કવિને ન્યાય આપવા ખાતર એટલું કહેવું જોઇએ કે તેણે રામને સીતા પ્રત્યે અતિ કોમલ દર્શાવી પોતે કોઇ અ-સ્વાધીન કારણને લીધે આમ કરે છે તે બતાવવા સમર્થ પ્રયત્ન કર્યો છે.

આખા નાટકનુ કાર્ય કવિએ એટલી સ્પષ્ટ રેખાઓથી આંક્યું છે કે તેની પુનરક્તિ કરવાની જરૂર નથી. તે આંકવામાં કવિએ માણુસની બાહ્ય પરિસ્થિતિ ઉપર તેમ જ આન્તર પરિસ્થિતિ ઉપર યોગ્ય ભાર મૂકયો છે તે વાંચકના ધ્યાનમાં આવશે એવી આશા છે. આ નાટકનું આન્તર સ્વરૂપ, તંત્ર સ્વરૂપ–કથાનક નહિ,–બાલચરિત સાથે સમાન છે એ પણુ બન્નેના સાવધાન વાંચકના ધ્યાનમાં આવશે.

આ લેખથી મહાભારત અને રામાયણુમાંથી વસ્તુ લઇ રચેલા નાટકોની સંમાલોચના પૂરી થાય છે.



શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડારમાં આવતાં ચોપાનીઆમાંના

# પુરાતત્ત્વવિષયક લેખોની યાદી

જર્નલ ઓફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી (ગ્રેટબ્રિટન) ઓક્ટોબર, ૧૯૨૬

[૧] અબુ તમ્માન અને ઇબ્ન હાની
આર. પી. ડયુહર્ટ

[૨] પાછળના સાતવાહનો અને શકો
કે. એ. નિલકંઠ શાસ્ત્રી

[૩] બેબીલોનીઆના સ્થાપત્યના સ્થાપન-લેખો
સી. જે. ગેડ

[૪] બેબીલોનીઆની રોગહારિની આકૃતિઓ
લીઓનાર્ડ વૂલી

જર્નલ ઓફ ધી રોયલ એશિયાટિક સોસાઇટી, બોમ્બે બ્રાન્ચ, વો. ૨, અં. ૧

[૧] હમણાં જ ત્રાવણકોર રાજ્યમાંથી મળી આવેલો પહેલવી લેખવાળો ખ્રીસ્તી ક્રોસ
ડૉ. જીવણજી જમશેદજી મોદી

[૨] ગુજરાત સલ્તનતના અપ્રસિદ્ધ સિક્કાઓ
પ્રો. એસ. એચ. હોડીવાળા

[૩] મહાભારતમાં વર્ણવેલું સર્પસત્ર
એમ. વિન્તરનિત્ઝ

[૪] 'પ્રત્યક્ષ' વિષે નોંધ
પી. કે. ગોડે

જર્નલ ઓફ ધી એશિયાટિક સોસાઇટી ઓફ બેંગાલ, વો. ૨૦, અં. ૭

[૧] ઉમર બઅબ્દિલ અઝીઝની સુમનદ
એ. એચ. હાર્લી

[૨] બંગાલમાંના પ્રાચીનવસ્તુવિજ્ઞાન (Archæology) વિષયક અવશેષો વિષે નોંધો
મૌલવી અબ્દુલ વલી ખાનસાહેબ

વો. ૨૧, અં. ૧

[૧] કાઠક સંહિતામાં વિભક્તિઓના ઉપયોગ વિષે નોંધો
શ્રી. સુકુમાર સેન.

[૨] ભારતીય ઉદ્‌ભવો
એચ. વી હન્ના

વો. ૨૧ અં. ૩

[ ૧ ] ખોરાસાની બોલીમાં ગામઠી કાવ્ય
ડબલ્યુ. ઇવેનોઉ

[ ૨ ] દુર્ગાપૂજાને મળતો યુરોપી ઉત્સવ
સ્ટેન કોનોઉ

જર્નલ ઑફ ધી એન્થ્રોપોલોજીકલ ઇન્સ્ટીટ્યુટ ( ગ્રેટબ્રિટન ) વો. ૫૬
જાનેવારીથી જુન, ૧૯૨૬.

[ ૧ ] ઓસ્ટ્રેલીઆની ઇન્દ્રધનુષ્ય-સર્પની પુરાણકથા.
એ. આર. રેડકલીફ બ્રાઉન.

[ ૨ ] નાગસંસ્કૃતિનાં અમુક દશ્યો.
જે. પી. મીલીસ.

[ ૩ ] ટાંગાનિકાના દેશમાંના મહેન્જે જીલ્લાના વારેહી વિષે કેટલીક નોંધો.
એ. જી. ઓ. હોગસન.

[ ૪ ] ટાંગાનિકા પ્રદેશમાંની ઉલંગ ખીણમાંના વન્દમ્બ તથા બીજી આફ્રિકાની ટોળીઓના શિકારી રિવાજો વિષે કેટલીક નોંધો.
એ. જી. ઓ. હોગસન.

[ ૫ ] નાગ લોકોની ટેકરીઓમાં પથ્થરનો ઉપયોગ.
જે. એચ. હટન.

[ ૬ ] પીશારોટી કર્મકાંડ.
કે. રામ પીશરોટી.

[ ૭ ] ન્યાતબહારા હિંદી માલ લોકોની સામાજિક વ્યવસ્થા.
સીડની નીકોલસન.

[ ૮ ] પામીર અને આમુદરીઆવાળા પ્રદેશનું ભૌગોલિક પ્રાચીનવસ્તુવિજ્ઞાન.
ટી. એ. જોઇસ.

[ ૯ ] આંતર માંગોલિયાના વતનીઓ.
એલ. એચ. ડડલે બકસટન

[ ૧૦ ] વિષુવવૃત્તી આફ્રિકાના અઝન્દે (નીઆમ-નીઆમ)માંના ધર્મનાં કેટલાક દશ્યો ઉપરનાં અનુમાનો.
કેપ્ટન જે. ઇ. ટીશીલીપ્સ.

[ ૧૧ ] કીટુઇ અકમ્બાઃ કેટલીક બાબત ઉપર આગળ અનુમાનો.
જે. એચ. બ્લેકવુડ મર્ફી.

ન, નવેમ્બર ૧૯૨૬.

[ ૧ ] બાલપ્રાણહારક મુસલમાની રાક્ષસો.
ડબલ્યુ ઇવેનોઉ.

ડીસેમ્બર, ૧૯૨૬.

[ ૧ ] દક્ષિણ ભારતીય વસ્તુઓને મળતાં નાગ લોકોનાં શંખલાનાં ઘરેણાં.
જે. એચ. હટ્ટન.

ઇન્ડીઅન એન્ટીકવરી, મે, ૧૯૨૬.

[ ૧ ] ઉત્તર હિંદનાં લગ્નગીતો.
સ્વ. ડૅા. ડબ્લ્યુ ક્રુક.

[ ૨ ] બુડુર મોકન.
સર આર. સી. ટેમ્પલ.

[ ૩ ] પલૌરા–દંતપુર.
સીલ્વેઇન લેવી.

જુન, ૧૯૨૬.

[ ૧ ] ગુરુ હરગોવિંદના જીવનનાં કેટલાંક દૃશ્યો.
ઇંદુભૂષણ બેનરજી.

[ ૨ ] ઉચ્ચકલ્પ વ્યાઘ્ર.
પ્રો. જોવીઓ ડુબ્રીલ.

[ ૩ ] ઉત્તર હિંદનાં લગ્નગીતો.
સ્વ. ડૅા. ડબ્લ્યુ ક્રુક.

[ ૪ ] અઢારમી સદીના દખ્ખણના ગ્રામ્યજીવન ઉપર આડ અજવાળાં.
એસ. એમ. એડવડ્ર્ઝ.

[ ૫ ] ઇંદોરમાં બળવો (કેટલાક અપ્રસિદ્ધ લેખો.)
એચ. જી. રોલીન્સન.

જુલાઇ, ૧૯૨૬.

[ ૧ ] ઇંદોરમાં બળવો.
એચ. જી. રોલીન્સન.

[ ૨ ] ઉત્તર હિંદનાં લગ્નગીતો.
ડૅા. ડબ્લ્યુ ક્રુક

[ ૩ ] પ્રાચીન ચાઇનાનું નામ.
લેઓનાર્ડ ઉરૌસો.

ઓગસ્ટ, ૧૯૨૬

[ ૧ ] પાટનગર નહપાન.
વી. એસ. બખલે

[ ૨ ] ઇંદોરમાં બળવો.
એચ. જી. રોલીન્સન.

[ ૩ ] પિહુન્ડ, પિંહુંન્ડ, પિહુન્દ્ર.
સીલ્વેઇન લેવી

[ ૪ ] ઉત્તર હિંદનાં લગ્નગીતો.
ડૅા. ડબ્લ્યુ ક્રુક

સપ્ટેમ્બર, ૧૯૨૬

[ ૧ ] મરગઝી ઓચ્છવ માટે બેતાલીસ સ્તોત્રો.
એ. બટરવર્થ અને પ્રો. એસ. કૃષ્ણસ્વામી આયેંગર.

[ ૨ ] ઇંદોરમાં બળવો.
એચ. જી. રોલીન્સન.

[ ૩ ] સોમ. પ્રો. જી. ના.

[ ૪ ] ભાસ્કર રવિવર્મનની સાલ વિષે નોંધ.
એ. એસ. રામનાથ આય્યર.

[ ૫ ] ક્ષહરાટો. દખ્ખણની વસ્તીમાં એમના કંઇ અવશેષચિન્હો રહ્યાં છે કે એઓનું સમૂળું નિકંદન થયું હતું?
વાય. આર. ગુપ્તે.

જર્નલ ઓફ ધી બિહાર એન્ડ ઓરીસ્સા રિસર્ચ સોસાઇટી.

વો. ૨૦, ભાગ ૧

[ ૧ ] બક્સરની લડાઇ.
સી. ઇ. એ. ડબલ્યુ ઓલ્ડહામ.

[ ૨ ] બરાબર ટેકરીઓ વિષે નોંધો.
વી. એચ. જેક્સન.

[ ૩ ] આજિવકો.
ડો. એ. બેનરજી શાસ્ત્રી.

[ ૪ ] સંતાલી ભાષામાં 'બુરૂ' અને 'બોન્ગ' શબ્દના અર્થ.
રેવ. પી. ઓ. બોડીંગ.

[ ૫ ] આર્યભટ્ટ વિષે નોંધો.
શરદકાંત ગંગુલી.

[ ૬ ] ઓરિસ્સાના ભંજ રાજાઓ.
પરમાનંદ આચાર્ય.

[ ૭ ] હિંદી-ઇરાની ( Indo-Iranian ) સાહિત્યમાં અસુરો.
ડો. એ. બેનરજી શાસ્ત્રી.

[ ૮ ] સંતાલી લોકવાર્તાઓ.
શરચ્ચંદ્ર મિત્ર.

[ ૯ ] અસુરો: પ્રાચીન અને અર્વાચીન.
રાવબહાદુર એસ. સી. રોય.

[૧૦] સંતાલોમાં નરમેધ વિષે નોંધ.
શરચ્ચંદ્ર મિત્ર.

[૧૧] વિમાનવત્થુકથામાં સંગીત અને નૃત્ય.

વો. ૨૦ ભાગ ૨.

[ ૧ ] કહેવાતા બુદ્ધગયા ચાંદ ( hlaque ) ઉપરનું લેખપત્ર.
ડૉ. સ્ટેન કોનોઉ.

[ ૨ ] વૈદિક સમયથી માંડીને ભારતીય સ્થાપત્ય.
મનોમોહન ગંગુલી.

[ ૩ ] સાલ પુષ્પોની જાફત.
રાવબહાદુર શરચંદ્ર રૉય.

[ ૪ ] ભારતમાં અસુરોનો પ્રસાર.
ડૉ. એ. બેનરજી શાસ્ત્રી.

[ ૫ ] રામાયણમાંનાં કેટલાંક નામો
અમ્બીકા પ્રશાદ

[ ૬ ] લોમશ ઋષિની ગુફા
ડૉ. એ. બેનરજી શાસ્ત્રી

વો. ૧૨, ભા. ૩

[ ૧ ] લા માર્ગનીસ ' લાઇફ ઓફ નાદિરશાહ '
લોરેન્સ લોકહાર્ટ

[ ૨ ] અસુરોનો પ્રસાર-દરિયામાર્ગે
ડૉ. એ. બેનરજી શાસ્ત્રી

[ ૩ ] ધર્મપાલ દેવના રાજ્યમાં બનેલા એક પછી એક બનાવો
નલીનિનાથ દાસગુપ્તા

] ૪ ] વૈદિક કાલ પછીના દિવસોમાં ભારતીય સ્થાપત્ય
મનોમોહન ગંગુલી

એનાલ્સ ઓફ ધી ભાંડારકર ઇન્સ્ટીટ્યુટ, વો. ૮ ભા. ૨

[ ૧ ] મધુસુદન સરસ્વતીઃ એમનું ચરિત્ર અને ગ્રંથો
પ્રહલાદ સી. દીવાનજી

[ ૨ ] પાલીસાહિત્યમાં મગધ અને રાજગૃહ
ડૉ. વિમલ ચુર્ણ લો.

[ ૩ ] મેહેરૌલી સ્તંભનું મૂળ સ્થાન
ચિંતાહરન ચક્રવર્તી

[ ૪ ] ઋગ્વેદનું દૈવીકરણ ( Apotheosis )
સીતાનાથ પ્રધાન

[ ૫ ] આજીવક-એનો અર્થ શું ?
પ્રો. બી. એમ. બરૂઆ

[ ૬ ] મધ્યકાલીન હિંદમાં સામાજિક કૌતુહલ
આર. એમ. મુસારી

[૭] પાણીનીસૂત્ર ૪. ૩. ૯૫–૧૦૦ માંના ભક્તિ શબ્દ વિષે ટુંક નોંધ.
આર. એમ. જુસારી.

[૮] આપણે કાલીદાસની સાલ વધુ ચોક્કસ રીતે નક્કી કરી શકીએ ?
ડી. આર. ભાંડારકર.

[૯] દેવાલયશાસ્ત્ર (હિંદુ)
રાવસાહેબ કે. વી. વઝે.

કવાર્ટરલી જર્નલ ઓફ ધી મિથિક સોસાયટી જુલાઇ ૧૯૨૧

[૧] વિધુવવૃત્ત ઉપર રાવણની લંકાની જગા.
વી. એમ. વરેર.

[૨] દસ વિ. પિત્ર અથવા કર્મ વિ. જ્ઞાન.
કે. રામવર્મા રાજા.

[૩] પુરાણોના સપ્તદ્વીપ.
વી. વેંકટ ચેલમ આય્યર.

[૪] પક્ષીઓ વિષેની દંત કથાઓના અભ્યાસો (૧૦)
સે. શરચ્ચંદ્ર મિત્ર

ઓકટોબર, ૧૯૨૧

[૧] વિજયનગરમાંના ઐતિહાસિક કોતરકામો
રેવ. એચ. હેરાસ

[૨] પુરાણોના સપ્તદ્વીપ
વી. વેંકટચેલમ આયર

[૩] પક્ષીઓ વિષેની દંતકથાઓના અભ્યાસો (૧૧)

[૪] જાતિ (sex) ની ઉત્પત્તિને લગતી પુરાણકથાઓ
પી. કે. ગોડે

ધી ઇન્ડીઅન હીસ્ટોરિકલ કવાર્ટરલી વો. ૨. અં. ૨

[૧] રસાતલ
નન્દોલાલ ડે

[૨] ચીની યાત્રીઓના લખાણોમાં હીંદી–ચીન

[૩] મહાભાષ્યમાં દરમ્યાન થતા પાતંજલિ–(૨)
ડૉ. પ્રભાતચંદ્ર ચક્રવર્તી

[૪] હિંદુસ્તાનનો વેપાર
પી. ટી. શ્રિનિવાસ આયેંગર

[૫] ભારતીય ચિત્રકલા ઉપર તુલનાત્મક દૃષ્ટિપાત
અજીત ઘોષ

[૬] શ્રી ચંદ્રદેવનું કેદારપુરવાળું તામ્રપત્ર
હરિદાસ મિત્ર

[ ૭ ] હિંદુ વિજ્ઞાનમાં શુક્રનું અર્થશાસ્ત્ર
પ્રો. બિનોય કુમાર સરકાર

[ ૮ ] વિષુવવૃત્ત ઉપર રાવણની લંકાની જગા
વી. એચ. વદેર

[ ૯ ] નાસિક લેખપત્રવાળું સેતગિરિ
વિદ્યાસાગર સદાશિવ બખ્લે

[ ૧૦ ] ઇટાલીયન ભાષામાં હિન્દુ રાજકારણ
પ્રો. બિનોય કુમાર સરકાર

[ ૧૧ ] હિંદબહારનું ભારતીય વાઙ્મય
પ્રભાતકુમાર મુકરજી

[ ૧૨ ] રાજા હર્ષ અને ઐહોલનું લેખપત્ર
ચિંતાહરન ચક્રવર્તી

[ ૧૩ ] જાનપદ અને પૌર
નરેન્દ્રનાથ લૉ

[ ૧૪ ] વાસુદેવપૂજા વિષે પાણિનીની સાક્ષી
અશોકનાથ ભટ્ટાચાર્ય

[ ૧૫ ] મહાભાષ્યના એક ફકરાનો શ્રી. જાયસ્વાલે પોતાના 'હીંદુ પોલીટી' પુસ્તકમાં કરેલા અર્થ વિષે ટુક નોંધ
કે. જી. સુબ્રહ્મન્યમ્

[ ૧૬ ] અભિધર્મકોશવ્યાખ્યાનો એક ફકરો
વિધુશેખર ભટ્ટાચાર્ય

વો. ૨. અં. ૩

[ ૧ ] મથુરામાંથી મળેલું નવું બ્રાહ્મી લેખપત્ર
એન. જી. મજુમદાર

[ ૨ ] કાંચીના પૂર્વકાલીન પલ્લવો
કે. જી. શંકરલાલ

[ ૩ ] હિંદુસ્તાનનો વેપાર
પી. ટી. શ્રિનિવાસ આયંગર

[ ૪ ] મહાભાષ્યમાં દશ્યમાન થતા પાંતજલિ ( ૩ )
ડૉ. પ્રભાતચંદ્ર ચક્રવર્તી

[ ૫ ] પાલી અને સંસ્કૃત શાળાઓમાં અપાતી બૌધ કેળવણી
ઇ. જે. થોમસ

[ ૬ ] મહાભારતનું તત્ત્વજ્ઞાન-મોક્ષધર્મ.
આર. આર. આયેંગર.

[ ૭ ] રસાતલ.
નંદોલાલ ડે.

[૮] ગીતાસાહિત્ય અને બ્રહ્મવિદ્યા સાથેનો એનો સં°
ઉમેશચંદ્ર ભટ્ટાચાર્યજી.

[૯] હિંદુ વિજ્ઞાનમાં શુક્રનું અર્થશાસ્ત્ર.
પ્રો. બિનોયકુમાર સરકાર.

[૧૦] બૌદ્ધસાહિત્યમાં લગ્ન.
વિમલચૂર્ણ લો.

[૧૧] ધર્મ (કાયદો) તત્વ.
જે. એન. સી. ગંગુલી.

[૧૨] ગુરુ ગોવિંદસીંગના પૂર્વકાલીન સાહસો.
ઇંદ્રભૂષણુ બેનરજી.

[૧૩] હિંદ બહારનું ભારતીય વાઙ્મય.
પ્રભાતકુમાર મુકરજી.

[૧૪] કાચારમાંથી બે સિક્કાઓ.

[૧૫] ક્રેન્ગેનોર.
કે. આર. પિશારોટી.

[૧૬] જાતકોનું ગુણન (multiuication).
બી. એમ. બરૂઆ.

[૧૭] સાધનમાલા અને એનું તીબેટી રૂપાંતર.
વિધુશેખર ભટ્ટાચાર્ય.

[૧૮] જાનપદ અને પૌર (૨)
નરેન્દ્રનાથ લો.

[૧૯] રામપાલ તામ્રપત્રનો રોહિતાગિરિ.

કલકત્તા રિવ્યુ, મે. જુન, ૧૯૨૬

[૧] સ્મૃતિઓમાં બ્રાહ્મણવાદ
ડી. આર. વૈદ્ય

[૨] સર વિલિયમ નોરીસનું સુરતમાં આગમનઃ મોગલ દરબાર તરફથી એની મુસાફરીની તૈયારીઓ
એચ. દાસ

[૩] ઋગ્વૈદિક ઇતિહાસના કેટલાક મહત્વના પ્રશ્નો અને વૈદિક અભ્યાસીઓ
એન. કે. દત્ત.

જુલાઈ, ૧૯૨૬

[ ૧ ] સર વિલિયમ નોરીસનું સુરતમાં આગમન ( ૨ )
એચ. દાસ
[ ૨ ] ઋગ્વૈદિક ઇતિહાસના કેટલાક મહત્વના પ્રશ્નો અને વૈદિક અભ્યાસીઓ
એન. કે. દત્ત
[ ૪ ] વરરુચિની ઉભયાભિસારિકા
સુકુમાર સેન

ઓગસ્ટ, ૧૯૨૬

[ ૧ ] સારસેની વેપાર ઉદ્યોગ
અબ્દુલ હુસૈન
[ ૨ ] સર વિલિયમ નોરીસ મોગલ તંબુમાં ( ૩ )
એચ. દાસ

સપ્ટેમ્બર, ૧૯૨૬

[ ૧ ] સર વિલિયમ નોરીસ મોગલ દરબારમાં ( ૪ )
એચ. દાસ
[ ૨ ] સંકરમનો બૌદ્ધ મઠ
[ ૩ ] ચાલુક્ય સોમેશ્વરનું ચિત્રકલા વિષેનું કથન
એ. એસ. રામનાથ આયર
[ ૪ ] સારસેની વેપાર ઉદ્યોગ ( ૨)
અબ્દુલ હુસૈન

ઓકટોમ્બર, ૧૯૨૬

[ ૧ ] ઉપનિષદ કાલ
કાર્લો ફોમીશી
[૨ ] સર વિલિયમ નોરીસ (૫)
એચ. દાસ
[૩ ] આર્યોનું ભારતને તાબે કરવું
હેમચંદ્ર રાયચૌધુરી

ઇંડિયન રિવ્યુ, માર્ચ, ૧૯૨૬

[૧ ] મહાન સિકંદર અને બ્રાહ્મણ સન્યાસીઓ
રાવ બહાદુર કૃષ્ણરાવ ભોંસલે.

મોર્ડન રિવ્યુ, સપ્ટેમ્બર, ૧૯૨૬

[૧ ] બંગાળામાં સન્યાસીઓનો બળવો ( અપ્રસિદ્ધ લખાણો પરથી )
વ્રજેન્દ્રનાથ બેનરજી

ઑક્ટોબર ૧૯૨૬

(૧) બંગાળામાં સન્યાસીઓનો બળવો (૨)
બ્રજેન્દ્રનાથ બેનરજી

નાગરીપ્રચારિણી પત્રિકા ભા. ૬, અં. ૪

(૧) કવિ રાજશેખરનો સમય
રાય બહાદુર ગૌરીશંકર ઓઝા

(૨) પ્રેમનિધિ
પં. નારાયણશાસ્ત્રી ખિસ્તે

(૩) ઉદ્ભટ ભટ્ટ
પ. બટુકનાથ શર્મા

(૪) ચિરંજીવ ભટ્ટાચાર્ય
પં. જગન્નાથ શાસ્ત્રી

(૫) આશાધર ભટ્ટ
પં. બલદેવ ઉપાધ્યાય

(૬) શ્રીહેમચંદ્રાચાર્ય
પં. શિવદત્ત શર્મા

(૭) કલચુરિસમ્રાટ
રાયબહાદુર હીરાલાલ

ભા. ૭ અંક ૧

(૧) ત્રૈભાષિક શિલાલેખ
પૂરણચંદ્ર નાહર

(૨) હસ્તલિખિત હિંદી પુસ્તકોની શોધ
રાયબહાદુર હીરાલાલ

(૩) શ્રીહેમચંદ્રાચાર્ય
પં શિવદત્ત શર્મા

ભા. ૭ અં. ૨

(૧) માઘ કવિનો સમય
રાયબહાદુર ગૌરીશંકર ઓઝા

નિર્વિજ્ઞાન વિસ્તાર, ઑક્ટોબર, ૧૯૨૬
મત્સ્યપુરાણમાં ઉલ્લેખેલા કેટલાક પ્રાચીન આચાર

ચિત્રમય જગત, એપ્રીલ, ૧૯૨૬

(૧) અસઈની લડાઈ
શિવરામ મહાદેવ પરાંજપે

મે, ૧૯૨૬

(૧) અસહ્કની લડાઇ

શિવરામ મહાદેવ પરાંજપે

જુન, ૧૯૨૬

(૧) અસહકની લડાઇ

શિવરામ મહાદેવ પરાંજપે

જુલૈ, ૧૯૨૬

(૧) અસહકની લડાઈ

શિવરામ મહાદેવ પરાંજપે

બુદ્ધિપ્રકાશ માર્ચ ૧૯૨૬

(૧) મધ્યકાલીન ગુજરાતની સામાજિક પરિસ્થિતિ

હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ

સુ. પુ. બારોટ

જ્ઞાનભંડારસંરક્ષક

# સાભાર સ્વીકાર

શિક્ષાપત્રી ( સટીક )

સ્વામીનારાયણ-મંદિર-વડતાલ

કૃષ્ણમાચાર્ય

સૂર્યપ્રજ્ઞપ્ત્યુપાંગમ્

શેઠ પુંજાભાઈ હીરાચંદ ૩-૮-૦

મલયગિર્યાચાર્ય

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર પર્વ ૬, ૭

જૈનધર્મપ્રસારક સભા ,,

શ્રાદ્ધદિનકૃત્ય ઔર આત્મનિંદા ભાવના (અધુરૂં)

બનારસ જૈન પ્રભાકર પ્રેસ ,,

કર્મગ્રંથ ભા. ૨

દેવેન્દ્રસૂરિ ,,

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર પર્વ ૮-૯

જૈનધર્મપ્રસારક સભા ,,

શ્રી ચૈત્યવંદનાદિ ભાષ્ય ત્રયમ્

બાલાભાઈ કકલભાઇ ,,

દશવૈકાલિક સૂત્ર ટબો

ઉત્તરાધ્યયન સૂત્ર ટબો ,,

પંચસ્તિકાય ટબો ,,

શ્રી પંચાશક ગ્રંથ

હરિભદ્રસૂરિ ટીકા. અભયદેવસૂરિ ,,

સમવાયાઙ્ગ સૂત્રમ્

ધર્મસ્વામી ,,

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર પર્વ ૧૦

જૈનધર્મપ્રસારક સભા ,,

અધ્યાત્મોપનિષદ વા આનંદઘનજી કૃત ચોવીશી

માણેકલાલ ઘેલાભાઈ ઝવેરી ,,

પ્રજ્ઞાપનોપાંગમ્ ( પૂર્વાર્દ્ધ )

મલયગિર્યાચાર્ય ,,

ઉત્તરાધ્યયન

રાય ધનપતિસિંહ બહાદુર.

સૂત્રકૃતાંગમ્

ધર્મસ્વામી.

કર્મગ્રંથ ભા. ૧ — શેઠ પુંજાભાઇ હીરાચંદ
દેવેન્દ્રસૂરિ. — ,,

પ્રજ્ઞાપનોપાંગમ્ ( ઉત્તરાર્ધ )
મલયગિર્યાચાર્ય. — ,, — ૧–૧૨–૦

કર્મપ્રકૃતિ.
શિવશર્માચાર્ય ટીકા. મલયગિર્યાચાર્ય. — ,, — ૨–૮–૦

પાલનપુર એજન્સી ડીરેક્ટરી વો. ૧
ફરામરોજ સોરાબજી માસ્ટર. — મુનિ જિનવિજય દ્વારા.

શ્રીમદ્ ભગવતીસૂત્ર.
પંચમ અંગ ખં. ૨ — શેઠ પુંજાભાઇ હીરાચંદ. — ૧૨–૦–૦
સં. બેચરદાસ જીવરાજ દોશી.

સૌરાષ્ટ્રની રસધાર ભા. ૪
ઝવેરચંદ મેઘાણી. — સૌરાષ્ટ્ર લીમીટેડ. — ૧–૮–૦

ગુરુતત્ત્વવિનિશ્ચય.
યશોવિજય. — જૈન આત્માનંદ સભા. — ૩–૦–૦

શ્રી શત્રુંજયપ્રકાશ.
દેવચંદ દામજી કુંડલાકર. — જૈનપત્ર. — ૧–૦–૦

નેબ્રાસ્કા યુનિવર્સીટી સ્ટડીઝ.
વો. ૧–૨૪ ( બીજાના પ્રથમ અંક અને વીસમાના ૧–૨ અંક સિવાય )
નેબ્રાસ્કા યુનિવર્સીટી, અમેરીકા.

આર્ટવિન્હો ભા. ૧
સૌ. વિમલાગૌરી સેતલવડ — ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. — ૦–૧૨–૦
,, ભા. ૨ — ,, — ૦–૧૨–૦

સૌંદર્યતત્ત્વ.
મહાશંકર ઇન્દ્રજી દવે. — ,, — ૦–૧૦–૦

ગ્રીક સાહિત્યનાં કરુણરસપ્રધાન નાટકોની કથા
સૌ. લવંગિકા પ્રિ. મહેતા. — ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી — ૦–૧૦–૦

કવિતા અને સાહિત્ય વો. ૧
રમણભાઇ મ. નિલકંઠ — ,, — ૧–૦–૦

મરાઠી રિસાયત ( ઉત્તરાર્ધ ) — ,, — ૧–૦–૦
જીવનલાલ અ. શહેના

ગુજરાતી ફારસી અરબી શબ્દોનો કોશ ભા. ૧ — ,, — ૧–૦–૦
ભા. ૨ — ,, — ૧–૦–૦

બાલકલ્યાણ
ડૉ. હરિપ્રસાદ દેસાઇ — ,, — ૦–૦–૦

સિંહાસન બત્રીસી
કેશવપ્રસાદ દેસાઇ ,, ૦-૧૦-૦

જૈન ગુર્જર કવિઓ ભા. ૧
મોહનલાલ દલીચંદ દેસાઇ જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ૫-૦-૦

શ્રી શત્રુંજય ડીરેક્ટરી ,,
મકનજી જે. મહેતા

પાઇઅ લચ્છી નામવાળા ,,
ધનપાલ

બાલવાર્તા ભા. ૪ દક્ષિણામૂર્તિભવન
ગિજુભાઇ

શત્રુંજય વગેરેના ફોટા નં. ૮
અધ્યાપક મલકાની અધ્યાપક મલકાની

તારીખે પાલનપુર ( ઉર્દૂ )
સૈયદ ગુલાબુદ્દીન મીઆં નવાબ સાહેબ પાલનપુર

પાલનપુર રાજ્યનો ઇતિહાસ ભા. ૧ ,,
તાલે મહમદખાન

પ્રવચન સારોદ્ધાર ( ઉત્તરાર્ધ )
દે. લા. જૈ. પુસ્તકોદ્ધારક ફંડ ૪-૦-૦
સિદ્ધસેનસૂરિ

શ્રી લોકપ્રકાશ ભા. ૨
વિનય વિજય ,, ૨-૦-૦

તત્ત્વાર્થાધિગમસૂત્રમ્
ઉમાસ્વાતિ ,, ૮-૦-૦

શિક્ષણવ્યાખ્યાન માળા ગુજરાત વિદ્યાપીઠ ૦-૧૦-૦

લઘુ પાઠ
અ. ધર્માનંદ કોસંબી અ. ધર્માનંદ કોસંબી

